ॐ

# કુસુમકાન્ત

યાને

## સંસાર શેત્રંજ.

### તૃતિય ભાગ.

લેખક અને પ્રકાશક,
સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.
શાહપુર, વડવાળી મ્હેતાપોળ—અમદાવાદ.

સોલ એજન્ટઃ—
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ.

વિક્રમાર્ક ૧૯૮૦ પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦. સને ૧૯૨૪

મૂલ્ય રૂા. ૩-૪-૦.

અમદાવાદ-ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું



શ્રીયુત્ કોરશીભાઈ વિજપાળ દલાલ—રંગુન

# સમર્પણ.

---

## શ્રી. કોરશીભાઈ વિજપાળ દલાલ.

શુભનિવાસ રંગુન.

શ્રીપ્રભુકૃપાથી આપશ્રીએ શ્રી શારદા અને સત્કિર્તીનો વિરલયોગ પ્રાપ્ત કરી પરમાર્થ પરાયણતાનું ઉજ્વળ દ્રષ્ટાંત જગતને બતાવી આપ્યું છે. આપશ્રીએ આજપર્યંત સદ્‌ભાવથી ઉત્સાહ અને ઉત્તેજનનું જળ સીંચી મારા પ્રત્યે પણ અપૂર્વ પ્રેમ કૃપા અને વિશુદ્ધ સ્નેહભરી મમતા રાખી છે. આવા આપના અનેક સદ્‌ગુણોથી હુ આપની તરફ આકર્ષાયો છું અને તેથી આ ગ્રંથ શુભેચ્છાસહ આપ સત્પુરૂષના કરકમળમા સાદર સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું. પરમાત્મા સદા–સર્વદા આપને તથા આપના કુટુંબી જનોને સર્વદા સુખી રાખો.

લી.

આપનો કૃપાઋણી,

સત્યેન્દ્ર મ્હેતા.

# શ્રી. કોરશીભાઇ વિજપાળ દલાલ.

જન્મસ્થાન આસંબીઆ (કચ્છ)    સાંપ્રતનિવાસ મુંબઈ.

## ટુંક ચરિત્ર.

तुङ्गत्वमितरा नाद्रौ नेदं सिन्धावगाधता ।
अलंघनीयता हेतुरुभय तन्मनस्विनी ॥

પર્વતમા ઉંચાઇ છે, તો ગાંભિર્ય નથી અને સમુદ્રમાં ગાંભીર્ય છે ત્યારે ઉંચાઇ નથી બુદ્ધિવાન પુરૂષોના હૃદય ઉચ્ચ અને ગાંભીર્ય બન્ને હોવાથી તેઓ અલંઘનીય હોય છે જીવન સંગ્રામના અસંખ્ય–અસહ્ય હુમલાઓ તેઓ સ્વાત્મ બળથી ઝીલીને સ્વાવલંબનથી ઉન્નત સ્થિતિએ પહોંચે છે. દુઃખ અને પરિતાપ તેમના પ્રેરક બળો થાય છે અને અનુભવથી ઉચ્ચ પદ ઉત્તમ સંસ્કાર કેમ મેળવી શકાય છે, તેના તે દ્રષ્ટાંત રૂપ બને છે.

શ્રીકોરશીભાઇ હૃદયની કેળવણી, અડગ ધર્મભાવના પ્રભુ પ્રત્યે શ્રદ્ધા, જાત મહેનત અને ઉદ્યમ પરાયણતા વગેરે સદ્દગુણોથી જીવનના કર્તવ્ય ક્ષેત્રમા કેટલા આગળ વધ્યા છે અને કેવુ ઉજ્વળ નીતિમય જીવન વ્યતિત કરી રહ્યા છે, તેનુ અમે અહિં સંક્ષેપમા દિગ્દર્શન કરાવીએ તો તે અયોગ્ય ગણાશે નહિ. દરેક માણસ પોતે એક એક દુનિયા છે અને તેથી દરેકના ઇતિહાસો દુનિયાંની તવારીખમા ઓછે વત્તે અંશે બોધ લેવા લાયક હોય છે. શ્રી કોરશીભાઇના જીવનચરિત્રમાથી જે કાંઇ બોધ લઇ શકાય તેમ છે; તે એજ કે અનેક પ્રતિકુળ સંજોગોમા પણ માણસ હિંમત સાહસ સૈર્ય અને પ્રમાણિકતાથી આગળ વધી શકે છે કચ્છમા આસંબીયા નામક ગ્રામ શ્રી કોરશીભાઇનુ જન્મસ્થાન છે. તેઓશ્રી જ્ઞાતીએ

જૈન વિસા ઓશવાળ વણીક છે. તેમનો જન્મ સંવત ૧૯૨૫ના ભાદ્રપદ વદી નવમીના રોજ થયો હતો. તેમના પૂજ્ય પ્રપિતા (દાદાજી) નેણશી શેઠની પ્રતિષ્ઠા પ્રશસનિય હતી. કુળની મોટાઇમા એ પુણ્યશાળી પુરૂષે અતિ વધારો કર્યો હતો તેમને ચાર પુત્રો હતા. તેમાના નાના પુત્રરત્ન વિજપાળશેઠને ત્યા શ્રીકોરશીભાઇનો જન્મ થયો હતો વિજપાળ શેઠ સ્વભાવે સરળ સત્વગુણી અને ધર્મ પરાયણ હતા. તેમણે લગભગ સત્તાવીસ વર્ષ મુબાઇમા નોકરી–વ્યાપારમા ભાગીદારી અને પછી સ્વતંત્ર વ્યાપારમા વ્યતિત કર્યા હતા. બાદ જીવન કર્તવ્ય પૂર્ણ થતા જીવનની ઉજ્વળ કારકીર્દિ મૂકી તેઓશ્રી સંવત ૧૯૬૦ના માઘ માસમા એકસઠ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસી થયા હતા. પિતાનુ પુણ્યધામ પ્રયાણ થતા સઘળો બોજો શ્રી કોરશીભાઇને માથે આવી પડયો શ્રી કોરશીભાઇમા મહનશિલતા, આત્મસંયમ–ધર્મ શ્રદ્ધા અને પ્રેમભાવના સાથે ઉચ્ચ આદર્શો કે જે અત્યારે સઘળાનું ધ્યાન ખેચે છે; તે તેમના પૂજ્ય પિતાશ્રી અને તેમના પુણ્યશાળી માતુશ્રી હીરબાઇ તરફથી તેમને મળેલી અમૂલ્ય બક્ષિસ છે. સંસારની નાની–મોટી અનેક આપત્તિઓ રૂપી ભઠ્ઠીમા સોહાઇને વિશુદ્ધ કુંદન સમાન દીપી નીકળેલાં ભગવતી સ્વરૂપ હીરબાઇનુ જીવન ઉજ્વળ–આશાવંત અને આદર્શમય હતું તેમણે પોતાનો સંસાર વ્યવહાર બહુ ડહાપણ ખંત–શ્રદ્ધા અને ઉદ્યોગ પરાયણતાથી ચલાવ્યો હતો. શ્રી કોરશીભાઇના સુકોમળ હૃદયમા ઉચ્ચ સંસ્કારો સ્થાપવાનું સઘળુ માન પુણ્યવંતા હિરબાઇનેજ ઘટે છે. શ્રીકોરશીભાઇનુ શાળા શિક્ષણ વિશેષ ન્હોતું, પણ પ્રભુ કૃપાએ માનસીક તથા અનુભવનું સંપૂર્ણ શિક્ષણ મેળવીને આજે તેઓશ્રી તેમનું જીવન આદર્શ–ઉજ્વળ બનાવી સર્વને ચકિત કરી રહ્યા છે.

નાટ્યાલયની રંગભૂમિપર જેમ પડદા પડે તેમ શ્રીકોરશીભાઇના જીવનમા જુદા જુદા પડદાઓ પડેલા છે અને સમાજને જુદા જુદા દશ્ય દેખાડેલા છે ગુજરાતી વાચવા-લખવા જેટલું જ્ઞાન સપાદન કરી તેઓ જ્યારે મુબાઈ આવ્યા ત્યારે તેમના પૂજ્ય પિતાશ્રી વિજપાળશેઠ અનાજના વ્યાપારમા હતા કોરશીભાઇને પરચુરણ કાર્ય ઉપરાત સ્ટેશને જઇ ટપાલ લઇ આવવા પહોચાડવા વગેરેનુ કાર્ય સોપવામાં આવ્યુ. પ્રભુએ તેમને જો કે સંપૂર્ણ વિદ્યા પ્રાપ્ત કરવાના સયોગોથી વિમુખ રાખ્યા હતા, પરતુ શરીર કસવાના આત્મસયમ શીખવાના મનોબળ વધારવાના-સહનશીલ થવાના અને ઘટના ચક્રના પ્રતિક્ષણે બદલાતા રગના અનુભવ મેળવવાના સંયોગો તો જરૂર મેળવી આપ્યા હતા.

પિતાજીની આજ્ઞાનુ પાલન કરતા કોરશીભાઇએ એક પડયાજીની કૃપાથી મુબાઇના ગણીત હિસાબ અને તેની કુચીંયો શીખી લીધી. આ પછી સવત ૧૯૪૪ મા તેઓશ્રી ઉમરશી રાયશીની કંપનીમા ચોખાની વખારમા કામ શીખવા-વ્યાપારી જ્ઞાન પ્રાપ્ત કરવા રહ્યા તેમનો આ સમય અને તે પછીનો કેટલોક સમય અતિશય દુઃખોમા વ્યતિત થયો હતો. મુંબાઇનુ ખર્ચાળ જીવન, પાસે વિદ્યાની ઉણપ અને ભાગ્યદેવીની વિષમ પ્રતિકુળતાના કારણે કોરશીભાઇને અતીઘણું કષ્ટ સહન કરવુ પડયુ હતું. તેમની એ કષ્ટ કથા વાચતાં-જાણતા અમારૂ હૃદય પણ કપી ઉઠે છે. આવા વિષમ સમયમા તેમણે અપૂર્વ ધૈર્ય અને ઇશ્વર શ્રદ્ધાનો અલભ્ય લાભ મેળવ્યો. ગમે તેવી પ્રતિકુળ પરિસ્થિતિમાં પણ નિરાશ નહિ થવાનું અને પ્રભુ પ્રત્યેની પૂર્ણ શ્રદ્ધા નહિ ત્યાગવાનુ તેઓ શીખ્યા. ગરીબાઇમા અમીરી માની. ગરીબાવસ્થાથી સહજ સાપડતા સદ્‌ગુણો વિનય-વિવેક નમ્રતા વગેરેનો તેમને લાભ મળ્યો; અને તે સાથે દુઃખના ટૂટતા પ્હાડોની સામે

અચળ–અડગ–સ્થિર રહેવાનો સ્વભાવ કેળવાયો. તેઓશ્રીએ મુંબાઇ-મા જુદે જુદે સ્થળે નોકરીઓ કરી પુષ્કળ અનુભવો સાથે વ્યાપા-રનું પણ અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત કર્યું. આ પછી શાહ નાગશીભાઇ લાધાની કૃપાથી તેઓશ્રી વ્યાપારી લાઇનમા આગળ વધ્યા; અને "व्यापारे वसति लक्ष्मीः" એ સૂત્રાનુસાર શ્રીપ્રભુ કૃપાએ વ્યાપા-રમા લાભ મેળવવા લાગ્યા. મનુષ્ય માત્રને તેના સમગ્ર જીવનમાં ભાગ્યદશાના ફેરફારની એકાદ ઉત્તમ તક મળી જાય છે. પણ જો એ તકનો સદ્ઉપયોગ કરવામા આવે છે તો તેની સ્થિતિમા મોટો તફાવત પડી જાય છે. શ્રીહીરજીભાઇ એવી તકને નિરર્થક ગુમાવે એવા ન્હોતા, પણ ભાગ્યદશાએ તેમને એવી તક હજી મળી ન્હોતી. તેમનુ મન એ શુભ તકની રાહ જોતું હતું. તેઓ પૂર્ણ પ્રમાણીક હતા. "પ્રમાણિકપણું એ મનુષ્યનું મોટામા મોટું ભૂષણ છે અને તેથીજ જીવન ઉજવળ–સુખી બને છે." એ તેમનો મૂળથીજ મુદ્રા-લેખ હતો. જ્યારે તેઓશ્રી શેઠ નાગશીભાઇને ત્યાં હતા; ત્યારે તેમની આવડત–ડહાપણ–પ્રમાણિકતા–કાર્યપરાયણતા અને વ્યાપારી કુનેહ જાણી–સમજી અન્ય અનેક શ્રીમાનોએ તેમને લલચાવવાના અનેક પ્રયત્નો કર્યા હતા; પણ હીરજીભાઇ છેક છેવટ સુધી પોતાના પ્રમાણીકપણાને–વફાદારીને પૂર્ણપણે વળગી રહ્યા હતા જે શેઠની કૃપાના પરિણામે પોતાના ભાગ્યનો વિકાશ થવા માંડ્યો હતો, તે સર્જન શ્રીમાનની આજ્ઞા વિના તેમને ત્યજી અન્યની સેવા સ્વી-કારવી એ તેમને મન મહાન્ પાપ સમજાતુ; લક્ષ્મીના લાભ કરતાં પોતાની પ્રમાણિકતા અને પ્રતિષ્ઠાનો લાભ પ્રથમજ વિચારતા. તેમના આવા શુભ સ્વભાવથી તેમની આબરૂમા વધારો થયો અને છેવટે મહાન ધનાઢ્યોથી પણ ન પાડી શકાય એટલી પ્રતિષ્ઠા તેમણે શ્રીપ્રભુ કૃપાએ પોતાના સદ્ગુણોથી વધારી. સમય તેનું કાર્ય કરી

રહ્યો હતો. શ્રીકોરશીભાઈનું કર્તવ્યક્ષેત્ર હવે અન્ય સ્થળે નિર્માયું હતુ. શેઠ ઇસ્માઇલભાઇ કાસમ કરીમાણીએ તેમને કલકત્તા મોકલવાનો વિચાર જણાવ્યો. કોરશીભાઇને તેમના જુના શેઠજીએ આશિર્વાદ સાથે રજા આપી તેમને જુનું સ્થાન છોડતા ઘણું લાગી આવ્યું; પરતુ પોતાનુ ભાવી અન્યત્ર પ્રેરે છે એમ માની તેઓ મુબાઇ છોડી જવાને તૈયાર થયા. તેમના પૂજ્ય પિતાજીના પરમમિત્ર ખોજા લાલજીભાઇ સાજનના સુપુત્ર કરીમભાઇ અને અન્ય સ્નેહિ સજ્જન મિત્રોની કેટલીક આવશ્યકિય સલાહોનો સહર્ષ સ્વિકાર કરી તેઓ મુબાઇથી કલકત્તે આવ્યા અને ત્યા થોડાદ મહિના રહી રગુન ગયા. આ વખતે શેઠ માધવજી દ્વારકાદાસ અને શેઠ વીસરામ ઇબ્રાહિમની મળી બેજ ચોખાના વેપારી તથા એજટોની કપનીઓ હતી. આ કપનીઓ જગબાર–મોમ્બાસા પૂર્વ આફ્રિકા અને મુંબાઇ માલ મોકલતી. કોરશીભાઇએ શેઠ કરમાણી સારૂ માલ ચકાસવા માડયો, અને તેથી એ લાઇનનો પણ કેટલોક નવો અનુભવ મળવા લાગ્યો. તેમને આ વખતે અંગ્રેજી બોલતા કે લખતાં આવડતું ન્હોતુ. અંગ્રેજી ભાષાનો ઘણો ઉપયોગ થતો. કોરશીભાઇ મનમા મુઝાતા તેમણે તે પછી તરતજ રાતના સમય મેળવી અગ્રેજી અભ્યાસ શરૂ કર્યો અને પરિણામે શીખી ગયા રગુનના વ્યાપારીઓમા પણ તે ખૂબ પ્રિય થઇ પડયા. સસારનો સઘળો બોજો તેમના શિરે હોવાથી કુટુબના અને ન્યાત–જાતના કામ પ્રસગે તેમને અનેક વખત પોતાની જન્મભૂમિ આસબીએ જવુ આવવુ થતું. આ કારણથી તેઓશ્રી હજી સુધી ધંધામા બરાબર જામી શક્યા ન્હોતા, પણ તેમની આશા તો અમરજ હતી. તેમણે આ દૂરના પ્રદેશમા જ પોતાનો ભાગ્યવિકાસ ભવિષ્યમા નિહાળ્યો હતો; અને પછી સંવત ૧૯૫૪ મા દેશથી રગુન પાછા આવ્યા. આ સમયે

ભાવીની ભવ્ય-ઉજ્વળ રેખાઓ તેમને દૃષ્ટિગોચર થવા લાગી. રંગુનના પ્રતિષ્ઠિત શ્રીમાન વ્યાપારીઓમા તેમની શાખ ખૂબ વધવા માડી, અને તેઓના તરફથી ધધામાં પણ લાભ મળવા લાગ્યો આ પછી તેમની પર પૂર્ણ કૃપા રાખનાર શેઠશ્રી ઇસ્માઇલભાઇ લગભગ સંવત ૧૯૬૨ ના અરસામા દેહ ત્યાગી સ્વર્ગવાસી થયા. બાદ કોરશીભાઈએ ત્યાથી નીકળી શેઠશ્રી કરીમભાઇ લાલજી સાજન સાથે ભાગીદાર તરીકે જોડાઇ લગભગ સાતેક વર્ષ સુધી વ્યાપારનુ કાર્ય આગળ ચલાવ્યુ. આટલા લાબા સમયમા તેમણે વ્યાપારી કાર્યનો પુષ્કળ અનુભવ મેળવી લીધો અને પછી ત્યાથી છુટા થઇ પ્રભુના ભરોસે સ્વતત્ર કાર્ય કરવા માડયું ધર્મ-નીતિ અને પ્રભુ પ્રત્યેની શ્રદ્ધાથી તેમણે શ્રી અને સરસ્વતીની કૃપા મેળવવા માડી. આજે તેઓશ્રી પૂર્ણ સતોષી અને પરમ સુખી છે. તેમની પર શ્રી દેવીની જેમ-જેમ વધુ કૃપા થતી જાય છે, તેમ તેઓ અનેક પુણ્ય કાર્યો કરી જીવનને વધુ ઉજ્વળ બનાવી રહ્યા છે.

આ લખનાર પર પણ તેમની સંપુર્ણ કૃપા ઉતરેલી છે કોઇ પૂર્વના શુભ સંસ્કારે જ આવા નિરાભિમાની ધર્મ પરાયણ-પરોપકારી અને દયાળુ શ્રીમાનનો સ્વર્ગિય સ્નેહ સંપાદન થવાથી હું મને પણ મહા ભાગ્યવાન સમજુ છુ.

સારા નીતિમય-ઉપદેશમય પુસ્તકો પ્રત્યે તેમને અપાર પ્રેમ હોવાથી તેઓ જુદાં-જુદા પુસ્તકો વાંચી-વિચારી જ્ઞાન મેળવતા રહ્યા છે. સાહિત્ય સેવકોને તેમના તરફથી ઉત્સાહ તથા મદદ મળ્યાજ કરે છે જ્ઞાતિસેવા અને દેશસેવામા તેઓ નિરંતર ઉત્સુક રહે છે. પરોપકાર એ તેમના જીવનનુ પ્રથમ સુત્ર છે. તેમના દાનનો પ્રવાહ હમેશા ગુપ્ત જ રહે છે. તેઓ મોટાઇ કે નામના મેળવવા બિલ્કુલ ઇચ્છતા નથી. તેમનું આટલું જીવન ઘણી વિનંતિઓને અંતેજ પ્રાપ્ત થયુ છે.

અનેક અનાથ–દુઃખી ગરીબ જનો શ્રી કોરશીભાઇથી સંતોષ પ્રાપ્ત કરી તેમનાપર આશિષ વરસાવી રહ્યા છે. કોરશીભાઇની સખાવતો ઉદાર છે. તેમની સખાવતોના આંકડા અમને મળી શકયા નથી અને મળે પણ નહિ. શુભદાન કરનારની પાસેથી એવુ જાણવાની ઇચ્છા રાખવી તે નકામી છે. પરંતુ એટલુ તો ચોક્કસ છે કે તેમની પાસે જનારને કદાપિ પણ નિરાશ થઇને પાછુ ફરવુ પડતું નથી. તેમના ધાર્મિક વિચારો મહાન–ઉદાર છે, દાન દેવામા તેઓ ધર્મ–જાતિના ભેદનો વિચાર કરતા નથી **सर्वथा सर्वदा सर्वभूतानामनभिद्रोहः अहिंसा श्रेया.** અર્થાત્, કોઇ પણ મનુષ્ય પ્રાણીનો દ્રોહ નહિ કરતાં સઘળા વિષે ભ્રાતૃભાવ રાખી પરસ્પર પ્રેમ રાખવાથી અંતે શ્રેય થાય છે. આ સુત્રનુ તેઓ સર્વદા યથાર્થ પાલન કરી રહ્યા છે. ગુજરાતી પુસ્તકો અને લેખકો પ્રત્યે તેઓ સર્વદા પ્રેમની નજરે જોતા આવ્યા છે અને જુએ છે. દેશના હિતને પણ વિસરતા નથી. હુ કાણુમાં એજ કે તેમનુ સૌજન્ય–સૌહૃદયતા–સરળતા અને નિરાભિમાનપણું ખરેખર પ્રશંસનિય છે. શ્રી કોરશીભાઇના સાસારિક જીવનની થોડીક નોંધ અત્રે ના લઇએ તો આ ચરિત્ર અપુર્ણ ગણાય. પ્રભુ કૃપાએ તેમના કુટુંબમાં સંપ–આનંદ સર્વદા વ્યાપેલોજ રહે છે. તેમના સુપુત્ર શ્રીરવજીભાઇ વિદ્યાપ્રેમિ–સુશિક્ષીત–સંસ્કારી સુશિલ અને આજ્ઞાપાલક યુવક છે.

શ્રી જગનિયંતાની કૃપાથી રવજીભાઇને પણ એક પુત્ર રત્ન અને ત્રણ પુત્રી રત્નો છે. પુત્રનુ નામ ચી. શાન્તિલાલ છે અને પુત્રીઓના નામ સુંદરબાઇ કેશરબાઇ અને નિર્મળાબ્હેન છે. આ નાના બાળકો શ્રી કોરશીભાઇને સ્વર્ગિય સુખનો આનંદ સમર્પિ રહ્યા છે. તેમનો આ પૌત્ર લાભ તેમના સુપુણ્યનુજ પરીણામ છે, એમ કેમ ન મનાય ? શ્રીકોરશીભાઇના પુણ્યશાળી પુત્રી બ્હેન

શ્રીપાનબાઇ પણ સુશિલ અને સર્વ સદ્દગુણોના ભંડાર છે સમસ્ત સંસારમાં અને જીવનમાં સદ્દગુણ સિવાય અન્ય કંઇ પણ વસ્તુ કિંમતી નથી. સદ્દગુણ આ સંસારમાંજ સ્વર્ગ લાવે છે.

દેશના ઉદયને માટે વ્યાપારની વૃદ્ધિ આવશ્યક છે. જે દેશનો વ્યાપારી વર્ગ આબાદ બની વેપારનો વિકાશ કરે છે, તે દેશનો જલ્દી ઉદય થાય છે. શ્રીકોરશીભાઇ એક ઉત્તમ વ્યાપારી અને દલાલ છે. તેઓ અનીતિના કટ્ટા વિરોધી છે ધંધામાં ધર્મ રાખવો એ એમનું જીવન સૂત્ર છે. તેઓ લાભની આશાએ કે લાલચમાં લપટાઇને ધંધામાં કદિ પણ ઢોંગ–જુઠ કે કપટનો આશ્રય લેતા નથી. સુમાર્ગે સંપાદન કરેલું દ્રવ્યજ લાભકારી છે એવી તેમની દ્રઢ માન્યતા છે. તેઓ જે પ્રમાણે બોલે છે, કહે છે તે અનુસાર વર્તન રાખે છે તેમના લઘુ બન્ધુ શ્રી મુળજીભાઇ પણ સર્વ સદ્દગુણોથી અલંકૃત છે. તેમનું સરળ અને શાન્ત જીવન પ્રશંસનિય છે. સંપ અને સદાચરણ તેમને અતિ પ્રિય છે. પ્રભુકૃપાથી તેમને પણ એક પુત્ર અને બે પુત્રીઓ છે. પુત્રનું નામ ચી. પ્રેમજીભાઇ અને બ્હેનોના નામ વેલબાઇ તથા વેજબાઇ છે જ્યાં સત્ય–સદાચરણ–ધર્મનું સામ્રાજ્ય પ્રવર્તીએલું હોય છે અને જ્યાં પ્રભુના નિર્દોષ બાળકો આનંદનો કિલકિલાટ કરતા હોય છે ત્યાંજ ખરેખરૂં સ્વર્ગિય સુખ આવીં વસેલું હોય છે એક સદ્દગુણી ધર્મીષ્ટ અને આદર્શ પુરૂષ તરીકે શ્રીકોરશીભાઇના જીવનનો આટલો ટુંક ઉલ્લેખ પૂર્ણ કરી શ્રી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે શ્રી કોરશીભાઇને તથા તેમનાં આપ્ત જનોને દિર્ધાયુ સમર્પી–સદા સર્વદા સુખી રાખી યશસ્વિ કરો અને તેમના વંશની વૃદ્ધિ થાવ. અસ્તુ.



## નિવેદન.

सर्वभूतस्थमात्मान सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

---

શ્રીભગવાન ગીતાજીમા અર્જુન પ્રત્યે કહે છે કે, આત્મા, પંચ મહાભૂત અને તેના જડ ચૈતન્યાદિક સર્વ કાર્યમા ગુપ્ત રીતે રહેલો છે તેમજ સર્વ ભૂતો પણ ગુપ્ત રીતે આત્મામા રહેલા છે, માટે સઘળા ભૂત પ્રાણી પ્રત્યે જે પુરુષ સમભાવની દૃષ્ટિથી જુએ છે, તેજ પરમયોગિ—મહાન પુરુષ છે

આ શુભ ઉપદેશ જો દરેક મનુષ્યો પોતાના અતરમાં યથાર્થ રીતે ઉતારે, તો આ પૃથ્વીપરજ સ્વર્ગ નજરે પડે મનુષ્યો પુસ્તકો દ્વારા નીતિ, ન્યાય અને સત્યના સિધ્ધાન્તો વાચે છે–વિચારે છે અને સમજે છે, પણ તે પ્રમાણે યથાર્થ વર્તન કરી શકાતુ નથી પરંતુ જે ઉત્તમ વાચકો છે, એતો દરેક પુસ્તકો–નવલકથાઓમાથી પણ સત્ય તત્વજ ગ્રહણ કરી લે છે કર્મયુગની શરૂઆત થઇ ચૂકી છે આ કર્મભૂમિ છે ભારતદેશ સત્યપ્રેમી–વિશ્વપ્રેમી સજ્જનોની ઇચ્છા ધરાવી રહ્યો છે જનસેવા–દેશસેવા એ સ્વય ઇશ્વરની સેવા છે આ સૂત્રનું સૌએ પ્રતિપાલન કરી દેશના કલ્યાણને અર્થે મથવાન પડવુ જોઇએ. આ ભાગ બહાર પાડતા કઇક વિલબ થયો છે, તેને માટે પ્રિય પાઠકો દરગુજર કરશે એવી આશા છે વાર્તા વિભાગ આ ભાગમાજ પૂર્ણ કરવાનો ઇરાદો હતો, પરતુ તેમ કરી શકાયુ નથી. ચોથા ભાગમા વાર્તા પૂર્ણ થશે. શ્રીપ્રભુ કૃપા હશે તો ચતુર્થ ભાગ ટૂક સમયમાજ પ્રગટ કરી અમારા પ્રિય વાચકગણના કરકમળમાં સાદર સમર્પણ કરીશું વાચકો આગથી કટાળે છે એ અમે સારી રીતે સમજીએ છીએ, પણ અનેક કારણોના અગે એક પછી એક ભાગ તરતમા બહાર પાડતા વિલબ થાય છે આપણુ ધાર્યું કઇ પણ કામમા આવતું નથી દરેક કાર્ય ઇશ્વરની ઇચ્છાનુસારજ થયા કરે છે અતમા કહેવાનુ એજ કે પ્રકૃત્તિ અસ્વસ્થ રહેવાના કારણે પુસ્તકમા ભૂલો માલુમ પડે તો વાચકો ક્ષમ્ય દૃષ્ટિથી જોશે અને સુધારીને વાચવાની કૃપા કરશે સર્વનુ શુભ થાઓ

વિક્રમાર્ક ૧૯૮૦ સક્રાન્તિ }
તા ૧૪–૧–૨૪ અમદાવાદ }

સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

# અનુક્રમણિકા.

# વંદેમાતરમ્.

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્ !

શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિનીમ્
ફુલ્લ કુસુમિત-દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્ !

બહુબલ ધારિણીમ્ નમામિ તારિણીમ્
રીપુદલ વારિણિમ્ માતરમ્ !

નમામિ કમલામ્, અમલામ્ અતુલામ્
સુજલામ્ સફલામ્ માતરમ્
વંદે માતરમ્

શ્યામલામ્ સરલામ્ સુસ્મિતા ભુષિતામ્
ધરણીમ્ ભરણીમ્ માતરમ્ !
વંદે માતરમ્

ભજનાવળી.

## ગરવી ગુજરાત.

જય જય ગરવી ગુજરાત,
જય જય ગરવી ગુજરાત;
દીપે અરૂણું પરભાત.
ધ્વજ પ્રકાશસે ઝળળ કુસુમ્બી, પ્રેમ શૌર્ય અંકિત,
તું ભણુવ-ભણુવ નિજ સંતતિ સઉને, પ્રેમભક્તિની રીત.
ઉંચી તુજ સુન્દર જાત,
જય જય ગરવી ગુજરાત. ૧

ઉત્તરમા અમ્બા માત,
પૂરવમા કાળી માત;
છે દક્ષિણુ દિશમા કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમા સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત! ૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણુ હોય;
વળી જોય સુભટના જુદ્ધ રમણુને રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર;
સંપે સોહે સૌ જાત,
જય જય ગરવી ગુજરાત. ૩

તે અણુહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ;
તે રંગથકી પણુ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભશકુન દિસે મધ્યાન્હ શોભશે, વીતી ગઈ છે રાત;
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત. ૪

ભજનાવળી.

# કુસુમકાન્ત.

## તૃતિય ભાગ.

### ૧

**અદ્ભુત ઘટના.**

*નાવિરતોદુશ્ચરિતાન્નાશાન્તોના સમાહિતઃ ।
નાશાન્તમાનસોવાપિ પ્રજ્ઞાનેનૈનમાપ્નુયાત્ ॥

અરે આ શુ?! વાસુદેવના મહાલયમા આ ભયંકર ઘટના શાની બની રહી છે? પવિત્ર ઇન્દુમૂખીના શયનાલયમા આ પતિત પિશાચ કોણ ઉભો છે? જુઓ–જુઓ તે શયતાને તેના હાથમા કાતિલ ખંજર પકડેલુ છે. નરાધમ ખૂની દ્રષ્ટે ઇન્દુના મુખ સામે નજર કરી રહ્યો છે. પાપીએ ઇન્દુને બેશુદ્ધ બનાવી છે. દીપક હોલવાઈ ગયો છે. સર્વત્ર ગાઢ અંધકાર ફરી વળ્યો છે. નિસ્તબ્ધતા વ્યાપેલી છે. કુદરત પવિત્ર ઇન્દુપર કરૂણા દર્શાવી રહી છે. નિર્દોષ રમણીનું ખૂન કરવા તત્પર બનેલો બદમાસ પણ વારંવાર કંપે છે. ખંજરવાળો તેનો હાથ ધ્રુજે છે. તેનો અંતરાત્મા તેને અધમ કાર્ય કરતા અટકાવે છે, પણ દ્રવ્યના લોભથી તેનું મલિન મન અધમ

---

* જે મનુષ્ય દુષ્કર્મથી વિરત થયો નથી; ઇંદ્રિય ચાંચલ્યથી શાન્ત થયો નથી, જેનું ચિત્ત સમાહિત થયુ નથી અને કર્મ–ફલ–કામના પ્રયુક્ત જેનું મન શાન્ત થયુ નથી; તે મનુષ્ય કેવળ જ્ઞાનદ્વારા પરમાત્માને પ્રાપ્ત થતો નથી. અર્થાત્, તેનું જીવન આ જગતમાં નકામું જ છે.

કર્મ કરવાને પ્રબળ થાય છે. મહાલયમા કોઇ જાગતું નથી. વાસુદેવ નિસાથી ચકચૂર બની તેના ઓરડામા બેઠો છે અને ઇન્દુના મૃત્યુ સમાચાર જાણવાની આતુરતા ધરાવી રહ્યો છે. ખૂનીના બે માણસો નજીકના ઓરડામાં છૂપાઇ રહી કામ પૂર્ણ થવાના સંકેત ધ્વનિની રાહ જોઇ રહ્યા છે. આ ખૂની કોણ ? મહારાજ. દ્રવ્યની લાલસાથી તે ઇન્દુનું ખૂન કરવાને તત્પર બન્યો છે. શુ ચ ચળ લક્ષ્મીની લાલચથી મહારાજ નિર્દોષ ઇન્દુનું ખૂન કરશે ? હા, જરૂર. લક્ષ્મીની લાલચ નિરાળી છે. લક્ષ્મીના લોભથી જ આ જગતમા ભયાનક ઉથલ પાથલ મચી રહી છે. લક્ષ્મીના કારણે જ અનેકજનોનું નિકદન નીકળ્યુ છે. આપણી આ સ્વર્ગભૂમિ-ભારતભૂમિ લક્ષ્મીના કારણે જ લુટાઇ છે અને હજી પણ લુટાય છે. લક્ષ્મીની લાલચથી ભય કર ઉત્પાત મચે છે. પુણ્ય-વાન પણ પાપી બને છે. લક્ષ્મીના મોહમા અંધ થએલા મનુષ્યને સારાસારનું ભાન હોતું નથી મહારાજ પાપી છે, ભય કર ખૂની છે. તેના હૃદયમા દયાનો અંશ નથી. મરૂભૂમિમા જળ જણાય; કસાઇમા કરૂણા ઉત્પન્ન થાય તોજ મહારાજના હૃદયમા દયાનો સ ચાર થાય. પિશાચનો ખ જરવાળો હાથ ઇન્દુના કોમળ હૃદય તરફ વળવા લાગ્યો. પણ એટલામા જ પાપીના મનમા ઇન્દુના ગળામાંથી સુવર્ણ-મોતીની માળાઓ કાઢી લેવાની ઇચ્છા ઉદ્ભવી. તત્કાળ તેણે ખ જર કમ્મરમા ખોસ્યુ અને ઇન્દુના કઠના અલ કારો ઉતારવાનું કાર્ય આરભ્યુ. જે વખતે આ નરાધમ અલ કારો ઉતારવાનું કાર્ય કરી રહ્યો હતો; તે વખતે ઇન્દુના ઓરડાની બહાર કઇક અદ્ભુત ઘટના બની રહી હતી એક શ્યામ વ્યક્તિ ઝડપથી ચાલી આવી અને મલ્લરાજના મદદગારો જે ઓરડામા છૂપાઇ ઉભા હતા; તે ઓરડા નજીક આવી. નજીકમા જ ઇન્દુનો ઓરડો આવેલો હતો. તે શ્યામ વ્યક્તિએ

એ તરફ જોયુ. સઘળું શાન્ત જણાયું. તરત તે વ્યક્તિએ ઓરડાને બહારથી સાકળ ચઢાવી ઉપર તાળુ લગાવ્યુ. મલ્લરાજના સાથિતો અંદર પૂરાઇ રહ્યા. તેઓને ખબર પડી નહિ કે બહારથી બારણા બંધ થયાં છે તેઓ તો મલ્લરાજનો સંકેતધ્વની સાભળવાની આતુરતા ધરાવી રહ્યા આવનાર શ્યામઆકૃતિ વિદ્યુતવેગે ઇન્દુના ઓરડા પાસે આવી દ્વાર ખાલી વાસેલા હતા તે વ્યક્તિએ ધીમે રહી દ્વાર ઉઘાડી અંદર જોયુ તો અદ્‌ભુત દ્દશ્ય નિહાળ્યુ. મલ્લરાજે આ વખતે પોતાની પાસેનું છૂપુ ફાનસ સળગાવ્યુ હતું અને તેને નજીકમા મૂકી ઇન્દુના ગળાની માળાઓ ઉતારવા માંડી હતી બહાર મધ્યરાત્રિ થઇ હતી. સિપાહીઓ રોન ફરવાને નીકળ્યા હતા. જળ જ પી ગયુ હતું. કુતરાઓના રૂદનના આર્તનાદ સભળાઇ રહ્યા હતા. રાત્રિએ કાળસ્વરૂપ ધારણ કર્યું હતું. આ વખતે જ ઇન્દુમુખીના શયનાલયમા પ્રવેશેલો શયતાન તેનું કાર્ય ઝડપથી આટોપી લેતો હતો. દાગીના ઉતારીને જ ઇન્દુનું ખૂન કરવાનો આ કસાઇએ નિશ્ચય કર્યો હતો. પણ પ્રભુની ઘટમાળ કઇક ન્યારી જ છે. પાપી ગમે એવા ઘાટ ઘડયા કરે પણ પ્રભુ કઇક જુદુ જ કરે છે. જે મનુષ્યો પ્રભુમા દ્દઢ શ્રદ્ધા ધરાવે છે; જેઓ કર્તા–હર્તા પ્રભુને જ માને છે, તેઓને પ્રભુ કદી વિસારતા જ નથી. છેવટના વખતે દીનદયાળ પરમાત્મા અવશ્ય સ્હાયરૂપ થાય છે. પ્રભુની પ્રેરણાથી જ ઇન્દુનું રક્ષણ કરવા આ અદ્દભુત ભેદી વ્યક્તિ એકાએક આવી ચઢી. પાપીનું પાપકર્મ નિહાળી તે વ્યક્તિ ગુસ્સાથી કપવા લાગી. તેની આખ્યોમાં ખૂન ઉભરાયુ, તેણે એક પળવારમા જ કંઇક નિશ્ચય કરી લીધો અને પછી જેમ વનરાજ શિકારપર તલપે એ મુજબ તે કાળી આકૃત્તિએ મલ્લરાજપર આક્રમણ કરી એક સખ્ત મુક્કો તેના લમણામા લગાવી ધીમેથી પણ કંઇક ઉચ્ચ સ્વરે કહ્યું, "નરાધમ! ખૂની!"

મુક્કાના સખ્ત આઘાતથી મહારાજ જમીન પર ઉથલી પડયો. તેના હાથમાંની માળા જમીન પર પડી, પણ તે તત્કાળ ઉભો થયો. તેની આખ્યોમાથી આગ વરસવા લાગી. તેણે ખૂની આખ્યો વડે પોતાને મૂક્કો મારી દૂર ફેંકનાર તરફ જોયું. કાળી વ્યક્તિ ઇન્દુની પાસે અને પાપીની સામે જ ઉભી હતી. આ વખતે તેના હાથમા ભરેલી પિસ્તોલ તૈયાર હતી અને તે તેણે મહારાજની તરફ ધરી રાખી હતી. મહારાજના આખા શરીરમા ખૂન વરસી રહ્યું હતું; પણ પિસ્તોલ જોતાંજ તેના ગભરાટ અકળાટનો પાર રહ્યો નહિ. તે લાચાર બન્યો. તેણે બૂમ મારી પોતાના મદદગારોને બોલાવવાનો વિચાર કર્યો, પણ તે તેનો વિચાર અમલમા મૂકે એ પહેલાજ ભેદી વ્યક્તિએ ગભીર અવાજે કહ્યું; "જો કઇ પણ અવાજ કર્યો તો સમજજે કે આ પળેજ તું પિસ્તોલનો શિકાર બન્યો."

મહારાજ ગભરાયો તેનું સર્વાંગ ધ્રુજવા લાગ્યુ. તેણે મદ અવાજે પૂછ્યુ; "તું કોણ છે?"

"હુ કોણ છુ તે તું તારી મેળેજ ઓળખી લે." તે શ્યામ વ્યક્તિએ મુખ પરથી શ્યામપટ અલગ કર્યો. તેનું મુખ નિહાળતા જ મહારાજ એક ઝીણી ચીસ નાખી નીચે બેસી જતા બોલ્યો, "ઓહ! તું જોનસન"

જોનસને હસતા–હસતા તેની નજીક જઇ એક હાથે તેનો હાથ પકડી પૂછ્યુ; "કેમ ઓળખાણુ પડીને?"

"જોનસન! મને જવાદે, તું માગે તેટલુ ધન તને આપુ. તું મારો શત્રુ મટી મિત્ર થા તારે અને મારે શુ વૈર છે કે જેથી તું મારી પાછળ પડયો છે?" મહારાજે કહ્યું.

"નરપિશાચ! તું જગતનો વૈરી છે; દુનિયામાં જીવવાને તદ્દન નાલાયક છે. ત્હેં અનેક જનોના ખુન વહાવ્યા છે; અનેક જનોને રઝળતા બનાવ્યા છે. તારા જેવા દુષ્ટ-ખુનીને પકડવો યા મારવો તે મારૂ પ્રથમ કર્તવ્ય છે. ચંડાળ! તું આ જોનસનને તારા જેવો દુષ્ટ ધનનો પૂજારી સમજીશ નહિ. તે તારી લાલચોને ધિક્કારે છે. પાપાત્મા! તારા દિવસ હવે ભરાઇ ચૂક્યા છે. તું હવે કોટી ઉપાયે પણ બચનાર નથી. તારે ફાંશીના માંચડે ચઢી કરેલા કર્મનો જવાબ આપવા પ્રભુના દરબારમા જવુ જ પડશે. ખુની! ચાલ મારી આગળ થા."

મહારાજે જોનસનને ઘણો સમજાવ્યો-ઘણા કાલાવાલા કર્યા; પણ જોનસને માન્યું નહિ. આથી તે નિરૂપાયે ઉભો થયો જોનસને ફાનસ ઉપાડી લીધુ અને બેશુદ્ધ ઇન્દુ તરફ દયાની નજર ફેંકી પાપીને આગળ કરી તેની પાછળ ચાલવા માંડ્યું. બન્ને પેલા ઓરડા આગળ આવ્યા કે જ્યા મહારાજના મદદગારો પૂરાયા હતા આ સ્થળે આવી મહારાજે તેઓને ચેતાવવા જોનસન પ્રત્યે કહ્યુ; "મને જવાદે, હું તને ન્યાલ કરીશ."

"છાનો મરી રહે; નહિ તો આ ક્ષણેજ મુડદું થઇને પડીશ." જોનસને જણાવ્યુ. મહારાજ મૌન ધરી આગળ ચાલ્યો. બન્ને નીચે આવ્યા. ત્યાં એક માણસ બેભાન થઇ પડયો હતો. એ માણસ પણ મહારાજનો હતો, કે જેને જોનસનેજ બેશુદ્ધ બનાવ્યો હતો. મહારાજે તેની તરફ નજર કરી નિઃશ્વાસ નાખ્યો. મહારાજે આગળ ચાલવા માંડ્યું; પણ તત્કાળ જોનસને તેને આગળ વધતો અટકાવી ત્યાંજ ઉભા રહેવાનું સુચવ્યું. જોનસનનો વિચાર બીજા પોલીસોને મદદે બોલાવવાનો હતો. આવા ભયાનક ખુનીને એકલો લઇ જવામા

તેને જોખમ જણાયું અને તેના મદદગારો કે જેઓ અંદર પૂરાએલા હતા; તેઓને પણ સાથે લઇ જવાનું ઉચિત માન્યું પોલીસ ગેટ ત્યાંથી બહુ દૂર ન્હોતી. જોનસને મદદની સીસોટી વગાડી સિપાહીઓને બોલાવવાનો વિચાર કર્યો. ગજવામાથી સીસોટી કાઢી અને તેનો અવાજ કરે તે પહેલાંજ અરે આ શું આફત? આ શો ઉત્પાત?! બે કદાવર માણસો પાછળથી એકાએક ધસી આવ્યા અને જોનસનને પાછળથી વળગી પડયા. દુષ્મનોના એકાએક–અચિંતા આક્રમણથી જોનસન ગભરાયો. તેના હાથમાથી પિસ્તોલ છૂટી ગઇ અને જમીન પર પડી. મહારાજે તરત તેને ઉપાડી અંદરથી કારતુસો કાઢી નાખી કમ્મરમા ખોસી અને પછી વાઘની માફક જોનસન પર તલ્પ્યો. એક માણસે જોનસનના પગના નળામા જોરથી લાકડીનો ફટકો માર્યો. મહારાજે જોરથી તેનું ગળું દબાવ્યું. જોતજોતામા જોનસન ભાન ભૂલી જમીન પર પછડાયો. મહારાજ જોનસનના પ્રાણ પરહરવા તત્પર બન્યો. કમ્મરમાથી ખંજર કાઢયું અને જેવો ખંજરનો ઘા કરવા જાય છે એવામાંજ સણણ અવાજ કરતી એક ગોળી આવી અને પાપીના હાથને આબાદ વાગી. ખંજર હાથમાથી પડી ગયુ. દુષ્ટો ગભરાયા. પિસ્તોલના ઉપરા સાપરી બે–ત્રણ અવાજ થયા. કોઇ દોડી આવતું જણાયુ. પાપીઓ બેશુદ્ધ પડેલા પોતાના માણસને ઉપાડી ઝડપથી નાઠા. પેલા દોડી આવનારે તેઓની પાછળ પડવુ યોગ્ય વિચાર્યું નહિ. આ બધી અદ્ભુત ઘટના બની. દરેક કામ વિજળીની ઝડપે થયાં. પણ જોનસનની પર હુમલો કરનારા કોણ? તેઓ કોઇ નહિ પણ જોનસનના હાથે ઓરડામાં પૂરાએલા મહારાજના માણસો હતા. મહારાજના અવાજથી તેઓને તેના પકડાવાની ખબર પડી. તરત તેમણે બારણા ઉઘાડવા

માંડયા; પણ બહારથી બંધ કરેલા બારણાં શી રીતે ઉઘડે? તેઓ ઓરડાની બીજી બાજુએ ગયા. ત્યા એક નાની ડોકા બારી આવેલી હતી. આ બારી વાટે તેઓ મકાનની અંદર ચોકમા ઉતર્યા અને મહારાજ તથા જોનસન આવે તે અગાઉ મકાનના કમ્પાઉંડમા એક સ્થળે છૂપાઇ ઉભા અને છેવટે મહારાજને મુક્ત કરાવી પસાર થઇ ગયા. જોનસનનો પણ ખરા સમયે બચાવ થયો. જો થોડોક વિલંબ થયો હોત તો જોનસનનું આવી બન્યુ હોત. જોનસનની મદદે આવનાર કાળા જબ્બાથી ઢકાએલો હતો. તેનું મુખ ખુલ્લું હતું. આવનારનું મુખ ગૌર ગભીર અને શાન્ત હતું. પિસ્તોલને કમ્મરપટામા સ્થાન આપી તેણે જોનસનને સાવધ કરવાનો પ્રયત્ન આરભ્યો. લગભગ એક કલાકે જોનસન સાવધ થઇ ઉઠીને બેઠો થયો. તેણે પોતાની સારવાર કરનારના સામે જોયુ. યુવકે હસીને કહ્યું, "કા મહેરબાન! ફસાઈ ગયાને?"

જોનસને યુવકને ઓળખ્યો અને પછી તેના ખભા પર હાથ મૂકતા કહ્યું; "હા દોસ્ત! આજે તો કઇક એમજ બન્યુ, પણ તમે એકાએક મારી મદદે ક્યાથી આવી ચઢયા!"

"તમને મળે ઘણો સમય વિતેલો હોવાથી હું તમને મળવા આ તરફ આવવા નીકળ્યો અને ટ્રેઇનમા બેઠો. દૈવયોગે ટ્રેઇનના ડબ્બામાજ મારો અને ખૂનીનો મેળાપ થયો. ખૂની ગભરાયો અને બીજું સ્ટેશન આવતા નીચે ઉતરી પસાર થયો. તે પછી હું અહિં આવ્યો. આશ્રમમા કુસુમકાન્તને મળી તમારા સમાચાર જાણ્યા કે કેટલાક દિવસથી સાહેબનો પત્તો નથી. હુ વિચારમા પડયો અને પછી જુદા જુદા વેશ ધારણ કરી તમારી શોધ કરવા લાગ્યો. ઘણી રખડ અને તપાસને અંતે આજ રાતના હું એક પીઠા આગળ ગયો અને ત્યાં

દારૂ પીવા આવનાર માણસોનું નિરીક્ષણ કરવા લાગ્યો. કારણ કે મને ચોક્કસ ખબર હતી કે મલ્હારરાજ આ નગરમા આવ્યા વિના રહેનાર નથી વળી આ નગરમા તેના મદદગારો પણ ઘણા છે. એમાના થોડાકને હું ઓળખતો હોવાથી અને તેઓ દારૂડીયા હોવાથી જરૂર દારૂ પીવા આવશે એમ ધારીને હું એ પીઠા આગળ જઇ બેઠો. મલ્હારરાજના દરેક માણસ આ પીઠામાથીજ દારૂ ખરીદતા અને પીતા; આથી મને એ પિઠા દ્વારાજ કંઇક બાતમી મળશે એમ માની મે ત્યાજ મારો પડાવ નાખ્યો. પરીણામે મારી ધારણા ફળી. મલ્હારરાજના બે માણસો દારૂ પીવા આવ્યા. તેમણે હમેશના નિયમ મુજબ મદિરા પાન કર્યું. પછી બન્ને ચાલવા લાગ્યા. મે તેમનો પીછો પકડયો. આગળ ચાલતા એક પાનવાળાની દુકાન આવી. ત્યા બન્ને ઉભા. એવામા એક ત્રીજાએ ત્યાં આવી તે બન્નેને ધીમેથી કહ્યું; "સરદાર વાસુદેવના મકાને ગયા છે, તમને......સૂચના થઇ છે. માટે જાવ." તરત તે ત્રણે માણસો ત્યાથી ચાલતા થયા ધીમી વાત પૂરેપૂરી મારા સમજવામા ન આવી; પણ એટલુ તો જાણી શક્યો કે ખૂની વાસુદેવને ત્યા ગયો છે. હું તરત ઇન્સ્પેક્ટર સાહેબ પાસે ગયો અને તેમની પાસે સિપાહીયોની માગણી કરી. તેમણે મને ઓળખી ત્રણ સિપાહીયોને મારી સાથે મોકલ્યા. હું તેઓને એક સ્થળે છૂપાવી રાખી આ તરફ આવવા નીકળ્યો અને દૂરથીજ તોફાની મામલો નિહાળ્યો. મે ગોળી છોડી અને પછી ઉપરા-સાપરી બે ત્રણ પિસ્તોલના બ્હાર કર્યા. હું નજીક આવ્યો. પાપીઓ પસાર થયા અને તમને બેશુદ્ધ પડેલા જોયા."

"સુરેશ! તમારા મારી પ્રત્યેના અનેક ઉપકારોમા વધારો થતોજ જાય છે. આજે તમે મને ખરા સમયેજ મદદ કરી છે. આ

સઘળા ઉપકાર હું જીવનપર્યંત વિસરનાર નથી." જોનસને ઉપકાર પ્રદર્શિત કરતાં કહ્યું.

સુરેશે પૂછ્યુ, "ઉપકારની વાત બાજુએ રહેવા દઇ એતો જણાવો કે તમે અહિં શા કારણથી આવ્યા હતા અને કેવી રીતે ખૂની-ઓના સપાટામા સપડાયા હતા ?"

જોનસને થોડીકવાર શાન્ત રહી કહેવા માડયુ; "મહારાજ નામધારી ખૂની આ નગરમા નિવાસ કરે છે એવી ખબર મળતા હું અત્રે આવ્યો અને કુસુમકાન્તના આશ્રમમા રહ્યો. મેં ખૂની સંબંધી કેટલીક બાતમી મેળવી વામનરાય–વાસુદેવ અને બીજા સારા જણાતા માણસો પણ મહારાજની માયાજાળમા સપડાએલા માલમ પડયા. ખૂનીને પણ મારા આગમનની જાણ થઈ. આશ્રમના એક મેળાવડા પ્રસંગે ખૂની વેશ બદલી આવ્યો અને મેળાવડો વિસર્જન થયા બાદ મોડી રાત્રે તેણે મારા પર ગોળા બ્હાર કર્યો. હું ઘવાયો પણ બચ્યો. આ પછી મે તેને પકડવા યા જીવથી મારવાનો નિશ્ચય કર્યો. વામનરાય અને વાસુદેવને ત્યા તે ખૂની વારવાર આવ–જા કરે છે, એવુ હું જાણતો હોવાથી તે બન્ને નામધારી ગૃહસ્થોના મકાન પર મેં છૂપી દેખરેખ રાખવા માંડી. આજ રાતના હું વેશ બદલી વાસુદેવના મકાન આગળ ફરતો હતો. એવામાજ પાપાત્માનું આગમન થયું. પાપીએ તેના એક માણુસને નીચે રાખી અંદર ગમન કર્યું. તેના બીજા બે માણુસો પણ અગાઉથી અંદર છૂપાઇ રહ્યા હતા. નરાધમના અંદર ગયા પછી મેં તેના માણુસ પર હુમલો કરી તેને બેશુદ્ધ બનાવ્યો અને પછી તત્કાળ અંદર પ્રવેશ્યો. આ પછીથી બનેલા બનાવની તમામ વાત જોનસને સુરેશને વિદિત કરી કહ્યું; "તમે તે દુષ્ટને જીવતો જવા દીધો તે ઠીક કર્યું નહિ."

સુરેશે કહ્યું; "મારી ગોળીથી તેના હાથે જખમ થયો છે. જો ધારત તો તેને આજે ઠાર કરી શકત; પણ મારો વિચાર તેને જીવતોજ પકડવાનો હોવાથી તે આજ બચી ગયો છે. વળી તમારી દશા જોતા પણ મને પાપીની પાછળ જવુ વ્યાજબી લાગ્યુ નહિ."

"આ ખૂની ઘણોજ ભયકર છે. તે જ્યા સુધી જીવતો છે ત્યા સુધી કાળો કેર વર્તાવતો રહેશે. જુઓને પેલા બિચારા ચૈતન્યનો પણ હજી સુધી પત્તો નથી." જોનસને કહ્યું.

"હું ચૈતન્યની શોધમાજ છું. પાપાત્માએ તેને કોઇ એવા તો સ્થળે છૂપાવ્યો છે કે તેનો પત્તો લાગતોજ નથી. આપણે પ્રથમ ચૈતન્યની તપાસ કરવી જોઇએ." સુરેશે પોતાનો વિચાર જણાવ્યો.

"હું પણ એમજ વિચારૂં છુ." જોનસને અનુમતી દર્શાવી.

"ત્યારે હવે આપણે ચાલશુ ?" સુરેશે પૂછ્યું.

"હા, પણ મારો વિચાર વાસુદેવ અને ઇન્દુને મળવાનો છે." જોનસને કહ્યું.

"તેમને મળવાનું શુ કારણ છે ?" સુરેશે પૂછ્યુ.

"વાસુદેવને છેલ્લી ચેતવણી આપવી અને ઇન્દુમૂખીને પાપીના પ્રપચથી જાણીતી કરવી."

"હા, તે પણ બરાબર છે."

સુરેશ અને જોનસન વાસુદેવની પાસે આવ્યા. વાસુદેવ નિસાથી ચકચુર થઇને પડેલો હતો. સુરેશે તેને ઢઢોળી જાગ્રત કર્યો. રાત્રિના સમયે બે માણસો અને તેમા વળી એક યુરોપીઅન સાહેબને જોતાંજ વાસુદેવના હાજાં ગગડી ગયા. તે ફાટી આંખે જોઇ રહ્યો. સુરેશે મલ્લરાજ સંબંધી તેને પ્રશ્ન કર્યા. વાસુદેવે ગલ્લા-તલ્લા કરવા માંડયા. જોનસને તેને ધમકી આપી. વાસુદેવ ગભરાયો અને રડી પડયો. જોનસને ઘણીએ યુક્તિ-પ્રયુક્તિ કરી જોઇ પણ જોનસન

વાસુદેવ પાસેથી મલ્લરાજની કંઇ વિશેષ માહિતી મેળવી શક્યો નહિ. આ પછી જોનસન અને સુરેશ વાસુદેવને સાથે રાખી ઇન્દુના શયનાલયમા આવ્યા. ઇન્દુ હજી પણ બેશુદ્ધાવસ્થામાં હતી. વાસુદેવ ઇન્દુની દશા નિહાળી ધ્રુજી ઉઠયો. સુરેશે તરત એક નાની શીશી કાઢી અને તેમાની દવા ઇન્દુને સુંઘાડી. થોડીજવારમા ઇન્દુ સાવધ થઇ. પોતાના શયનાલયમા વાસુદેવની સાથે અજાણ્યા માણસોને જોઇ તે ચમકી. જોનસને તેને આશ્વાસન આપી બનેલી બીનાથી જાણીતી કરી. સઘળી વાત જાણતા ઇન્દુ સ્તબ્ધ બની. પોતાના જીવન પ્રત્યે તેને કંટાળો આવ્યો. સ્વામીના દુરાચારથી સંતપ્ત બનેલી બાળા આ અદ્દભુત ઘટના શ્રવણ કરી વ્યાકુળ બની. તેણે જોનસન અને સુરેશનો ઉપકાર માન્યો. જોનસને વાસુદેવને સખ્ત ચેતવણી આપી અને ઇન્દુમુખીને સાવધ રહેવાની સુચના કરી. વાસુદેવ ભયાતુર નજરે બન્નેની તરફ જોઇ રહ્યો. આ પછી વધુવાર ત્યા નહિ રોકાતા સુરેશે અને જોનસને ત્યાથી પ્રયાણ કર્યું. મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. વાસુદેવના મકાનમાથી નીકળી બન્ને જણા રાત્રિના અંધકારમા અદ્દશ્ય થઇ ગયા.

---

## २

## પિશાચિ પ્રેમનું પરીણામ.

જેને જનો નારી ગણે, એ નાર બનતી ડાકિની.
ભોળા જનો ભરમાવવા, નાર બનતી નાગણી;
સુંદર વર્ણે ગુલાબ છે, પણ કંટકો તેમા અતી,
ધારા અસીની શુભ છે, પણ પ્રાણહારક તે નકી.

રાજનગરના એક રાજમાર્ગપર એક નાનકડું મકાન આવેલું હતું મકાનની બાંધણી સુંદર હતી. આ મકાનની અંદર આવેલા એક સુશોભિત ઓરડામાં એક યુવાન મદમસ્ત મહિલા ઇઝીચેરપર આડી પડેલી હતી. આ વખતે તેનો દેખાવ અદ્‌ભુત બની રહ્યો હતો. તેના હાથમાં નોટબુક હતી અને તેમાંથી તે કંઇક વાંચતી હોય એમ જણાતું હતું. શરીરપર શ્વેત વસ્ત્ર પહેરેલું હતું. તેના શરીરનો રંગ ગૌર હતો. માથાના વાળ આ વખતે તેણે બરાબર ઓળેલા નહિ હોવાથી દેખાવ વિચિત્ર લાગતો હતો. રમણી વાંચવામાં મશગુલ થઇ હતી; પણ તેનું ચિત્ત વાંચવામાં હોય તેમ જણાતું નહોતું તેના ગૌર–ઘાટીલા–ભરાવાદાર મુખપર કંઇક ઉંડી ચિંતાની છાયા છવાએલી હતી. નોટબુકની અંદરનું લખાણ તે મોઢે કરતી હોય એમ અનુમાન થતું હતું. લગભગ અર્ધા કલાક સુધી તેણે વાંચ્યા કર્યું અને પછી જાણે કંટાળી હોય એ પ્રમાણે તે એકાએક ટટાર બેઠી અને હાથમાંની બુક દૂર ફેંકી દીધી. વાંચવાથી જાણે થાક લાગ્યો હોય એમ તેના મુખપરથી જણાયું. તેણે આસપાસ નજર કરી આત્મગત્ બોલવા માંડયું, "કેટલો ત્રાસ? કેવું દુઃખ? મારી આ શી દશા? હું સુખ ભોગવવાની આશાએ અહિં આવી; પણ અફસોસ; સુખ તો મારાથી દૂર જ ભાગ્યું. રસીકે મને કેવી–કેવી લાલચો બતાવી હતી? હા! તે લાલચોથી લલચાઇને જ મેં તેને પતિ તરીકે પસંદ કર્યો; પણ હાય અંતે તે પણ બેઇમાન નિવડયો. મારા પ્રેમ કરતાં તેણે પૈસાને ઉત્તમ માન્યા અને તેથીજ તેણે મને નાટકના સ્ટેજપર પણ ઉતારી. મારો પગાર ઠરાવ્યો; પણ તે પગાર તેણે જ લેવા માંડયો. મારે પૈસા જોઇએ તો તેની પાસે માગવા. તેની દયાપર જીવવું. તે ચિડાય–મારે–ગાળો દે તે પણ મારે સહન

કરવું. ઘરનું દરેક કામ કરવું. રાત્રે પાર્ટમા ઉતરવુ. તેમાં જો લગીર ભૂલ થઇ તો ભોગ જ મળ્યા સમજવા. અરેરે ! આ સઘળું મારે ક્યા સુધી સહન કરવુ પડશે ? હુંતો એમ સમજતી હતી કે રસીકની સાથે રહેવાથી મને ઘણું સુખ મળશે, રસીક નાટકનો એક્ટર છે; તે પ્રેમને બરાબર ઓળખતો હશે; તે રૂપાળો છે વગેરે સારી આશાઓ બાંધી મે મારા પતિથી છૂટાછેડા મેળવી રસીકની સાથે સ્નેહગાઢ સાધી; પણ પરીણામે હું ઠગાઇ. રસીકે મને દગો દીધો. મારા દાગિના પણ સમજાવીને લઇ લીધા. મને નોકરી કરવાની ફરજ પાડી. હાય ! અહિના કરતા મને મારા જુના પતિ શાન્તિલાલની સાથે સારૂ સુખ હતું. તેની પાસે પૈસા ન્હોતા; પણ તે ગમે એમ કરીને મને ખુશ રાખતો. હું પણ સ્વતંત્રતાથી ફરતી–હરતી અને દરેક કાર્ય કરતી. અહિ તેમાનું કઇ નથી. રસીકનો પ્રેમ સ્વાર્થી જણાયો છે નિરંતર ભય–ત્રાસ અને દુઃખના દર્શન કરવા પડે છે. આજે નવો ખેલ છે. ચાર દિવસથી ભાષણ–ગાયન યાદ કરૂ છુ; પણ મોઢે ચઢતું જ નથી. પાર્ટ શી રીતે થશે ? મારા પાર્ટથી તો મેનેજરને સારી આવક છે. મેં ભાષણ-ગાયન તૈયાર કરેલ નથી એવુ જ્યારે મેનેજર અને રસીકના જાણવામા આવશે; ત્યારે મારી શી દશા થશે ? તે પૈસાના પૂજારીઓ જરૂર મારી પર સીતમ ગુજારશે. હાય ! ત્યારે હવે મારે કરવુ શુ ?" આવી રીતે અનેક પ્રકારના વિચાર કરતી રમણી લમણે હાથ ટેકવી ઉંડા વિચારમાં પડી આ રમણી અન્ય કોઇ નહિ પણ શાન્તિલાલથી છૂટા છેડા મેળવી નાટકના એક્ટર સાથે ઘર માંડી રહેલી સૌન્દર્યવતી હતી. રસીકે સૌન્દર્યવતી સાથે સ્નેહલગ્ન કર્યું અને પછી એક ઘર ભાડે રાખી તેમાં બન્નેએ રહેવા માંડયુ. રસીક જેવો રૂપવાન–એટીકેટવાળો પતિ મળવાથી સૌ-

ન્દર્યવતી તેના મનમા કંઇ કંઈ આશાઓ બાંધવા લાગી. હમેશા નવ-નવા ફેશનેબલ પોશાક પહેરી એ વિલાસી વનિતા રસીકની સાથે ખુલ્લી ગાડીમાં બેસી ફરવા જતી અને ખાન-પાન-વિલાસમા ઘણુ પૈસાનું પાણી કરતી. રસીક પણ તેને પ્રથમ પૂર્ણ પ્રેમથી ચ્હાતો નાટકમાં રાત્રીએ નોકરી જતા સૌન્દર્યવતીને સાથે લઇ જતો. સૌન્દર્યવતી એકસ્ટ્રા કલાસમા સૌથી આગળ બેસતી અને પતિનો પાર્ટ પ્રેમથી અવલોકતી. આવી રીતે આનંદમા થોડા દિવસો વ્યતિત થઈ ગયા. એક દિવસે સૌન્દર્યવતીને વિચાર થયો કે મારો રસીક પાર્ટ વખતે રાણી પાર્ટના એકટર સાથે હાવ-ભાવ કરે તેના બદલે જો હું પોતેજ રાણી થાઉં તો શુ ખોટુ ? નાટકમા કામ કરવાથી પગાર પણ મળશે, અને પતિની સાથે પાર્ટ કરવાથી આનંદ પણ થશે. સૌન્દર્યવતીએ તેના મનનો વિચાર રસીકને જણાવ્યો. રસીક ચાલાક હતો, વ્યસની હતો અને પૈસા વાપરતા પાછું વાળીને જોતો નહિ. સૌન્દર્યવતી પણ તેના જેવીજ હતી. બન્ને છૂટા હાથે પૈસા વાપરતા. પણ એવુ ક્યા સુધી ચાલે ? નાણાની તંગી પડવા માડી. દેવું વધ્યુ રસીક અકળાયો. પતિ-પત્નિમા કંઇક ટપાટપી પણ શરૂ થવા લાગી. એવામા જ સૌન્દર્યવતીએ નાટકમા રહેવાનો ઇરાદો પતિને વિદિત કર્યો. રસીકે તરત હા પાડી અને મેનેજરને વાત કરી. મેનેજર મહાકારસ્થાની તાલીમબાજ હતો. તેની પાસે રસીક સિવાય કોઇ સારો એકટર નહિ હોવાથી હાલમાં તેને પેદાશ પણ થતી ન્હોતી આથી તે દરરોજ પચાસ-સાઠ રૂપીએ ખેલના કોન્ટ્રાકટ આપી કંપની ચલાવતો. સૌન્દયવતી જેવી ખુબસુરત સુંદરી પાર્ટમા ઉતરે તો કંપની સારી ચાલે એમ વિચારી મેનેજરે તરતજ હા પાડી અને રસીક સાથે સૌન્દર્યવતીના પગારનું નક્કી કર્યું. સૌન્દ-

ર્યવતીને રાણી પાર્ટ સોપાયો. ત્રણેક ખેલના ભાષણો–માયનો મોઢે કર્યાં. મેનેજરે મોટી–મોટી જાહેરખબરો છપાવી નાટકની શોખીન રાજનગરની પ્રજાને પોતાની કંપનીમાં સ્ત્રી એકટરનું આગમન જાહેર કર્યું. એકટ્રેસનું નામ સાભળતાજ નાટક પર દરોરો પડ્યો ઓડીયન્સ ચિકાર ભરાવા લાગ્યુ. ટીકીટોના ભાવ ત્રણ ઘણા થવા માંડયા. ખેલ વખાણાયા. સૌન્દર્યવતીની બોલબોલા બોલાઇ રહી નાટકના કેટલાક ઇશ્કીઓ અને પિતાના પૈસાનું પાણી કરનારા યુવાનો ચાલુ ખેલમાં સૌન્દર્યવતી પર પુષ્પો અને નાણાંના વરસાદ વરસાવવા લાગ્યા. નાટકના મેનેજરને આવક વધી. આવી રીતે કેટલાક મહિના વીતી ગયા. સૌન્દર્વતીના મનની હોશ પણ પૂર્ણ થઇ એશઆરામ અને નાટયમાં પાર્ટ કરતી વખતે સ્વર્ગ સુખ અનુભવવા લાગી. પણ તેનું આ સુખ વધુ વખત નભ્યુ નહિ. લખલુટ ખર્ચથી પૈસાની તાણ પડવા લાગી. દેવુ વધ્યું, ઉત્તરાણી શરૂ થઇ. ઘર કામ અને નાટકના પાર્ટ તૈયાર કરવાના કામથી સૌન્દર્યવતી આખરે કંટાળી. પાર્ટ કરતી વખતે ભૂલો કરવા લાગી. નિરંતરની ભૂલોથી મેનેજર ચિડાયો અને સૌન્દર્યવતીને સખ્ત ઠપકો આપી તેના પગારમાથી દંડ વસુલ કરવા લાગ્યો પગાર કપાતા રસીક ગુસ્સે થયો અને સૌન્દર્યવતીની સાથે કલેશ કરવા લાગ્યો. જે સ્નેહ" થી જોડાયા હતા; જે નિરંતર આમોદ પ્રમોદમાં મસ્ત રહેતા અને નાટયના પાર્ટ વખતે સાચ્ચા રાજા–રાણી–પ્રેમિ–પ્રેમિકા બનતાં, તેઓ હવે એક બીજાની સાથે કલેશ કરવા મડયા. એક બીજાને ન સંભળાવાય એવાં વચનો સંભળાવવા લાગ્યા. રસીક દારૂડીયો અને દુષ્ટ હતો. તેણે મારપીટ શરૂ કરી. સૌન્દર્યવતી આ ત્રાસ સહન કરી શકી નહિ. તેનું ગુલે ગુલાબી વદન કરમાયુ. હસ્તું મુખ સદાને માટે વિલાયું અને તેની

પર સદાનિ ચિંતા છવાઇ. અંતે તેણે એક બીજો પ્રેમી શોધી કાઢયો. એ માણસ મુબાઇનો નિવાસી હતો. રસીકનો મિત્ર હોવાથી તે વારવાર રસીકના ગૃહે આવતો. દિવસો વિતતા સૌન્દર્યવતીએ તેને આંખ્યોના પલકારામા આણ્યો. તે પણ આ ૫ટકેલ પ્રેમદાનો પ્રેમી બન્યો રસીકની ગેરહાજરીમાં બન્ને આનંદ ઉડાવવા લાગ્યા. સૌન્દર્યવતી દુર્ગુણનો ભંડાર હતી કુટિલ સ્રીઓમાંના તમામ લક્ષણ તેનામા હતા. તેનામા શુધ્ધ સ્નેહને બદલે સ્વાર્થમય સ્નેહ હતો. આવી દુષ્ટાઓને માટે કહ્યુ છે કે, “ સ્રીયોને જે મનમા હોય છે, તે જીભમા હોતુ નથી અને જે જીભમાં હોય છે તે બહાર કાઢતી નથી, અને બહાર કાઢે છે તો તો તે પ્રમાણે કરતી નથી, એવી વિચિત્ર ચરીત્રવાળી સ્રીયો હોય છે. વળી ચણોઠીનો દાણો ઉપરથી કેવો સુંદર જણાય છે ? પણ ખાવાથી કેવુ ભયકર પરિણામ આણે છે ? તેવી રીતે કેટલીક સ્રીયો ઉપરથી ઘણીજ ખુબસુરત જણાય છે; બોલવામા પણ માધુર્યતા ભરેલી હોય છે, પણ હૃદયમા તો હળાહળ ઝેરજ રહેલુ હોય છે, માટે પુરૂષે પ્રેમદા પ્રત્યે પ્રેમ કરતા પૂર્ણ પરીક્ષા કરવી જોઇએ કે જેથી ભવિષ્યમા પશ્ચાતાપના અગ્નિથી પ્રજળવુ ન પડે. કેટલાક વિષયાંધ જનો પ્રેમદાના પ્રપચી પ્યારમા અંધ બની એમ જ માને છે કે આ મારી પ્રેમપ્રતિમા મારાપર જ આશક્ત છે અને હું જ તેનુ સર્વસ્વ છુ. આવા પુરૂષની અંતે ઘણી જ દુર્દશા થાય છે. કુટિલા કોઇની થઇ નથી અને થવાની પણ નથી. સૌન્દર્યવતી આમાની એક હતી. રસીક પણ તેના જેવો જ હતો. જ્યાં સુધી બન્નેનો રાક્ષસી હવસ પૂરો થયો; જ્યા સુધી પૈસા પાણીની માફક વાપરી શકાયા ત્યા સુધી બન્નેએ ખૂબ આનદ ઉડાવ્યો. પણ આ બધુ પૂર્ણ થતા બન્નેનો પ્રેમ પરીતાપમા બદલાયો. સૌન્દર્યવતી

રસીકથી સદાને માટે છુટી થવાની ઇચ્છા કરવા લાગી. પણ તેનાથી છુટી પડી જવું ક્યાં? વગેરે વિચાર તેને અકળાવી રહ્યા હતા. નાટકમા આજે નવો ખેલ હતો. સાજના ગ્રાંડ રિહર્સલ થવાનું હતું તેને ચીફ પાર્ટ ભજવવાનો હતો. પંદર દિવસથી પોતાના પાર્ટના ગાયન–ભાષણો તેણે ગોખવા માંડયા હતા; પણ હૃદયના પરિતાપને લીધે તેનાથી તૈયાર કરી શકાયા ન્હોતા. આથી તે ઘણી ગભરાતી હતી. રસીક અને મેનેજરના ત્રાસથી તે મનમા ભયભીત થતી હતી. આજ સવારના પ્હોરથી જ તેનું મન વ્યાકુળ બન્યુ હતું. રસીક ન્હા પી બજારમા ગયો હતો. સૌન્દર્યવતી ખુરશીમા આડી પડી ભવિષ્યના વિચાર તરંગોમા ઝુલતી હતી. તે ઘણીવાર સુધી વિચારમા રહી અને અંતે કંઇક નિશ્ચયપર આવી આત્મગત્ બોલી; " બસ હવે એજ નિશ્ચય. મારે આજે આ નગરમાથી ઉપડી જવુ જોઇએ. રસીકથી હું હવે પૂરેપૂરી કંટાળી છુ. તે હવે મારે લાયક નથી અને હુ તેને યોગ્ય નથી. હુ કંઇ તેની ગુલામ નથી કે જેથી હુ તેનો માર સહન કરૂ વળી તે મારો પરણેત પતિ પણ ક્યા છે? ઠીક છે, આતો જ્યાસૂધી બન્યુ ત્યા સૂધી નભાવ્યુ. અહા! પેલો પરદેશી ઝવેરી મારી પર કેટલો પ્યાર દર્શાવે છે? મારા પ્રેમને માટે તે કેટલો કરગરે છે? અરે તેણે મારે માટે કેટલા બધા પૈસા કાંકરાની માફક ખર્ચી નાખ્યા છે? બસ હવે મારે નિષ્ઠુર થવું ન જોઇએ? મેં તેના પ્રત્યેનો અત્યાર સુધી જે પ્રેમ બળાત્કારે દબાવી રાખ્યો છે; તે હવે તેને સમર્પવો જોઇએ. પરદેશી પરગજુ છે, જુવાન છે; શ્રીમાન છે. જો તે મારી સાથે સ્નેહગાઠથી જોડાશે તો અમારી બન્નેની જીંદગી સુખમાં પસાર થશે. બસ આ સઘળી બાબતનો હું આજે જ ફેંસલો કરી નાખીશ. તે જો મારા વિચાર

સાથે સંમત થશે, તો હું આજને આજ ફાસ્ટટ્રેઇનમા તેની સાથે મુબઇ ઉપડી જઇશ. રસીક પણ શું જાણશે કે સૌન્દર્યવતી માથાની મળી હતી ? પાપીયાએ મને મોટી–મોટી લાલચો બતાવી લલચાવી અને છેવટે નાટકની નટી બનાવી. આ સવળાનું ફળ હું જતા–જતા તેને સારી રીતે આપતી જઇશ. ઠીક છે; આ સઘળુ પછીથી થઇ રહેશે. મારે પ્રથમ તો તે પરદેશીને મળી નક્કી કરી આવવુ જોઇએ. ચાલ ત્યારે તેની પાસે જાઉ " આમ નિશ્ચય કરી સૌન્દર્યવતી ઉભી થઇ અંદરના ભાગમા ગઇ. અંદર જઇ તેણે સ્નાન કરી લીધુ. માથાના વાળ છેલ્લી ફેશન મુજબ ઓળ્યા મુખપર સુવાસયુકત પાઉડર છાટયો. આખ્યો પર ચસ્મા ચઢાવ્યા. યુવાનોના જીગરોને ચકડોળે ચઢાવે એવો ફેશનેબલ પોશાક પરીધાન કરી આ કુટિલા પ્રથમ બેઠી હતી ત્યા આવી, અને નીચે કામ કરતા નોકરને મોટી બૂમ મારી ઉપર બોલાવ્યો ગરીબ નોકર અદબ વાળી શેઠાણીની સામે ઉભો રહ્યો. સૌન્દર્યવતીએ રૂવાબથી પૂછ્યુ, " તારા શેઠ કયા ગયા છે ? "

" તેની મને ખબર નથી. શુ આપને કઇ કહી ગયા નથી ?" નોકરે પૂછ્યુ.

" ના, તે કયા ગયા છે તેની મને ખબર નથી, પણ જ્યારે તે આવે ત્યારે તું તેમને જણાવજે કે શેઠાણી તેમની એક સાહેલીને મળવા ગયા છે. "

" બહુ સારૂં, પણ આપ પાછા ક્યારે પધારશો ? "

" તે કઇ ચોક્કસ કહી શકાય નહી, પણ જેમ બનશે તેમ જલ્દીથી આવવાનો પ્રયત્ન કરીશ. "

" એ તો ઠીક; પણ શેઠ આજે જમશે શુ ? "

" આજે ઘેર જમવાનુ નથી. આજે નવો ખેલ હોવાથી તેની ખુશાલીમા મેનેજર સાહેબે એમને ત્યા જ સઘળાને જમવાનુ આમંત્રણ કરેલુ છે. " આટલી વાતચીત કરી સૌન્દર્યવતી બુટ પહેરી નીચે ઉતરી રાજમાર્ગપર આવી ભાડાની ગાડીની રાહ જોવા લાગી. થોડીવારમા એક ગાડી આવી અપટુડેટ પોશાકમા સુંદર શોભતા સુંદરીને જોતા જ ગાડીવાળાએ પૂછ્યુ કે; " બાઇ સાહેબ ગાડી લાવુ કે ? "

સૌન્દર્યવતીએ હા પાડી ગાડીવાને દરવાજો ઉઘાડયો. સુદરી ગાડીમા ગોઠવાઇ અને પછી ગાડીવાને તેની જગા સભાળી ગાડીને સ્ટેશન તરફ ઝડપથી દોડાવી મૂકી.

---

૩

## પરદેશી સાથે પલાયન.

વિજોના વજ્રપાતોમા, કદી વિશ્વાસથી ફરજો,
જણાતી ઝેરી જાતોમા, ભલે વિશ્વાસ કંઇ કરજો.
છૂપા શત્રુની વાતોમા, કદી વિશ્વાસ કંઈ કરજો;
છતા સ્ત્રી રાક્ષસી કેરો, ન વિશ્વાસ કદી કરજો.

---

સૌન્દર્યવતી સ્વતત્ર વિચારની હતી. તે ધર્મને ઢોંગ સમજતી. જેટલી પુરૂષને સ્વતંત્રતા છે, એટલી બલ્કે તેથી કંઇક વધારે સ્વતત્રતા સ્ત્રીઓને હોવી જોઇએ એવી માન્યતા તે ધરાવનારી હતી. બાલ્યકાળથીજ તેની પર એવા સંસ્કાર પડયા હતા. અધુરામા પૂરૂં તેણે બે ત્રણ ચોપડી અંગ્રેજીનું પણ જ્ઞાન મેળવ્યું હતું. વાદરાને નીસરણી

મળી; પછી બાકી શુ રહે ? સૌન્દર્યવતી પૂર્ણ સ્વતંત્રતાથી યથેચ્છ વિહાર કરતા છેવટે સુધારાના છેલ્લા શિખરે ચઢી વિલાશી બની; પરણેત પતિને ત્યાગી, તેની પાસેથી છુટાછેડા મેળવી નાટકના એકટર રસીકની સાથે સ્નેહ ગાઠથી સંધાઇ; આખરે તે ગાઠ પણ ટૂટી અને તેથી એ સુધરેલી શ્રમણી બીજા ઉમેદવારને ફસાવવા નીકળી. સૌન્દર્યવતી આવી સ્વતંત્ર વિચારની-ધર્મહિન-કુટિલા બની તેનું કારણ એજ કે તેને તેના બાલ્યકાળમા સારૂ શિક્ષણ મળેલું નહિ. તેના માતાપિતા તેની તરફ બેદરકાર બનેલા, અને છોકરી અંગ્રેજી ભણશે તો સારો શ્રીમાન વર મળશે, છોકરીના નાણા પણ સાગ ઉપજશે આવા દુષ્ટ વિચારથી સૌન્દર્યવતીના માબાપે તેને સ્વતંત્રતાથી ફરવા દીધી અને ગુજરાતી ઉપરાત અંગ્રેજી બે ત્રણ ચોપડી ભણાવી. સૌન્દર્યવતી અર્ધદગ્ધ બની અને તેનું શુ પરિણામ આવ્યુ તે આપણે જાણી ચૂક્યા છીએ. હિંદુસ્થાનમા કેળવણીની મોટી-મોટી બૂમો સંભળાયા કરે છે દરેક કહે છે કે સ્ત્રીયોને કેળવો. સ્ત્રીયોને કેળવ્યા વિના દેશનો ઉદ્ધાર થવાનો નથી. ત્યારે શુ દેશમા આજે સ્ત્રીયોને કેળવણી મળતી નથી ? અનેક બાળાઓ આજે મેટ્રીક અને પ્રીવીયશમા ઉંચા નબરે પાસ થઇ છે, અરે કેટલીક તો તેથીએ પણ વધીને ગ્રેજ્યુએટ બની છે. પણ આથી દેશને કેટલો ફાયદો થયો છે ? એ ગ્રેજ્યુએટ થએલી બાળાઓમાથી કેટલીએ સીતા-સાવત્રી સમાન સદ્દગુણો ધારણ કરી આ દેશને દિપાવ્યો છે ? આજે હિંદુસ્તાનમા શુ નજરે પડે છે ? દંપતિમા શુદ્ધ સ્નેહના દર્શન દુર્લભ થઇ પડયા છે. ભણેલ પતિ-પત્નિના મન જુદાંજ નજરે પડે છે. ભણેલા-ગણેલા દંપતિના હૃદયની આજે એકમતા ક્યાં છે ? સીતા-અનસુયા સમાન સંસારને સ્વર્ગ બનાવનારી સન્નારીયો આજે

દેશના ક્યે ખૂણે છૂપાઇ રહી છે? આજે તો સઘળું ઉલ્ટુંજ નજરે પડે છે. અમે એમ નથી કહેતા કે સ્ત્રીયોને કેળવણીથી વંચિત રાખવી જોઇએ. પણ અમે તેઓને એવી કેળવણી આપવા ઇચ્છા ધરાવીએ છીએ અને દરેકને વિનવીએ છીએ કે જેથી બાળાઓ આદર્શ રમણીઓ બની શકે. પોતાનો સંસાર ઉજ્વળ કરી શકે અને હિંદુસ્થાનના ગૌરવમા વધુ વધારો કરી શકે. પૂર્વકાળમાં બાળાઓને લખવા વાચવા સાથે ધર્મ–કર્મ અને સંસારીક ફરજોનું યથાર્થ શિક્ષણ મળતું હતું. કે જે શિક્ષણના પ્રભાવે તે બાળાઓ આદર્શ મહિલાઓ બનતી અને દેશના દરેક કાર્યમા અગ્ર ભાગ ભજવતી તે શિક્ષણ આજે ક્યાં છે? આજે સ્કુલોમા શુ શીખવાય છે? અંગ્રેજી સાથે અંકગણીત–અક્ષર ગણીત–હીસ્ટરી–જ્યોગ્રોફી–જીઓમેટરી વગેરે શીખવામાં–જાણવામા શુ લાભ છે? પોતાના દેશનો ઇતીહાસ–ભુગોળ ન જાણી શકે; તેને અન્ય દેશના ઇતીહાસ ભુગોળ જાણવાની શુ જરૂર છે? જેને પોતાના સંસારને સ્વર્ગ સમાન ઉજ્વળ બનાવવો છે, જેને વેપાર વણજ કરવા કઇ જવુ નથી, તેને અંકગણિત અને અક્ષર ગણીતનું જ્ઞાન શામાટે મેળવવુ જોઇએ? જેણે પોતાના ધર્મનું તો કંઇ પણ જ્ઞાન ગ્રહણ કર્યું નથી; તેને અન્ય ધર્મનું જ્ઞાન શામાટે સંપાદન કરવુ જોઇએ? સાપ્રત સમયમા પૂર્વનું શિક્ષણ અદ્રશ્ય થયુ છે. ધર્મ અને સંસારના શિક્ષણને બદલે આજે જુદુંજ શિક્ષણ અપાય છે. આ કારણથીજ સ્ત્રીઓની સાથે આખા દેશની અધોગતી થતી જાય છે. આ ભારતભૂમિની આર્ય બાળાઓને કેવા શિક્ષણની જરૂર છે તે વિશે એક વિદ્વાન ઉર્દૂ કવી તેમના નાટકમા લખે છે કે,

જરૂરત ઇસ તરફ હએ હિન્દમે તાલીમે નીસવાંકી,
મુસલમાં ઔરતોકો ચાહીએ તાલીમ કુરઆકીઃ

હએ વાજીબ હિન્દુઓપર ઇજ્મીયત ભગવતકે ગીતાકી,
ઓ કૌમે પારશીકો વાકીફીયત ઝન્દ અવસ્તાકી,
નહો અયસા તો હિન્દુસ્તાનકે સંસાર બીગડેંગે,
એહ નાફરમાન હોગી, ઘરકે કારોબાર બીગડે ગે.

આ સત્ય છે જ્યા સુધી ધર્મના શિક્ષણથી સ્ત્રીયો અજ્ઞાત રહેશે; ત્યા સુધી દેશને કલકરૂપ સૌન્દર્યવતી જેવી અનેક સ્ત્રીઓ ઉત્પન્ન થશે આમ ન થાય તેને માટે દરેક શિક્ષણની સાથે ધર્મના શિક્ષણની ખાસ આવશ્યકતા છે એ દરેકે ખાસ ધ્યાનમા રાખવુ ઘટે છે સૌન્દર્યવતી જે માણસને મળવા નીકળી હતી, તે માણસ સ્ટેશનપર આવેલી એક વીશીમા ઉતર્યો હતો. એ માણસ પ્રથમ સીંધ દેશનો વતની હતો, પણ કમાવાને કારણે ઘણા વર્ષોથી મુબાઇમા આવીને રહ્યો હતો તેણે પ્રથમ નોકરી કરી થોડાક પૈસા એકત્ર કર્યા અને પછી સટ્ટાના વેપારમા, ઉજળા જુગારના ધ ધામા જોડાયો. કેટલાક વર્ષે તેનુ ભાગ્ય ફર્યું અને તેને સારૂ દ્રવ્ય પ્રાપ્ત થયુ. સુખમા સુખ આવી મળે, પૈસો પૈસાને ખેચી લાવે એ મુજબ તેની પાસેના દ્રવ્યમા વૃદ્ધિ થવા માડી. તેની પાસ ચાર–પાચ લાખના ગાળા થયા. બાદ ગીરગામમા એક નાનકડો માળો ખરીદી તે રહેવા લાગ્યો. તેને સર્વ વાતનું સુખ હતું, પણ પત્નિ નહિ હોવાથી મહા દુ:ખ હતુ. તેની કોમમા કન્યાઓની ઘણી જ અછત હતી. હજારો રૂપિઆ આપતા પણ કન્યા મળવી મુસ્કેલ હતી આથી તેની જ્ઞાતીના કેટલાક ગૃહસ્થોએ અન્ય કોમની બાળાઓને ખરીદી ગૃહસસાર માડયો હતો. આપણા આ ગૃહસ્થ પણ એવી કોઇ રમણીની શોધમા હતા એવામા કંઇક કામ પ્રસંગે તેમનું અત્રે આવવુ થયુ. નાટક જોવા પધાર્યા. ત્યા અલબેલી સૌન્દર્યવતીનુ દર્શન થયુ. એ હૈયાફુટો સૌન્દર્યવતી

તરફ આકર્ષાયો અને આવી દેવાંગના સમાન સુંદરી સાથે પ્રેમ બાંધ્યો હોય તો કેટલો સુખી થાઉં એમ મનમાં ચિંતવન કરવા લાગ્યો. તેણે ઘણા પૈસા ખરચી રસીકની દોસ્તી બાંધી. રસીક તેના પૈસાનું પાણી કરવા લાગ્યો તેણે સૌન્દર્યવતીને પણ ભણાવી રાખી. આ પછી એ શ્રીમાને રસીકની સાથે વારંવાર ઘેર આવી સૌન્દર્યવતી સાથે વાર્તાલાપનો લાભ મેળવવા માંડયો. સૌન્દર્યવતીએ મીઠા શબ્દોથી-કાતીલ કટાક્ષથી અને હાલવા-ચાલવાની નાટકી એકટીંગથી તે આંધળાને મોહાંધ બનાવ્યો સૌન્દર્યવતીનો સ્નેહ સંપાદન કરવાને તે રાજનગરમાં વીસીની અંદર રહ્યો અને એક મહિનો પૂરો થતામાં તો દશ હજારનો ધુમાડો કર્યો. સૌન્દર્યવતી પણ તેના હૃદયથી પરીચિત થઈ અને જતે દિવસે તે પણ વિચારવા લાગી કે આવા ગૃહસ્થની સાથે સ્નેહ બાંધ્યો હોય તો ઘણું સુખ મળે આવી રીતે બન્ને જણા મનમાં આવી રીતની ઇચ્છા કરી રહ્યા હતા, પણ મનની તે ઇચ્છાઓ હજી એક બીજાને સ્પષ્ટ જણાવી શકયાં નહોતા. છેવટે રસીકથી અને નાટયના ધંધાથી કંટાળેલી સૌન્દર્યવતીએજ પોતાની ઇચ્છા પ્રકટ કરવાનો નિશ્ચય કર્યો અને તેથી ગાડીમાં બીરાજી એ મુંબઈવાસી ગૃહસ્થના નિવાસસ્થાને જવા તે નીકળી. સૌન્દર્યવતીએ સ્ટેશનપર આવી ગાડીમાંથી નીચે ઉતરી ગાડીવાળાનું બીલ ચૂકાવ્યું. સૌન્દર્યવતી શકડી ફેશનેબલ બનેલી હતી. રસ્તે આવનાર જનાર તેની તરફ ધારી-ધારીને જોતા હતા સૌન્દર્યવતીએ વીશીની માહિતી મેળવી એ તરફ ગમન કર્યું. વીશીની નજીકમાં જ એક મેડો ભાડે રાખી એ ગૃહસ્થ રહેતો હતો. સૌન્દર્યવતી તેની પાસે આવી. શેઠ આ વખતે ચ્હા પીતા હતા. સૌન્દર્યવતીને એકાએક આવેલી જોતા જ તેના આશ્ચર્યનો પાર રહ્યો

નહિ અને જાણે સાક્ષાત દેવી પધાર્યાં હોય એમ માની તે ઉભો થતા અતિ વિનય પૂર્વક બોલ્યો. "પધારો-પધારો, આજે તો આ સેવકની પર મોટી મહેરબાની કરી લાગે છે ને શુ ?" આમ બોલતા તે શ્રીમાને સૌન્દર્યવતી સાથે હાથ મીલાવી તેને પોતાના સાથે કોચપર બેસારી. સૌન્દર્યવતી વિના સંકોચે તેની સાથે કોચ-પર બેસતા બોલી; "આજે એમજ ઇચ્છા થઇ કે ચાલ હુ પોતેજ તમને મળી આવુ તમે હમેશા મારે ઘેર આવવાની તકલીફ ઉઠાવો અને હુ એક પણ વખત તમારી પાસે ના આવુ તો હુ ઘણી નિષ્ઠુર ગણાઉં, સમજ્યા સાહેબ ?" સૌન્દર્યવતીના શબ્દોએ અજબ અસર કરી. તે શ્રીમાને પોતાને ભાગ્યવાન સમજી નોકરને બીજો ચ્હાનો કપ લાવવાનું સૂચવ્યુ. બાદ બન્નેએ સાથેજ ચ્હા પીધી. શ્રીમાને સ્વહસ્તે સુંદરીને પાન આપ્યું. થેંક્યુ કહી આ સુધરેલી સુંદરીએ પાન મૂખમા મૂક્યુ અને પછી આંખ્યોને થનક થનક નચાવતા પૂછ્યુ, "કહો મહેરબાન ! આ સીટી-શહેરમા ક્યા સૂધી રહેવાનો વિચાર રાખ્યો છે ?"

શ્રીમાન કે જેમનું નામ સુંદરલાલ હતુ તેમણે નમ્ર અવાજે કહ્યું; "સુંદરી ! શુ કહું ? મુબાઇ જવાને ઘણી ઉતાવળ છે, પણ આ દિલ ત્યા જવાને ના પાડે છે."

"કારણ ?" સૌન્દર્યવતીએ એકટીગથી પૂછ્યુ.

"તમારા જેવી સુંદર સુંદરીના સ્નેહને ત્યાગી મુબાઇ જવાનો વિચાર કરતા મારૂં મન ઘણું મુઝાય છે. શુ ખબર કે શાથી મારૂ મન તમારી તરફ ખેચાઇ રહ્યું છે. હું ઉંઘતા-સ્વપ્નમા પણ તમારી રમ્ય મૂર્તિ જોયા કરૂં છુ. હા ! મારા મનની સઘળી વાત હું કેવી રીતે તમને જણાવુ ?" સુંદરલાલે નિઃશ્વાસ નાખ્યો. સૌન્દર્યવતી

તરત સમજી ગઈ; પણ ઉપરથી અજાણતાનો દેખાવ ધારણ કરી બોલી; " તમે નિઃશ્વાસ શામાટે નાખો છો ? તમારા દિલમા થતું દર્દ હું સારી રીતે સમજી શકું છુ. પણ શુ કરૂ ? મારા જીગરમા પણ તમારા જેવીજ અસહ્ય વેદના મને વ્યાકુળ બનાવી રહી છે. " સૌન્દર્યવતીના મુખપર ઉદાશીનતા છવાઈ. તેનું મુખ દયામણું બન્યું. સુંદરલાલ કંઈક દુઃખી અવાજે બોલ્યો, " સૌન્દર્યવતી ! તમે શા માટે મુઝાઓ છો ? હું સારી રીતે સમજી શકયો છુ કે આપણા સ્નેહની ગાઠ સજ્જડ થઈ ચૂકી છે. આપણા મન સદાકાળ સાથે જ રહેવાને ઇચ્છે છે. કેમ મારી માન્યતા ખરી છે ને ? બોલો; તમારા દિલની ખરી વાત જણાવો ? સુંદરી ! તમારૂ વિલાએલુ વદન જોતાજ મારા જીગરના ચૂરેચૂરા થાય છે. કહો; મારા સ્નેહ સરિતા કહો, તમારા જીગરની સત્ય વાત મને જણાવો ? "

" મી. સુદરલાલ ! આપણા હૃદયની ઐકયતા થઈ ચૂકી છે એ તમારી માન્યતા સત્ય છે. હું તમારા જેવા પ્રેમીની સાથે રહેવાનું ઘણું પસદ કરૂ છુ. હું પ્રેમધર્મની હિમાયતી છુ; પણ શું કહું ? મારા દુર્ભાગ્યે હું......સૌન્દર્યવતી બોલતા અચકાઈ. તેની આખ્યોમા અશ્રુ ઉભરાયા. તત્કાળ સુદરલાલ ઉભો થયો અને નજીકમા પડેલો રેશમી રૂમાલ હાથમા પકડી સૌન્દર્યવતીના અશ્રુ લુછતા બોલ્યો, " તમે શા માટે મુઝાવ છો ? તમારે જે કહેવાનુ હોય તે કહી દયો. હું તમને સુખી કરવા ઘણો આતુર છુ "

" મારી ઉપર આપનો મોટો ઉપકાર થયો સુદરલાલ ! મારા મનની વાત સ્પષ્ટ કરતા હું મુઝાઉં છું કારણ કે મને ઘણા ખત્તા વાગ્યા છે મારી સ્થિતિ વિચિત્ર પ્રકારની થઈ રહી છે. હું પ્રેમાધ છું. જેની સાથે પ્રેમ જોડું છુ; તેનાથી નિષ્ફળ નીવડુ છું અને પરીણામે

સંકટના સાગરમા ડુબું છુ. આથીજ હવે મે નિશ્ચય કર્યો છે કે,

બણુચક એકદર આગે, જીગર ખોલ્યે મઝા કઇ ના,
હૃદયના શાન્ત અગ્નિને, વધાર્યાથી મઝા કઇ ના;
અચાનક તાર વિણાના, ટૂટયા સ્હેજે ભલા ગણવા;
સમજ વણુ સાધીને ના, ગાઠ પાડયામા મઝા કઇના.
તૃષા વધતા નિરૂપાયે, પીધું પાણી ગમે તે વખ્ત,
પછી એ વાત ચોરી ઘર પૂછ્યા માહે મઝા કંઇના. "

સૌન્દર્યવતીએ સુદરલાલના ખભાપર માથુ નાખી દીધુ. સુદરલાલે રૂમાલથી તેને પવન નાખતા પૂછ્યુ, " સુદરી ! તમારી વાત હુ સમજયો છુ, પણ હુ તમારા રસીકના જેવો બણુચક અને બે કદર નથી હું તમારા જેવી પ્રેમની પ્રતિમાનો પૂજારી છુ. હુ આજ પર્યંત શામાટે પત્નિ વિનાનો રહ્યો હોઇશ તેનો વિચાર કરો ? મારી પાસે ધનની ખોટ નથી. હુ ધારૂંતો એકને બદલે અનેક પત્નિઓ કરી શકુ. પણ ના, મારા વિચાર એવા નથી. હું પણ તમારી માફક પ્રેમ પથનો પ્રવાસી છુ. મન મળ્યા વિનાની વનિતાથી સંસાર સ્મશાન સમાન બને છે, આવુ સમજીનેજ મે આજ પર્યંત બ્રહ્મચર્યવૃત્ત પાળ્યુ છે "

" શુ તમે હજી બ્રહ્મચારી છો ? " સૌન્દર્યવતીએ ટટાર બેસતા પૂછ્યુ.

" હાજી. " સુદરલાલે હશીને કહ્યું.

" તમને મારા જેવી સુદરી મળેતો ? ' સૌન્દર્યવતીએ સુદરલાલની આખ્યો સાથે આખ્યો મેળવી પૂછ્યુ. સુદરલાલ ખુશ થતાં બોલ્યો; " પછી કઇજ બાકી ના રહે ? સ્વર્ગ મારાથી ફકત એક આગળ જ દૂર રહે. "

" ત્યારે આપણે બન્ને પ્રેમ લગ્નથી જોડાઇએતો ? "

" હું તમારો સેવક બનવાને ઘણો જ આતુર છુ. પણ તમારૂં મન જાણ્યા વિના મારા મનની આતુરતા શી રીતે પ્રકટ કરી શકુ ? "

" ડીયર સુંદરલાલ ! ખરૂ પૂછાવો તો હુ આ ખુનાસાના માટે જ અત્યારે તમારી પાસે આવી છુ હું મારા હરામગ નાલાયક–બખું- ચક નામધારી પ્રેમીથી પૂરેપૂરી કંટાળી ગઇ છુ; અને તેથી તમારા જેવા શોખીન સ્નેહના પરિક્ષક પ્રેમના પંડિતની સાથે પ્રેમગાઠ બાધી જીવન સુખમા વ્યતિત કરવાની અતી આતુરતા ધરાવુ છુ મારા સાજના ! બોલો; તમે મારા પ્રેમનો સત્કાર કરી શકશો ? " સૌન્દ- ર્યવતી આશામય નજરે સુંદરલાલના મુખ તરફ જોઈ રહી.

સુંદરલાલના આનંદની સીમા રહી નહિ. તેણે આવેશથી સૌ- ન્દર્યવતિનો હાથ પોતાના હૃદય સાથે દાબતા કહ્યુ. " મારા જીગર ! તમારા પ્રેમનો સત્કારતો હું ક્યારનોએ કરી ચૂક્યો છુ ફક્ત તમે હવે મારી સાથે મુંબાઇ પધારી મારા મકાનને તમારા પનોતા પગ- લાથી પ્રકાશિત કરો એજ ઇચ્છા ધરાવી રહ્યો છુ. '

" બસ હવે હું ઘણી ખુશી થઈ. આજે જ મારા મનની આશા પૂર્ણ થઇ. પણ મારે આપને વિનંતિ કરવાની કે દુ રસી- કની માફક મને દગો દેશો નહિ. હું પળે–પળે ઠગાઇ છુ. "

" સુંદરી ! આ જીવન છે ત્યા સુધી તો હું તને દુખી કર- નાર નથી. તું મારી પર વિશ્વાસ રાખ. દુધનું દાઝેલુ માણસ છાશ પણ ફુકીને પીએ તે હું સમજુ છુ. તું કોઈ વાતનો અવિશ્વાસ લાવીશ નહિ. મુંબાઈ પહોચ્યા પછી હું તરત જ પચીસ હજાર રૂપીઆ એલાયન્સ બેંકમા તારા નામના જમે મૂકીશ. પંદરેક હજા-

રના સારા શેર લઈ આપીશ અને સાઠેક હજારના દાગીના તારા કબજામા સોપીશ. કહે પછી તને કાઇ દુઃખ છે ? ”

“ નારે ના, મારે તો કઇએ એ બધુ જોઇતુ નથી. હુતો તમારા પ્રેમની જ ભુખી છુ. મારે તો તમે જીવતા છો એટલે મારૂં સર્વસ્વ છે. પણ વારૂં એક વાત પૂછવાનુ ભૂલી ગઈ તે એ કે મારી સાથે પ્રેમલગ્ન કરવાથી તમારા સગા-વ્હાલાઓમા અને ન્યાતમા તો કઈ વાધો આવશે નહિ ને ? ”

“ બિલ્કુલ નહિ. મારે સગુ વ્હાલુ કોઈ નથી. ન્યાતને તો હું માનતો જ નથી. હું પ્રથમ નંબરનો સુધારક છુ આખી આલમ એક થઈ જાય એવુ જીગરથી ઇચ્છુ છુ. મારી મનહરણી ! ખચિત સમજજે કે જયારે ન્યાત-જાત ટૂટી જઇ સઘળા એક થશે ત્યારેજ આ દેશની દશા સુધરશે. ”

“ હુ પણ તમારા વિચારને પૂરેપૂરી મળતી છુ બોલો હવે આપણે મુબાઇ ક્યારે ઉપડી જઇશુ ? ”

“ તમે કહો તો આજે જ ”

“ મારો વિચાર તો આજે સાંજે ઉપડતી ફાસ્ટમા રવાને થઈ જવાનો છે ”

“ રસીકને શુ સમજાવશો ? ”

“ તેને કહેવાની કે સમજાવવાની કઇ જ જરૂર નથી. તે કયા મારો પરણેત પતિ છે ! વળી અમે અમારા લગ્ન કોર્ટમા પણ નોંધાવ્યા નથી. આથી તેનો મારાપર કોઇપણ પ્રકારનો હક નથી. ”

“ પણ તે તમને અટકાવશે તો ? ” સુદરલાલે પૂછ્યુ

“ આજ રાતના નવો ખેલ હોવાથી તે આજે આખો દિવસ થીએટરમા જ રોકાવાનો છે. ”

" એમ ? ત્યારે તો આપણને ઉપડી જવાને યોગ્ય અનુકુળતા મળશે. દિલદાર ! જાવ અને તૈયારી કરો. હુ ટીકીટો લાવી રાખીશ અને સમય થતાં ગાડી લઈ તમને લેવા આવીશ. "

આ પછી સૌન્દર્યવતીએ પોતાના મનની કેટલીક વાતોના ખુલાસા તેની પાસેથી મેળવી ત્યાથી પ્રયાણ કર્યું. સુદરલાલ તેને જતી જોઇ રહ્યો. સૌન્દર્યવતી ઘેર આવી. રસીકના આવવા વિશે તેણે નોકરને પૂછ્યુ. રસીક આજે ઘેર આવનાર નથી અને તમને સાજના ૭ વાગે ગ્રાન્ડ રીહર્સલમાં જવાનું કહેવરાવ્યુ છે એમ નોકરે જણાવ્યુ. સૌન્દર્યવતીએ ગૂપચૂપ જવાની તૈયારી કરી રસીકની પેટીમાથી દાગીના લીધા. થોડાક રૂપીઆ કે જે ગઇ કાલે જ પગારના આવ્યા હતા તે પણ લઈ લીધા. ઘરમા એકપણ પૈસો કે દાગીનો આ વઠેલ વનિતાએ રહેવા દીધો નહિ સાજ પડતા તો તે તૈયાર થઇ નોકર બહાર ગયો હતો સાડાપાચ થતા સુદરલાલ ગાડી સાથે હાજર થયો સૌન્દર્યવતી સુદરલાલની સાથે ગાડીમા બેઠી. ગાડી વિજળી વેગે ઉપડી અને થોડીવારમા તે બન્નેને સ્ટેશને લઈ આવી ટ્રેઇનને ઉપડવાને થોડીવાર હતી. સુદરલાલ સેકન્ડ ક્લાસની ટીકીટો અગાઉથી લાવ્યો હતો. બન્ને ટ્રેઇનમા બેઠા. સમય થતા ટ્રેઇન ઉપડી. સૌન્દર્યવતીએ રાજનગરને છેલ્લી સલામ કરી ધમધમાટ કરતી ટ્રેઇન ઘણે દૂર નીકળી ગઇ. રીહર્સલનો ટાઇમ થયો. સૌન્દર્યવતી આવી નહિ રસીક અને મેનેજર અકળાયા. રસીક તેને બોલાવવા ઘેર આવ્યો; પણ સૌન્દર્યવતી ક્યાથી હોય કે જેથી તેને મળે ? રાત પડી. સૌન્દર્યવતીનો પત્તો લાગ્યો નહિ. નવો ખેલ હોવાથી મેનેજરની ગભરામણનો પાર રહ્યો નહિ. રસીકને ઘરમાથી દાગીના અને રૂપીઆ ગૂમ થએલા જણાયા. સૌન્દર્યવતીના પલાયનની તેને ખાત્રી થઈ ચૂકી. મેનેજરને પણ એ સમાચાર મળ્યા.

મેનેજરની આખ્યોએ અંધારા વળ્યા. તેણે મોટા ખર્ચે ખેલ તૈયાર કર્યો હતો ઘણી ટીકીટો અગાઉથી રીઝર્વ કરેલી હતી. ખેલનો આધાર સૌન્દર્યવતી પર હતો. નાયીકાને નાશી ગએલી જાણતા જ મેનેજરને માથાપર પ્હાડ ટૂટી પડયો હોય એમ થયુ. તેણે તર્તજ નવા ખેલનું પાટીયુ બદલી નાખ્યુ અને અગાઉથી ટીકીટો ખરીદ કરનારને પૈસા પાછા આપવા ટીકીટ ઑફિસપર એક માણસને બેસાડયો પ્રેક્ષકોની ધમાલ મચી રહી. કેટલાક તોફાની માણસોએ તોફાન મચાવી નાટકના પડદા–સામાન વગેરેની ખરાબી કરી પોલીસે તોફાન અટકાવ્યુ દિવસો વિત્યા સૌન્દર્યવતીની ઘણી તપાસ થઈ; પણ પત્તો ક્યાથી લાગે ? નાટકવાળો અને રસીક પાયમાલ થયા પૈસા વિના પોલીસમા ફરીયાદ પણ શી રીતે નોધાવે. છેવટે કપની ભાગી પડી. મેનેજર અને રસિક બીજા ધધાર્થે બહારગામ ચાલ્યા ગયા

---

## ૪

## પતિ કે પિશાચ ?

માણસ પરખાય મનથી કજુર વા ઉદાર,
માણસ પરખાય કાર્યથી, સર્જન દુર્જન ધાર.

---

"પ્રાણેશ ! આપણે આ સ્થળે હજી ક્યા સુધી રહીશુ ?" ગુણવતીએ કાન્તિ પ્રત્યે પૂછ્યુ

"કેમ વારૂ ? શુ આ સ્થળે તને ગમતું નથી ?" કાન્તિએ પૂછ્યુ

"તમે મારી સાથે છો એટલે મને શા માટે ન ગમે ? પણ મારો કહેવાનો આશય જુદો છે. તે એ કે આપણે આ વીશીમા

રોજના બે રૂપિઆ આપી ખાઇએ છીએ અને રહીએ છે. આપણુને અહિં આવે આઠ દિવસ આજે પૂરા થશે. આપણી પાસે દશજ રૂપીયા બાકી રહ્યા છે. તમે કહેતા હતા કે મુબાઇ જતાજ નોકરી મળશે; પણ તેનુએ હજી કંઇ ઠેકાણું પડયુ નથી પ્રભુ ! આ ખર્ચાળ અને પ્રવૃત્તિમય શહેરમા આવી રીતે કયા સુધી બેસી રહેશો ?" ગુણુવતીએ પતિ પ્રત્યે કહ્યું.

કાન્તિલાલ વિચારવશ વદને સીગરેટ ફુકી રહ્યો હતો, તેણે વિચાર ત્યાગી કહ્યુ; "ગુણુવતી ! તું શા માટે ગભરાય છે ? મારી સર્વીસ-નોકરીનું આજે નક્કી થઇ જશે."

"ત્યારે આટલા દિવસ સુધી શુ કર્યું ? તમે કહેતા હતા તે તમારા મિત્ર તમને મળ્યા કે નહિ ?" ગુણુવતીએ પૂછ્યુ.

"આપણે અહિ આવ્યા તે દિવસેજ મારા તે મિત્રને એક સ્નેહિનો માદગીનો તાર મળવાથી એકાએક બહાર ગામ જવુ પડયુ. આ કારણુથીજ આપણે આજ સુધી અહિ રહેવુ પડયુ. પણ મારો તે મિત્ર બહાર ગામથી ગઈ રાત્રેજ પાછો આવી ગયો છે પ્રભુ કરશે તો આજ સાજથીજ આપણુ રહેવાનું તેને ત્યા જ થશે." કાન્તિએ જણાવ્યુ.

"આપણે તેને ત્યા કયા સુધી રહીશુ ?" ગુણુવતીએ પૂછ્યુ.

"નોકરીનું બરાબર ઠેકાણુ પડતા સુધી આપણે તેને ત્યા રહીશુ અને પછી એકાદ ઓરડી ભાડે રાખીશુ."

"તમારા તે મિત્રનું મકાન કયા આવ્યું ?"

"ગીરગામ એક રોડ પર."

"તમે આજે તેને મળશોને ?"

"આજે તો મારે તેને ખાસ મળવાનું જ છે અને તેથી

હું આ પળેજ તેની પાસે જાઉં છું. તેણે મને મળવાનો ટાઇમ સ્ટાન્ડર્ડ નવનો જણાવ્યો છે."

કાન્તિ ઉભો થયો અને કપડા પહેરી બહાર નીકળ્યો. ગુણવતી તેની પાછળ જોઇ રહી કાન્તિ અને ગુણવતીને મુબઇમા આવે અઠવાડીયુ વિત્યું હતું. નળ બજારમા આવેલી એક લોજમા બન્ને રહેતા અને જમતા હતા. કાન્તિએ મલ્લરાજે જણાવેલા માણસની મુલાકાત લીધી હતી; પણ લેવાની રકમમા વાધો પડવાથી વાત અટકી હતી. ગુણવતી આ અશાન્તિમય શહેરથી ગભરાતી હતી; પણ સ્વામી ઠેકાણે પડશે; સન્માર્ગે ચડશે અને સુખી થવાશે એ આશાથી શાન્તિ ધારણ કરી રહી હતી. કાન્તિ તેને જુઠુ સમજાવતો ભોળી અબળા સ્વામીના શબ્દો સત્ય માનતી. છેવટે દિવસો વિત્યા; પાસે દશ રૂપીયા બાકી રહ્યા ગુણવતીએ કાન્તિની આખ્યો ઉઘાડી, કાન્તિ બહાર નીકળી ટ્રામમા બેઠો અને સીધો ગ્રાંટરોડ આવી ટ્રામમાથી નીચે ઉતર્યો. અહિં નજીકમા એક હોટેલ આવેલી હતી આ હોટેલ આગળ જ કાન્તિને પેલા મલ્લરાજે જણાવેલા માણસની મુલાકાત થવાની હતી મુબઇ જેવી વિશાળ-અલબેલી નગરીમા ગ્રાંટરોડનો રસ્તો સુવિખ્યાત હતો. આ સ્થળે જ સઘળા રમ્મત-ગમ્મતના સાધનો આવેલા હતા. લાઇન બધ આવેલા નાટયાલયો અને સીનેમાઓથી રાત્રિના સમયે ગ્રાંટ રોડના વિશાળ રસ્તાઓ ઇલેક્ટ્રીક લાઇટોથી ઝળહળી રહેતા. હોટેલોનો દેખાવ પણ રાત્રિના સમયે ઇન્દ્રભુવન જેવો બનતો ગાન-તાન કરનારી ગણીકાઓના મકાનો પણ આ સ્થળે આવેલા હતા. રાત્રિના સમયે કોકિલકઠી ગણીકાઓના ગાન રસ્તે આવનાર જનારને કર્ણપ્રિય થઇ પડતા. આ સ્થળ રમત-ગમતને માટે નિર્માણ થએલુ હોવાથી

અનેક નારકી નારીચો પણ નિવાસ કરતી હતી. દિવસે ચૂડેલ અને ભુતડી- ઓ સમાન જણાતી એ અખંડ સૌભાગ્યવતીઓ—ભાગ્ય ફુટી ભયંકર ભામિનીચો રાત્રિના સમયે તેમના શરીરને શૃંગારી અપ્સરાઓ સમાન બનતી. આમાની કેટલીક જાળીચોમાં કેદીચોની માફક પૂરાઇ રહેતી. કેટલીક રસ્તાઓ પર ફરતી અને રસ્તે આવનાર જનાગ કુકર્મી- વિષયાંધ જનોને ફસાવી જતી. આ શયતાની સ્થાને રાત્રિના સમયે અજબ—ભયકારક ઘટના બની રહેતી. નીચ નારીઓના નિવાસ સ્થાન લાઇનબંધ આવેલાં હોવાથી આ સ્થળે દરેક જાતની દુષ્ટા- ઓ મદિરાપાનથી મદમસ્ત બની, શરીરને કૃત્રિમ શોભાવી જુદા—જુદા પાપી વ્યાપારમા પ્રવૃત્ત થએલી દષ્ટિગોચર થતી. નિર્ભાગી જનો ભ્રષ્ટાઓના ભભકાથી અંજાઇ આકર્ષાતા અને કુટિલાઓના કુટિલ- કૃત્રિમ પ્રેમનો સત્કાર કરી પૈસાનું પાણી કરતા અને પરીણામે પ્રાણુ- હારક રોગનો ટાઇટલ મેળવી જીવનને રદ બનાવી રડતા. આ અધમ સ્થાને દરેક જાતના લોકો એકત્ર થતા. જુગારી- લુચ્ચા વગેરે બદમાસોને પૈસા પ્રાપ્ત કરવાને માટે પણ આ સ્થળ અનુકુળ હતું. આવા અદ્દભુત—ભયાનક સ્થળે આવેલી હોટેલ આગળ આવી કાન્તિલાલ પેલા માણસની રાહ જોઈ રહ્યો. થોડીવાર થતા એક માણુસ આવતો જણાયો. એ આવનાર દેખાવમા કદાવર અને ક્રૂર દેખાવનો હતો. શિરપર કાઠીયાવાડી ફેંટો બાંધેલો હોવાથી તે કાઠીયાવાડી હોય એવુ અનુમાન થતું હતું. કાન્તિલાલ જેની રાહ જોઇ રહ્યો હતો; તેજ આ માણુસ હતો. તે મલ્લરાજનો મળતીયો હતો, તેના ધંધા અધમ હતા. જુગાર—લુચ્ચાઇ તો તેના હમ્મેશના દોસ્તો હતા. તેનો મુખ્યત્વે ધંધો ગરીબ અબળાઓને ફસાવવાનો હતો, દેશ દેશાવર તેના માણુસો ફરતા અને નિરાધાર અનાથ

બાળાઓને ફસાવી લાવતા, વળી કેટલીકને પૈસા આપીને પણ ખરીદતા. એવી બાળાઓ અને અબળાઓને મુંબાઈમા લાવતા; અને એ કાઠીયાવાડી માણસને સોપતા તે કાઠીયાવાડી પછી તરતજ સઘળી સ્ત્રીયોનું ઠેકાણું પાડી દેતો તે અગાઉથીજ ગ્રાહકો તૈયાર કરી રાખતો. કોઈને કન્યા જોઈતી હોય તે આ માણસને મળતા.

ન્યાતીમા કન્યાઓની અછતના કારણે અગર કોઇ બીજા કારણે જેને કન્યા મળવાનો ભવિષ્યમા કદી સંભવજ નથી એવા અનેક શ્રીમાન અને સામાન્ય સ્થિતિના માણસોને કન્યાઓ લાવી આપવાનો વ્યાપાર એ દુષ્ટ સ્ત્રીવિક્રેતા ધમધોકાર ચલાવતો. આ વ્યાપાર ઉપરાત કેટલીક સ્ત્રીયોને પોતાની પાસે રાખી તેમને જુદાં-જુદા મકાન લઇ આપી દુષ્ટ ધંધો ચલાવવાની ફરજ પાડતો આ અધમ ધંધો કરનારી નિર્ભાગી નારીઓને તે મહિને દિવસે અમુક પગાર આપતો; અને એ ભ્રષ્ટાઓએ નીચ ધંધાથી પેદા કરેલુ દ્રવ્ય એ નરાધમ તેના ખજાનામા એકત્ર કરતો. જો કોઇ અબળા એવો ધંધો કરવા આનાકાની કરતી તો તેના ભોગજ મળ્યા સમજવા. તે પાપી પિશાચ ગુલામ બનેલી બાઇને સખ્ત માર મારતો; ખાવાનું નહિ આપતા કેટલાએ દિવસ સુધી એકાન્ત કોટડીમા પૂરી રાખતો. આવા ત્રાસ સહન નહિ થવાથી નિર્ભાગી નારીયો છેવટે તેનુ કહેવુ કબુલ કરી પતિત બનતી આવી અનેક કમનસીબ નારીઓ કસાઇના કબ-જામા પડી આજે પણ દુખ ત્રાસ સહન કરી પતિત બની રહી છે. તેમને કોણ બચાવે ? મુબાઇ નગરી ઉપરથી ઉજ્વળ જણાય છે; તેવીજ અંદરખાને ભય કરવાથી પરીપૂર્ણ છે. ફસાએલી-સપડાએલી -કસાઇના કારાગારમા પૂરાએલી અને બળાત્કારે પાપગામીની બનેલી અનેક અબળાઓ દુઃખમાથી છૂટવાને આર્તનાદે પ્રભુને પોકારી રહી

છે. એવા કષ્ટથી-ત્રાસથી છૂટવાને અને પોતાનું શિયળ રક્ષવાને અનેક અબળાઓએ પ્રાણ ત્યાગ્યા છે. આવા કરૂણ પ્રસંગો અને આવા ભયકર ત્રાસ ધીમે ધીમે પ્રકાશમા આવ્યા છે. દેશહિત હૃદયે ધરાવનારાઓએ આવા ત્રાસ પ્રત્યે પોકાર ઉઠાવવા માંડયા છે. પ્રજાની રક્ષક કહેવરાવતી સરકાર પણ આવા ત્રાસ-જુલ્મ ઓછા કરવા અને એવા દુષ્ટ સ્ત્રી વિક્રેતાઓને નાબુદ કરવા પ્રયત્ન કરી રહી છે, એવુ પેપરોદ્વારા વાચવામા આવ્યુ છે. આવુ જાણી કોને આનંદ નહિ થાય ? સરકાર અને પ્રજા સેવકો જતે દિવસે અવશ્ય આ ત્રાસ-જુલ્મ વિદારી ગરીબ અબળાઓની આશિષ મેળવશે.

પૈસાથી પાયમાલ થએલો અને બૈરીના બદલામા ધન મેળવવાની પાપમય ઇચ્છાવાળો અભાગી કાન્તિ એ દુષ્ટ કાઠીઆવાડીને મળ્યો. એ પિશાચનું નામ મુળચદ હતું. તે ભભકાબંધ રહેતો અને પ્રતિષ્ઠિત વ્યાપારી હોય એમ ઉપરથી જોનારને જણાતો. વાત પણ મીઠી જીબાનથી કરતો. તેના પ્રસંગમાં આવેલ માણસ તેની વાતચીતથી તરત લોભાઇ તેના પ્રપંચમા ફસાતો. કાન્તિલાલને મળતાજ તેણે કહ્યું. "તમે ક્યારના પધાર્યા છો ?"

"થોડીકવાર થઇ." કાન્તિએ કહ્યું.

"મને અહિં આવતા આજે કંઇક મોડુ થયુ. રૂની ગાસડીઓના સોદાને માટે મારે એકાએક કોલાબે જવું પડયુ. માફ કરજો મહેરબાન કે મારાથી આપને બરાબર ટાઇમસર મળાયુ નહિ. ચાલો હવે ચ્હા પીએ." મુળચદ કાન્તિનો હાથ પકડી હોટેલમા પ્રવેશ્યો બન્ને જણા એક એકાન્તસ્થાને ખુરશીઓમાં બેઠા. બે કપ લાવવાની નોકરને આજ્ઞા થઇ. ચ્હાના બે કપ ટેબલપર ગોઠવાયા. બન્નેએ ખુશમીજાજે ચ્હા પી સીગરેટો સળગાવી. સીગરેટની બેએક ફુંક મારી

મુળચંદે ઠાવકું મુખ રાખી પૂછ્યુ; " કા ભાઇ ! કંઇ નિશ્ચય ઉપર આવ્યા કે નહિ ? " કાન્તિએ નિરાશ વદને મુળચંદના સામે જોઇ કહેવા માંડ્યું; " ભાઇ ! મે મારો નિશ્ચય આપને ક્યારનોએ જણાવી દીધો છે. હું આપની આજ્ઞાએજ મુબાઈ આવ્યો છું. આપ ઉદાર દિલના છો એ હું આપના ટુંક સહવાસથી સમજી શક્યો છુ. આપ મારી સ્થિતિથી પૂરા જાણીતા થયા છો. હું પૂરો પાયમાલ થવાથી, લેણદારોના ત્રાસથીજ મુબાઇ નાશી આવ્યો છુ અને પ્રાણ સમાન વ્હાલી પવિત્ર પ્રેમદાના બદલામા નાણા મેળવવા આતુર બન્યો છુ આશા છે કે આપ શ્રીમાન મારૂં આટલુ કામ જરૂર કરી આપશો ? "

" કાન્તિલાલ ! હું તમારી દરેક વાત સારી રીતે સમજી શક્યો છુ તમારા જેવા ખાનદાન નબીરાને દુઃખમા દટાએલો જોઇ મને ઘણોજ અફસોસ થાય છે. વળી તમારી પવિત્ર પત્ની નિહાળતાજ મને દયા આવે છે. જો મને આ વખતે વેપારમા ઉપરાસાપરી ખોટ ન ગઇ હોત, તો હુ તમને બદલામા કંઇ પણ નહિ રાખતા એમને એમ નાણાની મદદ કરત. વળી તમારૂં કામ કેટલુ ભયકર છે તે હુ અને તમે સારી રીતે સમજી શકીએ છીએ. સ્ત્રીયો વેચવાના ધંધાથી હુ તદ્દન અજાણ્યુ છુ. જો કોઇ અજાણ્યો માણસ હોત અને તે મને આવી વાત કરત તો હુ તેને તરતજ પોલીસને સ્વાધીન કરત. પણ શુ કરૂં ? તમે મારા મિત્ર મહારાજની ભલામણ લાવ્યા છો એટલે ન છૂટકે પણ મારે તમારૂં કામ કરી આપવુ જોઇએ. કાન્તિલાલ ! મેં મહા મહેનતે એવો માણસ ખોળી કાઢ્યો છે. તે ખાનદાન–શ્રીમાન છે. જાતનો ભાટીયો છે. વયમા યુવાન છે. તેને બૈરીની જરૂર છે, પણ તે તમારા માગ્યા

મુજબ નાણા આપવાને સ્પષ્ટ ના પાડે છે. " આટલું કહી મુળચંદે કાન્તિના સામે જોયુ. કાન્તિ વિચારમા પડયો. સીગરેટ પૂરી બળી રહી હતી. કાન્તિની આંગળીઓ દાઝી. કાન્તિ વિચારમાથી જાગી સીગરેટના ઠુંઠાને ફેંકી દેતા બોલ્યો; " તે શુ આપવાનું કહે છે ?"

" પંદરસો રૂપીયા ! " મુળચંદે ઝીણી નજરે કાન્તિની સામે જોઇ જણાવ્યું.

" આતો ઘણીજ ઓછી રકમ છે. વારૂ પેલો એહજારવાળો મળ્યો હતો કે ? "

"નારે ના, એ શા માટે મળે ? તેને કયાં સોદો કરવો હતો ? એ તો નકામો પથરો મૂકી ગયો. "

" ત્યારે હવે મારે કરવુ શુ ? મુળચંદભાઇ ! હું ઘણો ગભરાઇ ગયો છું. સીલીકમા પણ હવે દસજ રૂપીઆ રહ્યા છે. બૈરી પણ જીવ ખાયા કરે છે. મને કંઇ રસ્તો બતાવો. હું તમારો ઉપકાર કદી પણ નહિ ભુલુ. " કાન્તિ નિરાશ વદને મુળચંદના મુખ તરફ જોઇ રહો. મુળચંદે ગંભીરતાથી હાસ્ય કરી કહ્યું. " કાન્તિભાઈ ! મેં તમારે માટે મહેનત કરવામા કંઇ પણ કસર રાખી નથી. વળી હાલમા નાણાની પણ ભીડ સખત છે. મારી શરમ અને આજીજીથી જ તે માણસે મહાપરાણે રૂપીઆ પંદરસો આપવાની હા ભણી છે. માટે મારૂં માનો તો લઇ જ લ્યો. વધુ વખત ગૂમાવશો તો એટલા પણ નહિ મેળવી શકો. " મુળચંદે જાણે ઉપકાર ન કરતો હોય એવી રીતે કહ્યું.

કાન્તિને રૂપીઆ બે હજાર લેવાની ઇચ્છા હતી. ગુણવંતી જેવી ગુણીયલ રૂપાળી અબળાને રૂપીઆ પંદરસોમા આપતાં પાપીનો આત્મા ચચરવા લાગ્યો. તે ઉંડા વિચારમાં પડયો. મુળચંદ

તેની તરફ તીરછી નજરે જોઈ રહ્યો હતો. કાન્તિને રૂપીઆ વિના ચાલે એમ ન્હોતું. તેને કેદમા બેસાડવાને લેણદારોના વૉરેંટ નીકળી ચૂકયા હતા. જો તે તરતમા દેવુ ન ચૂકાવે તો તેને કેદમા જવુ પડે. દેવુ બારસો રૂપીઆનું હતું. તેના મનમા ગુણવંતી અને રૂપીઆના વિચાર થઇ રહ્યા શુ કરવુ અને શુ ન કરવું ? શુ ગુણવતીને સદાને માટે દુ ખમા હડસેલી બદલામાં રૂપીઆ લેવા ? હાય ! ગુણવંતીનુ શુ થશે ? તેના જેવી પવિત્ર પ્રેમદાના દર્શન ફરીથી ક્યારે થશે ? હું અભાગી-લુચ્ચો-દારૂડીઓ છુ, પણ તેણે આજ પર્યંત મારી આબરૂ જાળવી છે. હાય ! શુ તે હવે બીજાની થશે ? શુ કરૂ ? રૂપીઆ વિના તો ચાલે એમ નથી જ. ત્યારે..." કાન્તિ આગળ વિચારે એવામા જ મુળચંદે કહ્યુ, " તમે ક્યા સુધી વિચાર કર્યા કરશો ? તમે ઘણા ભલા માણસ છો. ભાઈ ? જે કરવુ હોય તો કરી નાખોને કે જેથી આ ઉપાધીનો અંત આવે ? "

" પંદરસો રૂપીઆ જેટલી જુજ રકમમા મારી ગુણવંતીને સદાને માટે દૂર કરતાં મારા હૃદયના ચૂરેચુરા થઇ જાય છે. મારૂ માથુ ભમે છે. હું ઘોર અંધકાર નિહાળુ છું. મુળચદભાઇ ! આ વખતે તમે જ મારા ખરા મિત્ર છો. હું પૂરેપૂરો મુઝાયો છું. મને કંઇક રસ્તો બતાવો ! " કાન્તિ આર્જવતાથી મુળચદના સામે જોઇ રહ્યો.

મુળચંદે બીજી સીગરેટ સળગાવી કહ્યુ, " મી. તમે ઘણાજ પોચા હૃદયના છો. આફત વખતે સ્ત્રી અને દાગીનાનો મોહ રાખનાર મૂર્ખ મનાય છે. તમારી પાસે દાગીના-ઘર-જમીન વગેરે, કઇ નથી. જે કાઇ છે તે ફક્ત બૈરીજ છે. તો તમારી આફત વખતે

તેનો મોહ રાખવો કે તેની દવા ખાવી તે નિરર્થક છે. મીસ્ટર, હિંમતવાન થાઓ ચાલો હું તમને બહાદુર બનાવું.” આમ બોલી મુળચંદ કાન્તિનો હાથ પકડી ત્યાથી બહાર નીકળ્યો અને નજીકમા આવેલા એક અંગ્રેજી દારૂના પીઠામા પેઠો. કાન્તિ યંત્રના પુતળાની માફક તેની સાથે ખેંચાઇ પીઠામા એકાન્ત સ્થળે તેની સાથે બેઠો. મુળચંદે બ્રાન્ડીની બાટલીનો ઓર્ડર કર્યો. તરતજ બ્રન્ડીની બોટલ સાથે સોડાની બે બોટલ અને બે પ્યાલા નોકરે ટેબલપર લાવી રજુ કર્યા. બન્નેએ તેનો સારી રીતે ઉપયોગ કર્યો. દુનિયાનું નિકંદન કાઢનાર-ભારતના સપુતોને ભીખારી બનાવનાર અને તેના ભક્તનું સર્વસ્વ નાશ કરનારી વિલાયતી બ્રાન્ડીએ કાન્તિની સુસ્તી ઉડાવી. ડરપોકને થોડીવારને માટે હિંમતવાન બનાવ્યો. નિરાશ-હતાશ અને વિચારવશ બનેલો કુટિલ કાન્તિ નિશાના જોરથી ટટાર બેઠો અને સીગરેટ પીતા બોલ્યો; “ બોલો ત્યારે મારે પંદરસો રૂપીઆ લઇ લેવા એમજને ? ”

“ જરૂર. પછીથી પસ્તાશો.” મુળચંદે કહ્યું.

“ ઠીક; ચાલો ત્યારે આપણે તેની પાસે જઇ નક્કી કરીએ ?” કાન્તિ ઉભો થયો.

મુળચંદે તેને નીચે બેસારતા કહ્યું; “ આપણે તેની પાસે જવાની કંઇ જરૂર નથી. હું સઘળું નક્કી કરીનેજ આવ્યો છુ.”

“ શુ નક્કી કર્યું છે ? ”

“ તમારે ગુણવંતી પરથી હાથ ઉઠાવવો અને બદલામા પંદરસો રૂપીઆ લેવા. ”

“ કબુલ છે, લાવો રૂપીઆ ! ”

“ તે પહેલાં તમારે દસ્તાવેજમા સહી કરી આપવી પડશે ! ”

"ક્યા છે દસ્તાવેજ ? લાવો હું આ પળેજ સહિ કરી આપુ!"

મુળચંદે અગાઉથી લખાવી તૈયાર રાખેલો દસ્તાવેજ ગજવામાંથી બહાર કાઢયો અને કાન્તિના હાથમા મૂકયો. મૂર્ખના શિરોમણીએ અને ભાગ્યના ફુટેલાએ તરતજ તેમા સહિ કરી આપી. અક્કલના દુષ્મને દસ્તાવેજ વાચવાની પણ તસ્દી લીધી નહિ. મુળચંદે દસ્તાવેજ ખીસ્સામા મુકયો અને પછી નોટોનું બંડલ કાઢી રૂપીઆ પંદરસોના નોટ કાન્તિને ગણી આપ્યા. સો સોના પંદર નોટ હતા. દારૂમાં ચકચુર થએલો કાન્તિ નોટ હાથમા આવતાજ આનંદ પામ્યો. થોડીવાર શાન્ત ચિત્તે બેઠા પછી કાન્તિએ પૂછ્યુ; " હુ તેને લઇને ક્યા આવુ ? "

મુળચંદે ઠેકાણુ લખાવ્યું. પુનઃ કાન્તિએ પૂછ્યુ, " કેટલા વાગે આવુ ? "

" સાતેક વાગ્યાના સુમારે આવજો. "

" તમે તે વખતે ત્યા હાજર હશોને ? "

" જરૂર. "

"હવે મારે તમને એકજ વિનતિ કરવાની છે ?" કાન્તિએ કહ્યું.

" શુ છે ? મનમાં જે હોય તે બેધાશક કહી નાખો." મુળચંદે કહ્યુ.

" આજથી ગુણવતી પરથી મારો હક્ક સદાને માટે દૂર થયો છે. તે ઘણી ભલી અને ભોળી અબળા છે. તે હવે તમારા શરણમા છે. તેને ત્યજીને જતા મારૂં જીગર ચિરાય છે, પણ શુ કરૂં ? વખતને માન આપવુજ જોઇએ તમે સમજુ અને દયાવાન છો. ગુણવતી સુખમા રહે એવુ કરશો તો મારી પર આપનો મહાન ઉપકાર થએલો સમજાશે. " કાન્તિએ કહી દીધું.

મુળચંદ મુછો પર હાથ ફેરવતા બોલ્યો, " મીસ્ટર ! તમારે તેના વિશે બેફિકર રહેવુ, હવે તે તમારી મટીને અમારી થઇ છે, એટલે તેની કાળજી તમારા કરતા અમારે વિશેષ રાખવી પડશે. જો તે બાઇ તમે કહો છો તેવી ભલી અને આજ્ઞાધારક હશે તો ઘણીજ સુખી થશે. "

" બસ હું તેને સુખી કરવાનીજ ઇચ્છા ધરાવુ છુ." કાન્તિએ નોટો ખીસ્સામા મૂકી ઉભા થતા કહ્યું.

"તમે મુંબાઇમા ક્યાં સુધી રોકાશો ?" મુળચંદને કંઇક વિચાર આવતા પૂછ્યુ.

" મુણુવતીને તમારે સ્વાધિન કરી હું મેલમાજ ઉપડી જવાનો વિચાર રાખુ છુ. "

" ઠીક; પણ તેને શુ સમજાવશો ? "

" તેને હું એમ કહીશ કે મને એક મોટા રૂના દલાલને ત્યા નોકરી મળી છે અને તેથી આજેજ રૂની ખરીદીને માટે મદ્રાસ તરફ ઉપડી જવાનું છે. "

" એ પણ બરાબર છે. મીસ્ટર ! તમે ખરેખરા ઉસ્તાદ છો હો ? "

" અમારી ઉસ્તાદી પૈસા વિના શુ કામની ? જો મારી પાસે પુરપાટ પૈસા હોત; તો દુનિયાને એક વખત બતાવી આપત કે ઉસ્તાદી અને લાલાઇ તો આમ કરાય છે. પણ લાચાર છુ કે સાલ્લો ગોડ પણ અમારી પર રૂઠેલો છે. " દારૂડીયાએ ફાવે એમ બકી નાખ્યું.

" પધારો હવે. " મુળચંદે ઉભા થઇ તેની સાથે હાથ મેળવ્યો. કાન્તિ તેની સાથે બહાર નીકળી તેનાથી છુટો પડી એક વિક-

ટોરીયામા ચઢી બેઠો. વિકટોરીયા કોટ તરફ ચાલી, અને એક ઇં-ગ્લીશ શોપ આગળ આવીને ઉભી. કાન્તિ નીચે ઉતરી દુકાનમાં પ્રવેશ્યો. દુકાનમા જાત–જાતના તૈયાર–શીવેલા કપડા મળતા હતા. કાન્તિએ રીપકાર્ડ–ચાઇનાકાર્ડના બે કોટ અર્ધો ડઝન શર્ટ અને બે હુંગેરીયન કેપ ખરીદી ત્યાંથી પ્રયાણ કર્યું. આટલુ ખરીદવામા લગભગ સોએક રૂપીઆ પૂરા થયા. બીજી પણ કેટલીક વસ્તુઓ ખરીદી કાન્તિ ગુણવતી પાસે આવ્યો. ગુણવતીએ સ્નેહાળ નજરે તેના સામે જોયુ. કાન્તિએ જોકે મુખ હસતું રાખ્યું હતુ પણ અંદરથી તેનું હૃદય ધડકતુ હતું. દારૂનો નિસો લગભગ ઉતરી જવા આવ્યો હતો. ગુણવંતીને જોતાજ તેણે હિમતથી કહ્યુ; " ગુણ ! આજે ધાર્યું કામ પૂરૂ થયું છે. મારા ફ્રેન્ડની લાગવગથી મને એક મોટા જેન્ટલમેન રૂના દલાલને ત્યાં સર્વિસ મળી છે. હાલ તો માશીક રૂપીઆ દોઢસો મળશે. આપણે આજથી બીજે રહેવાનું છે. તે કોટડી મારા મિત્રની છે. આપણે સાંજે ત્યા જઇને રહેશુ. પણ......" કાન્તિ વાત કરતાં અટકયો, ગુણવંતીએ પૂછ્યુ; " વાત કરતાં કેમ અટકયા ? "

" મારે રૂની ખરીદીને માટે આજને આજ ઉપડી જવું પડશે ? " કાન્તિએ માથુ ખંજવાળતા કહ્યું.

"કઇ તરફ જવાનું છે અને ત્યા કેટલા દિવસ રોકવાનું છે ?" ગુણવંતીએ પૂછ્યુ.

" હાલ તો મદ્રાસ તરફ જવાનું છે. લગભગ એકાદ અઠવા-ડીયુ ત્યા ગુમાવવુ પડશે. "

" તેમાં શુ ફિકર છે ? તમે સુખેથી જજો. "

" તું ગભરાઇશ નહિ હા ? "

" મારે શામાટે ગભરાવુ જોઇએ ? તમારો ભલો-પરગજુ મિત્ર નજીકમા છે તો પછી શી ફિકર છે ? તમે તમારૂં કામ કરી જલ્દીથી પાછા આવજો."

" મે મારા તે ફ્રેન્ડને તારી સભાળ રાખવાની પૂરતી ભલામણ કરી છે." કહી કાન્તિએ ગુણવંતીને અનેક જુઠ્ઠી વાતો સમજાવી. ગુણવંતી મનમા ઘણી ખુશી થઈ. સ્વામીને સારી નોકરી મળી જાણી તેણે પ્રભુનો ઉપકાર માન્યો. આ પછી કાન્તિએ લોજના મેનેજરને મળી બીલ ચૂકાવી આપ્યુ. સાજ પડી ૭ વાગ્યા. કાન્તિ વિક્ટોરીઆ ભાડે કરી આવ્યો. પતિ-પત્નિ સર્વ સામાન લઇ ગાડીમા બેઠા. ગાડીવાળાએ કાન્તિની સૂચનાથી ગાડી ગ્રાંટરોડ તરફ પૂરવેગે દોડાવી મૂકી.

---

૫.

## પાપીનું પ્રયાણ.

આ પૃથ્વી ભરી છે પાપથી, નહિ પાપનો કઇ પાર છે,
નવ પુણ્ય નજરે આવતું, પાપી તણા પોબાર છે.
ધર્મી જનો રીબાય છે, પાખડી તો પૂજાય છે;
ધ્રુજી રહી છે આ ધરા, કળીયુગ કેરો ન્યાય છે.

---

અલબેલી મુંબાઇ નગરીના ગ્રાંટરોડના જન કોલાહલપૂર્ણ વિશાળ રસ્તાની બાજુમા એક ગલી આવેલી હતી. આ ગલીના મધ્ય વિભાગે ચાર મજલાનો એક માળો આવેલો હતો. આ ગલીમાં બહુધા નીચ ધંધા કરી ઉદર પોષણ કરનારા નર-નારીયો નીવાસ

કરતાં હતા દેશી-વિદેશી વગેરે અનેક વિધ જાતીના મનુષ્યો આ સ્થળે દ્રષ્ટિગોચર થતા હતા, સાંજની પૂર્ણાહુતી થવા આવી હતી. રાત્રિના સમયને હવે ઘણીવાર નથી ધારી નીચ નારીયો એ તેમના બેડોળ-કદરૂપા શરીરોને કૃત્રિમ શૃંગારવાનો વ્યવસાય આરંભી દીધો હતો. આ નર્કસ્થાન-પાપમયસ્થાન નારકી નારીયો ઉપરાંત ચોર-ડાકુ-લુચ્ચા-ખીસ્સાકાતરૂ-જુગારી વગેરે લોકોથી પણ ભરપૂર ભરેલુ હતું. સાયંકાળ થયો. આ સમયેજ એક વિકટોરીયા ગાડી આ ગલીમા દાખલ થઇ અને મધ્ય વિભાગે આવેલા માળા આગળ આવી ઉભી. આ સ્થળે પોલીસનો પહેરો રાત્રિ-દિવસ રહેતો અને તે પોલીસ આ ગલીમા આવનાર-જનારની ઉપર દેખરેખ રાખતો. પણ ઘણા ભાગે આ સ્થળના પહેરેગીરો પણ લક્ષ્મીના ગુલામ બની આ સ્થળના નિવાસીઓના કાર્યમા અડચણ રૂપ થવાને બદલે મદદ રૂપ થતા. આ વખતે એક સિપાહી પહેરાપર હતો તેણે વિકટોરીયા તરફ જોયું અને પછી પેલા માળા તરફ નજર કરી. માળાના ત્રીજા મજલે એક બારીમાં એક માણુસ ઉભો હતો. પોલીસની અને તેની નજર એક થઇ. બારીમા ઉભેલા માણુસે પોલીસને ઇસારતથી કંઇક સમજાવ્યું. તરતજ તે પહેરાવાળો ત્યાથી ચાલતો થયો. વિકટોરીયામાંથી કાન્તિ અને ગુણુવંતી નીચે ઉતર્યાં. ગુણુવંતીએ આસપાસ નજર કરી. કંઇક ઓરજ વ્યવસાય નજરે પડયો. પુરૂષો કરતા સ્રીયો ઘણી નજરે પડી. ગુણુવંતીના મનમા અવનવા વિચારો ઉત્પન્ન થયા. કાન્તિએ ગાડીવાળાને ભાડું ચૂકાવી દીધુ અને પછી ગુણુવતીને લઇ તેણે માળાના દાદરના પગથીઆ ચઢવા શરૂ કર્યાં. બન્ને જણા બે મોટા દાદર વટાવી ત્રીજા માળે આવ્યા. સામસામે કોટડીઓ આવેલી હતી. દરેક કોટડીયોમાં અપ્સરા સમાન સુંદર બનેલી યુવાન યુવતીઓ નજરે પડતી

હતી. કેટલીક વૃદ્ધાઓ યુવતીઓને શૃંગાર સજાવી રહી હતી. આ ચાલીમાં પગ મુકતાં અને કોટડીયોમા ચાલી રહેલા કાર્યનું અવલોકન કરતા ગુણવતીનું હૃદય ધડકવા લાગ્યુ. ત્યાની જમીન તેને ભય રૂપ ભાસવા માડી. મન મુઝવણમા પડયુ. આસપાસનો દેખાવ અવલોકી કાન્તિના હૃદયની પણ સ્થિતિ એવીજ બની. ગુણવંતી મૌન ધારણ કરી કાન્તિની પાછળ ચાલી જતી હતી. એવામા એક ખુલ્લી કોટડીમા ગુણવંતીની નજર પડી એક યુવતી એક પઠાણના ગળામા હાથ નાખી ઉભેલી માલમ પડી. આ દેખાવ જોતા જ ગુણવંતી ધ્રુજી પડી તેણે ભયગ્રસ્ત અવાજે કાન્તિ પ્રત્યે પૂછયુ: "આપણે અહિં કયા આવ્યા છીએ? આ બધુ શુ છે! અહિ કઈ જાતના માણસો રહે છે ?"

કાન્તિએ વ્યાકુળતાથી કહ્યું " તુ ગભરાઈશ નહિ. તુ પહેલ વહેલી મુબાઈમા આવી છે તેથી જ તને બધુ વિચિત્ર જણાય છે, આ શહેરમા જુદી-જુદી જાતનાં માણસો રહે છે અને તેમને ફાવે એમ હરે ફરે છે. ગુણવત ! તું હજી જેમ વધુ રહીશ તેમ નવુ જોઈશ. મુબઈની મોહિનીજ નિરાળી છે. "

" આપણે રહેવાનુ કયા છે?" ગુણવતીએ કચવાતા મને પૂછયુ.

" આ માળામાજ. "

ગુણવંતીના મુખમાથી ધીમો નિઃશ્વાસ નીકળ્યો તેનું મન અકળાયુ, પણ શુ કરે ?

શાન્તિ ધારણ કરી તેણે કાન્તિની સાથે ચાલવા માડયું. રાત્રિની શરૂઆત થઈ ચૂકી હતી. કોટડીઓમા લાઈટો ઝગઝગી રહી હતી. કોઈ કોઈ કોટડીઓમાં કાળજું કંપાવે એવા અસભ્ય આ-

પારો ચાલી રહ્યા હતા. ગુણવતી હૃદયને કઠણ કરી સઘળું જોતી હતી પોતે કોઇ નવા સ્થાનમા અને તે વળી ભયાનક સ્થાનમા આવી છે એમ તેના મનમા થઇ રહ્યુ હતું. કાન્તિ તેને લઇ ચાલીના છેડે આવ્યો ત્યા એક કોટડી આવેલી હતી. કોટડીના દ્વાર પાસે એક નાના થાભલાપર લાલ રંગના કાચવાળું ફાનસ સળગી રહ્યું હતું કોટડીનું દ્વાર આ વખતે બંધ હતું કાન્તિએ કોટડીનો નંબર જોયો. ચાલીસ નંબરની કોટડી હતી આ કોટડી-માજ કાન્તિને જવાનું હતુ. તેણે કોટડીના દ્વાર પર ધીમેથી બે ટકોરા માર્યા, એક પળવારમાજ કોટડીના દ્વાર ઉઘડયા. હાથમા લાલટેન ફાનસ પકડી ઉભેલી એક ડોશી માલમ પડી. ડોશીના ડાચા બેઠેલા હતા મુખ કદરૂપું અને બિહામણું હતું. તેના સામે જોતાંજ ગુણવતીને કટાળો આવ્યો, ડોશીએ હાથમાનું ફાનસ ઉચુ કરી બન્નેના ચ્હેરા ધ્યાનપૂર્વક નિહાળી પૂછ્યુ; "તમારે કોનું કામ છે?"

" મુળચદભાઇનુ. " કાન્તિએ જણાવ્યુ.

"ઠીક, તમે પેલા..... કે? ચાલો આવો મારી પાછળ" કહી ડોશીએ કોટડીનુ દ્વાર બંધ કરી ચાલવા માડયુ. કાન્તિ અને ગુણ-વતી તેની પાછળ ચાલ્યા. આ કોટડીની દિવાલમા એક બીજું છૂપુ બારણું આવેલુ હતું. આ બારણા પર આ વખતે એક કાળો પડદો નાખેલો હતો. ડોશીએ કાળો પડદો અલગ કરી બારણું ઉઘા-ડયુ. એક સમચોરસ વિશાળ ઓરડો માલમ પડયો આખ્યોને આજી નાખે એવુ એક ફાનસ પ્રકાશી રહ્યું હતું. વિવિધ પ્રકારના ફરનીચર અને દિવાલોપર શોભી રહેલી મનમોહક છબીયોથી આ ઓરડો રમણીય-આનંદજનક ભાસતો હતો. આ વખતે આ ઓરડામા બે માણસો બેઠેલા હતા. તેમાના એક તો કાન્તિલાલના મિત્ર

મુળચંદભાઇ હતા. તેઓ એક ઝુલતી ખુરશીમાં બેસી સામે આરામ ચેરમા પડેલા એક હષ્ટ-પુષ્ટ કદાવર ચ્હેરાના પઠાણની સાથે કંઇક ખાનગી વાતચિત કરી રહ્યા હતા મુળચંદની નજર કાન્તિ અને ગુણવંતી પર પડતા જ તે ઉભો થયો અને બન્નેને આવકાર આપી નજીકમા પડેલી ખુરશીઓ પર બેસવાનું સૂચવ્યુ. કાન્તિ ખુરશી પર બેઠો. ગુણવતીએ તો જમીન પર જ સ્થાન લીધુ. આ પછી મુળ-ચંદે પેલા પઠાણને આંખનો સંકેત કર્યો કે જેથી તે બળીષ્ટ બાધાનો પઠાણ ગુણવતી તરફ જોતા-જોતા ત્યાથી ચાલતો થયો. પઠાણના ગયા પછી મુળચંદે કાન્તિ જાણે જુનો પરિચિત અને કુટુંબી અગર સગો ન હોય તેવી રીતે તેની સાથે વાતો કરવા માંડી. ગુણવતી બન્નેની વાતો સાભળતી હતી. તેને આ મકાન અતડુ અને ભય-કારક લાગવા માંડયુ. મુળચંદના મુખ તરફ જોતા જ ગુણવતીના મનમા ભય ઉત્પન્ન થયો. કાન્તિની સાથે વાતો કરતો કરતો મુળ-ચંદ ક્ષણે ક્ષણે ગુણવતીની તરફ નજર કરતો હતો. ગુણવતીને તેનું જોવુ ઠીક લાગતું નહી. લગભગ દશેક મિનિટ સુધી વાતો કરી મુળચંદે પૂછ્યુ; " ત્યારે શુ તમે આજે જ ઉપડી જશો ? '

" હા; શેઠનો હુકમ છે કે અત્યારેજ જવુ. "

"ઠીક ત્યારે, તૈયારી કરો. ટાઇમને જતા વાર લાગશે નહિ."

" હુ તૈયારી કરીને જ અહિં આવ્યો છુ. સામાનની બેગ સાથે જ છે. પણ મારે તમને એક વિનંતી કરવાની છે ? "

" શું ? "

કાન્તિએ ગુણવંતી તરફ હાથ લંબાવી કહ્યુ, " હું જ્યા સુધી પાછો ન આવુ ત્યા સુધી તમારે આની પૂરતી સંભાળ રાખવી. મુબઇમાં તે પ્રથમ જ આવેલ છે. "

" કાન્તિલાલ ! તમારે કોઇ જાતની ફિકર રાખવી જ નહિ. આ ગુણવતીબાઇ કદાચ મને નહિ ઓળખતા હોય; પણ આપણી મિત્રાચારી ક્યાં આજકાલની છે ! આતો વેપાર–રોજગારમા પરદેશ પડયા એટલે ઝાઝા ભેગા થવાય નહિ. બાકી આપણાં દીલતો એક જ છે. તમે ગુણવતીબ્હેનની લગીર પણ ચિંતા કરશો નહિ. મુઝાઇથી તે અજાણ્યા છે એ હું સમજું છુ. દિવસો જશે અને જેમ માહિતગાર થશે તેમ તેમની મુઝવણ ઓછી થશે. તમારી ગેરહાજરીમા તેમને કઇ પણ દુઃખ ઉત્પન્ન નહિ થાય એની પૂરી ખાત્રી રાખજો, અને તમારૂં કામ પૂરૂ કરી જલ્દી પાછા આવજો " આટલુ કહી સુળચંદ મનમા હસીને આવુ છુ કહી ત્યાથી ચાલતો થયો. કાન્તિને જવાનો સમય થવા આવ્યો. પિશાચે ઉભા થઇ ગુણવતીની રજા માગી. જીંદગીમા અને આ અજાણ્યા સ્થળમા આ પ્રથમજ જુદાઇ હતી. ગુણવતીનું હૃદય ચિરાતું હતું. તેમા કાતિલ વેદના ઉત્પન્ન થઈ રહી હતી તેની આખ્યોમા અશ્રુ ઉભરાયા હતા. પતિ પરાયણ પ્રેમદા પતિત પિશાચી પતિના કંઠે વળગી રહી હતી. નિષ્ઠુર–રાક્ષસી દિલનો પતિ સ્નેહાળ સુંદરીના મુખ તરફ જોઇ રહ્યો હતો. પાપાત્માનુ હૃદય વિચૂર્ણ થતું હતું. પોતે ભયકર પગલુ ભર્યું છે–રાક્ષસી કામ કર્યું છે એમ સમજતો હતો. આત્મા ઉંડાણમા ટકળતો હતો. તેના મનમા થઇ આવતું કે ચાલ ત્યારે લીધેલા રૂપીઆ પાછા આપી ગુણવતીને છોડાવુ ? પણ પછી રૂપીઆની જરૂરતનો વિચાર આવતા તે પ્રથમનો વિચાર તજી દેતો. ગુણવતીથી સદાને માટે છૂટા પડતા પાપીનુ હૃદય અંદરથી રડતું હતું. બન્ને ઘણી વાર સુધી એક બીજાને વળગી રહ્યા. શાન્તિ વ્યાપી રહી હતી, પાપી સતી સન્નારીને ત્યાગીને જવા તત્પર બન્યો

હતો; પણ ત્યાંથી જવાને તેના પગ ઉપડતા ન્હોતા. આ અરસ્સામાજ અંદર ગએલો મુળચંદ પાછો આવ્યો અને તેણે ટાઇમ થયાનું સુચન કર્યું. કાન્તિ સાવધ થયો. તેણે દયાદ્ર વદને પોતાની તરફ જોઇ રહેલી ગુણુવતી સામે જોઇ કહ્યું, " હું જાઉં છુ "

" હા, પ ..ધા ..રો. " ગુણવતીથી વધુ બોલાઇ શકાયુ નહિ. મુળચંદે તેને આશ્વાસન આપ્યુ. ગુણવંતીની સભાળ રાખવાનું ફરીથી મુળચંદને સ્મરણ કરાવી કાન્તિએ એકવાર–છેલ્લીવાર ગુણવંતીને પવિત્ર–દયામય વદનના દર્શન કરી ત્યાથી પ્રયાણ કર્યું. ગુણવંતી તેની પીઠ પાછળ નજર પહોચી ત્યા સુધી જોઇ રહી મુળચદે તેને આ ઓરડામા જ રહેવાનુ સૂચવ્યુ. એક યુવાન રમણી ગુણવંતીની સેવામા રહી. મુળચદ ચાલ્યો ગયો. ગુણવતી પતીના ગયા પછી ધ્રુસકે–ધ્રુસકે રડવા લાગી. તેની પાસેની રમણી તેને શાન્તિસૂચક શબ્દો સભળાવી તેનુ શાન્તવન કરવા લાગી પાપી પતિના પનારે પડેલી પવિત્ર પ્રેમદા પતિના સ્વાર્થથી વેચાઇ અને અંતે પિશાચ પૂરીમા પિશાચના પજામા ફસાઇ. બેવફા–જાલીમપતિ પત્નીના નાણા ઉપજાવી પસાર થયો. અહા ! કાળની કેવી વિચિત્રતા ! જમાનાનો કેવો જાલીમ દોર ? પાપી પતિના મલિનમનનું આ કેવું પરિવર્તન ? નિર્ભાગી નશીબનો કાન્તિ ત્યાંથી નીકળી નીચે આવી વિક્ટોરીયામા બેઠો. વિક્ટોરીયા કોલાબા સ્ટેશન તરફ ચાલી. થોડે દૂર જતા અંગ્રેજી દારૂની એક દુકાન આવી. કાન્તિએ બ્રાન્ડિની એક બોટલ ખરીદી બેગમા મૂકી. ગાડી કોલાબાના માર્ગે ઝડપથી ચાલી જતી હતી. કાન્તિ વિચારવમળમા ડૂબ્યો હતો પોતે એક ભયંકર કામ કર્યું છે સમજી મનમા જો કે પસ્તાતો હતો; પણ પૈસાનું ગુલામ બનેલુ તેનું મન પસ્તાવાના અગ્નિ પર વારંવાર

શિતળ જળનું સિંચન કરી કાન્તિને નવીન આશા અને ઇચ્છાઓના તરંગમા ઝુલાવતું હતું. સ્ટેશન આવ્યુ કાન્તિએ ગાડીમાથી નીચે ઉતરી વિક્ટોરીયા વાળાને ભાડુ ચૂકાવી વિદાય કર્યો અને પછી હાથમા બેગ પકડી સ્ટેશનમા પ્રવેશ્યો. ગુજરાત મેલને ઉપડવાને હજી પોણા કલાકની વાર હતી. કાન્તિ થર્ડ કલાસની ટીકીટ લઇ વેઇટીંગ રૂમમા જઇ બેઠો. આ વખતે તેણે ફાકડો પોશાક પહેરેલો હતો. વેઇટીંગરૂમની નજીકમાજ એક ઇરાનીની હોટેલ આવેલી હતી કાન્તિએ ખાવાને માટે અભક્ષ્ય પદાર્થો મંગાવ્યા તેણે સાથે આણેલી બ્રાન્ડીની બાટલી ખોલી પ્રથમ મદિરાપાન કર્યું અને પછી અભક્ષ્ય પદાર્થોથી પાપાત્માએ તેનું પાપી પેટ ભર્યું. ખાવા-પીવાનું બીલ ચૂકાવી જેન્ટલમેન બનેલો બદમાસ એક ખાલી ડબ્બો ખોલી ટ્રેઇનના દ્વાર પાસે બિસ્તર બિછાવી સૂતો સમય થતા ટ્રેઇન ઉપડી. કાન્તિ નિસાથી ચકચૂર બન્યો હતો નિશાની ધૂનમા તે તેના મન વિશે અનેક હવાઇ કિલ્લાઓ બાધતો હતો અંધકારીમયી રાત્રે ગુજરાત મેલ પૃથ્વીને ધ્રુજાવતો વિજળી વેગે ચાલ્યો જતો હતો. અંદર બેઠેલા પેસેન્જરો ધીમે ધીમે નિદ્રાવશ થતા હતાં. કેટલાક જગા મળવાથી ઉપર નીચે સુતા હતા, કેટલાંક બેઠાબેઠા ઝોકા મારતા હતા. કાન્તિલાલ લાંબો થઇને સૂતો હતો. બિચારા કેટલાક પેસેન્જરો જગા નહિ મળવાથી ઉભા રહ્યા હતા. કાન્તિએ આખી સીટ રોકી હતી; પણ તેના સાહેબશાહિ પોશાકથી ડરી અજ્ઞાન મુસાફરો તેને સુતેલો ઉઠાડવાની હિંમત કરી શકયા નહિ, ગુજરાત મેલમાં પેસેન્જરોના દુઃખની સીમા રહેતી નથી. માણસો બકરાની માફક ડબ્બામાં પૂરાય છે, નાના બચ્ચાઓ કકળાટ કરી મૂકે છે. જગ્યાને માટે મારામારી પણ થાય છે. ડબ્બામા ચોકખા અક્ષરે લખેલુ હોય

છે કે દશ માણુસો બેસે, છતા આપણા લોકો શાન્તિ વિસારી બક-રાના ટોળાની માફક ડબ્બામા ભરાય છે. રેલ્વે નોકરો પણ આ તરફ બેદરકાર રહે છે અને કાયદાનો પોતે જ ભગ કરી ડબ્બામા હદ ઉપરાંત માણુસોને બેસાડી ગરીબ મુસાફરોને હયરાન કરે છે ગુજરાત મેલ માણુસોથી ચિકાર ભરાએલો હતો રાત્રિ વિતતા તેનો વેગ પણ વધતો હતો. પિશાચી કાર્ય કરી પાછો ફરતો નરા-ધમ કાન્તિ હવાઈ તરંગોથી થાકી આખરે નિસા અને નિદ્રાના જોરે ભર ઉંઘમા પડયો

---

૬

## પાપનુ પરીણામ

નીચ કાર્યના કરનાર પર કોપ કુદરત તણો થાતો;
કરેલા કર્મનો બદલો ખરેખર આ ભવે મળતો.

---

પાપી મનુષ્યો પાપકર્મ કરતા પાછુ વાળીને જોતા નથી નીચ અધર્મી મનુષ્યોને સારાસારનું જ્ઞાન હોતું નથી, તેઓ ગમે એ પ્રકારે દ્રવ્ય પેદા કરી મોજ—શોખ ભોગવવામા જ જીવનની સાફ-લ્યતા સમજે છે. તેઓ એમ સમજે—માને છે કે અમે સર્વદા સારૂંજ કરીએ છીએ. અમે પાપ પુણ્યને–ધર્મ–અધર્મને પીછાનતાજ નથી, પણ આવી માન્યતાવાળા મનુષ્યો આખરે ઠગાય છે, પસ્તાય છે. નીચ કાર્ય કરનારા મનુષ્યોને તેમના પાપકર્મનો બદલો આ જગતમા જ મળે છે. પાપાત્માઓ કદી સુખી થતા નથી, તેઓ ભલે એમ સમજતા હોય કે આ સારૂ કામ છે, આ સુખ સાહ્યબી સદાકાળ ટકી રહેશે; પણ ના, તેમનું એ માનેલું સુખ ક્ષણીક સ્વપ્ન,

જળ સમાન છે. મદમસ્ત અને ન્યાય નીતિના સુત્રથી અવળા ચાલનાર અભાગી જનોને તેમના જીવનમાજ કરેલા કર્મનો બદલો મળે છે. સત્યમેવ જયતે એ શાસ્ત્રનું સિદ્ધાત છે. આ વિશે એક કથન છે કે,

બંદા બ્હોત ન ફુલીયે, ખુદા ખમેગા નહિ,
જોર જુલમ કિજે નહિ, મૃત્યુ લોકકે માહિ,
મૃત્યુ લોકકે માહિ, તુરતદા તુરત દિખાવે,
જે નર કરે ગુમાન, સોહી નર ખત્તા ખાવે;
કહે દીન દરવેશ ચેતરે ગાફલ ગદા,
ખુદા ખમેગા નાહી, બ્હોત મત ફુલો બંદા

કુલાગાર–નરપિશાચ કુટિલ કાન્તિએ નિર્દોષ પતિવ્રતા પ્રેમદાને કેવળ પૈસાના કારણે પરવશ કરી. મોજ–શોખ ભોગવવાની દુષ્ટ લાલસાના કારણે દારૂડીયા કાન્તિએ સતી સન્નારીને એક શયતાનને સ્વાધિન કરી. ગુણુયલ ગુણુવતીના પ્રેમને પાપાત્મા પિછાની ન શકયો. કુલિન કાન્તાની કદર એ કુટિલ કયાથી કરી શકે?

જે હરામી છે, જે પારકા પૈસે પરમાનંદ કરનારા છે; મદિરા જુગાર–વેશ્યા વિલાસ વગેરે દુર્ગુણોના દાસ છે; એવા કુટિલોમા સારાસારનું જ્ઞાન એ મરૂભૂમિમા જળબીંદુ સમાન છે. પિશાચે પત્નીને પંદરસો રૂપિઆ લઇ પારકાને સ્વાધિન કરી હા! કેવો અન્યાય? આવા રાક્ષસોને તો એક ક્ષણુવાર પણુ જીવવા દેવા જોઇએ નહિ મદિરાથી મદમસ્ત બનેલો બદમાસ કાન્તિ રૂપીઆની કરવા ધારેલી વ્યવસ્થાના હવાઇ કિલ્લા રચી આખરે નિદ્રાધિન થયો હતો. દારૂએ તેને બેહામ બનાવ્યો હતો. રાત્રિ સમસમાકાર અવાજે વ્યતિત થતી હતી. ઘોર અરણ્યમા વ્યાપેલી અદ્‌ભુત શાન્તિને

વિખેરતો ગુજરાત મેલ ઝડપથી ગમન કરી રહ્યો હતો. સ્ટેશનો આવતા અને જતા હતા. મધ્યરાત્રિ થવા આવી હતી. વલસાડ સ્ટેશન આવ્યું મેલ અટક્યો. થોડાક પેસેન્જરો નીચે ઉતર્યા અને કેટલાંક ટ્રેઇનમા ચઢ્યા. કાન્તિ વાળા ડબ્બામા પણ એક મારવાડી જેવા જણાતા માણુસે પ્રવેશ કર્યો. ડબ્બો ચિક્કાર ભરાએલો હતો. તે માણુસે જગાને માટે ચારે તરફ નજર કરી; પણ જગા મળવાનો સંભવ જણાયો નહિ, આથી તે માણુસે કાન્તિને પગ ટુકા કરવાનુ કહ્યું. કાન્તિએ તેનું કહેવું સાભળ્યુ નહિ. ક્યાથી સાભળે ? છેવટે તે માણુસે તેના પગ ખસેડી બેસવા જેટલી જગા કરી. થોડીવારમા જ ટ્રેઇન ઉપડી.

કાન્તિવાળા કમ્પાર્ટમેન્ટમા બેઠેલા માણુસોમાના ઘણાખરા નિદ્રાવશ હતા; અને જે થોડાક બેઠા હતા તે પણ રાત્રિ વિતવાથી નિદ્રાદેવીના પ્રતાપે ઝોકા મારતા હતા. પેલો નવો આગતુક બેઠો–બેઠો ચારે તરફ નજર ફેરવતો હતો. તેની નજર કઇક જુદા જ પ્રકારની હતી. કાન્તિલાલે તેની બેગ ઉપરના પાટીયાપર મૂકેલી હતી. પેલા માણુસની નજર તેની પર પડી; અને પછી આસપાસ નજર કરી તેણે ધીમે રહી બેગ નીચે ઉતારી પાટીયા તળે ગોઠવી. કાન્તીલાલે રૂપીઆના નોટ–રેલ્વે ટીકીટ અને બીજી પરચુરણ ચીજો એ બેગમા જ ભરેલી હતી. એ બેગમાં જ કાન્તિનું સર્વસ્વ હતું. કાન્તિએ બાધેલી મૃગજળ જેવી આશાઓ બેગની અંદરના નાણાથી જ પૂરી થવાની હતી; પણ તે મૂર્ખના શીરોમણી દારૂડીયાને ક્યા ખબર હતી કે એ નાણા ભયંકર છે, સતી સ્ત્રીના વેચાણના છે, એ નાણા તેની પાસે શી રીતે રહે ? સુરત સ્ટેશન આવતા જ કાન્તિની પાસે બેઠેલો માણુસ કાન્તિની બેગ ઉપાડી રસ્તે પડયો. આ બાબતની કોઇને કંઇપણ

ખબર પડી નહિ કાન્તિ તો ધસધસાટ ઉંઘતો હતો. ગાડી ઉપડી. છેવટે પ્રાતઃકાળ થયો ગાડીએ મહેમદાવાદ છોડયુ હતું. મુસાફરો જાગૃત થયા હતા, હજી કાન્તિલાલની નિદ્રા ઉડી ન્હોતી સઘળા તેની તરફ જોતા હતા. આખી રાત્રિની મુસાફરીથી ટ્રેઇન જાણે કંટાળી હોય અને અમદાવાદ જલ્દી પહોચવા ઇચ્છતી હોય તેમ અતી ઝડપથી ચાલી જતી હતી. બારેજડી–વટવા વગેરે સ્ટેશનો પસાર થયા. મુસાફરો ગાસડા પોટલા બાધવા મડી પડયા એવામા જ એક માણસે કાન્તિને ઢંઢોળી જાગૃત કરતાં પૂછ્યુ. "ભાઇ તમારે કયા જવુ છે?" કાન્તિ આખ્યો ચોળતો બેઠો થયો અને બોલ્યો, "અમદાવાદ."

"અમદાવાદ આવ્યું." પેલા જગાડનારે જવાબ આપ્યો. કાન્તિએ સીગરેટ સળગાવી સુસ્તી ઉડાવવાનો પ્રયત્ન આરભ્યો. બે સીગરેટસ ઉપરા ઉપરી પી કઇક સ્વસ્થ થયો અને ઉશીકે મૂકેલો કોટ પહેરી બારી બહાર ડોકીયુ કર્યું. સુર્યભગવાનનો ઉદય થઈ ચૂક્યો હતો. અમદાવાદની ગરીબ મજુર પ્રજાને પોષનારી મીલોના ભુગળા જણાયાં. અમદાવાદ સ્ટેશન નજીક આવેલુ હોવાથી ટ્રેઇન પણ વેગપર હતી. પાટા બદલવાનો ખખડાટ–ભભડાટ કરતી ટ્રેઇન ગાડા હાથીની માફક સ્ટેશન યાર્ડમા પ્રવેશી અને ધીમે ધીમે ઝડપ ઓછી કરી પ્લેટફોર્મપર આવી ઉભી. જનસમૂહનો કોલાહલ અને મજુર–શેઠ મજુરના અવાજોથી સ્ટેશન ગાજી રહ્યુ. પેસેન્જરો ગાસડા–પોટલા લઇ નીચે ઉતરવા લાગ્યા. સ્ટેશનનો દેખાવ અદ્ભુત બની રહ્યો. આપણા કાન્તિલાલ પણ ઉભા થયા અને ઉપરથી બેગ લેવા પાટીયા તરફ હાથ લબાવ્યા પણ અફસોસ, ત્યા બેગ ન્હોતી. કાન્તિને ફાળ પડી. આખા પાટીયા પર નજર કરી; ડબ્બાની દરેક

બેઠક નીચે તપાસ કરી; પણ બેગ હોય તો નજરે પડેને ? કાન્તિ ગભરાયો–મુંજવા લાગ્યો. આખા શરીરે પસીનો વળ્યો બેગ ગૂમ થઈ જાણતા જ તેની આખ્યોએ અંધારા વળ્યા તે બેઠક પર બેસી ગયો. રેલ્વેની ટીકીટ પણ બેગની સાથે ગઇ. કાન્તિએ ખીસ્સામા હાથ નાખ્યો. ગજવામા અઢી આનાના પૈસા પડેલા હતા કાન્તિએ ઉંડી હાય મારી આત્મગત્ બોલવા માંડ્યુ; "અરે આ શુ થયુ ? ખરે ખર મારી બેગ કોઇક ઉઠાવી ગયુ. હાય મારૂં સર્વસ્વ જતું રહ્યું, હું કંગાલ બન્યો. મારા નીચ કર્મનો બદલો મળ્યો ટીકીટ પણ તેમા રહી, સ્ટેશનની બહાર શી રીતે નીકળીશ ? ટીકીટ માગશે તે વખતે શુ જવાબ આપીશ ? અરેરે મારૂં ભાગ્ય ફુટી ગયુ, હું દુના થયો– લુંટાયો. પ્રિયતમા ગુણવતીને દગો દેવાના ઘોર અપરાધનો બદલો મને તરત જ મળ્યો. ઓ હાય–શુ કરૂં ?" આમ શોચતો કાન્તિ છેવટે નીચે ઉતર્યો અને બહાર નીકળી જવાનો રસ્તો ખોળતો પ્લેટ-ફોર્મ પર ફરવા લાગ્યો. આખરે તે લગેજ ઑફિસ આગળ આવ્યો. આ સ્થળેથી તેણે બહાર નીકળી જવાનું વિચાર્યું. આસપાસ નજર ફેરવી તેણે લગે જ ઓફિસમા પ્રવેશ કર્યો. પણ તે દુષ્ટાત્માને ક્યા ખબર છે કે તેનું ભાવી ભયંકર પાપ કરવાથી વધુ ભયકર બન્યું છે ? એક ચાલાક ગુપ્તચર તેની તમામ હિલચાલ તપાસી રહ્યો હતો. કાન્તિલાલે લગેજ ઑફિસમા પગ મુક્યો કે તરત જ એ ડીટેક્ટીવે ઝડપથી ચાલી આવી તેનું કાંડુ પકડી પૂછ્યુ; "મી. તમે ક્યાથી આવો છો અને આ રસ્તે થઇ ક્યા પધારો છો ?"

કાન્તિ ગભરાયો. તેના મુખપર શ્યામતા ફરી વળી. ડીટેક્ટીવ કાન્તિની આખ્યો સાથે આખ્યો મેળવી રહ્યો. કાન્તિએ હિંમત એકત્ર કરી કહ્યુ, "મારો એક ફ્રેન્ડ બોમ્બેથી આ ટ્રેઇનમા આવનાર હતો;

તેને લેવા હું આવ્યો હતો."

ગુપ્તચરે ભ્રકુટિ વક્ર કરતા કહ્યું; "અને પછી તમારો તે મિત્ર ન આવ્યો અને તમે આ લગેજ ઓફિસમાં થઈને તમારા ઘેર ચાલ્યા નહિ વારૂ ?"

"હા, પછી મારે અહિં રોકાઈને શું કરવું ?" કાન્તિએ જણાવ્યું

"ઠીક, મારી સાથે ચાલો." ડિટેક્ટીવે કહ્યું.

"ક્યાં ?"

"પોલીસ ચોકીપર."

કાન્તિનું હૃદય ધડકી ઉઠયું. મુખ વીલું પડી ગયું; છતાં હિંમત એકત્ર કરી તેણે પૂછ્યું, "અને શા માટે ચોકીપર ચાલવાનું કહો છો ?"

"તમારા જેવા ઉજળા શાહુકારોનું ત્યાં સારૂં સન્માન થશે "

"એ મી. તમે કોને ઉજળો શાહુકાર કહો છો ?" કાન્તિએ રોફમાં જ પૂછ્યું.

"તને. હરામખોર' વગર ટીકીટે તું ટ્રેઇનમાં મુસાફરી કરે છે તે હું બરાબર જાણું છું. વળી તું જો ગુન્હેગાર ન હોત તો તારે આ રસ્તે જવાની શું જરૂર હતી ? માટે વધારે લવારી કર્યા વિના મુંગો-મુંગો મારી સાથે ચાલ."

"અરે મહેરબાન ! તમે આ શું કહો છો ? શું હું ચોર-લુચ્ચો છું ? મીસ્ટર ! એક સાસ આબરૂદાર માણસપર આરોપ મૂકતા વિચારજો ? નહિ તો પરીણામ ગંભીર આવશે."

"હવે તું છાનો માનો ચાલે છે કે નહિ ? તું કેવો આબરૂદાર છે એ આખું શહેર જાણે છે. અમારી ખાનગી બુકમાં તારૂં નામ કાયમનું લખેલું છે. જો; ખાત્રી કરીલે." કહી તે ગુપ્તચરે ખીસ્સા-

માથી ડાયરી કાઢી લુચ્ચા-બદમાશોની ટીપમાથી કાન્તિનું નામ બતાવ્યું. કાન્તિ ધોળી પુણી જેવો બની ગયો. તેનું મુખ દયામણું બન્યું. તે કંઇ પણ જવાબ દઈ શક્યો નહિ ડિટેક્ટીવે તેને સ્ટેશન માસ્તર પાસે રજુ કર્યો. બીજા એક સિપાહીએ આવી તેના કપડા તપાસ્યા. બ્રાન્ડીની અર્ધી બોટલ ખીસ્સામાથી નીકળી. સ્ટેશન માસ્તરે ટીકીટ વિશે પૂછ્યુ. કાન્તિએ ખરી હકીકત જણાવી; પણ પ્રથમથી જ અસત્ય ઉચ્ચારનારનું સત્ય શી રીતે માની શકાય ? કાન્તિ ચોર-હરામખોર તરીકે ઓળખાયો પોલીસ તરફથી થોડીક પ્રસાદી પણ મળી કોટ-પાટલુન પરીધાન કરેલા કાન્તિલાલના પોઝીશનની પાયમાલી થઇ. રેલ્વે સ્ટાફના માણસો આ ઉજળા ધાપમારૂને જોવા ટોળે મળ્યા સ્ટેશન માસ્તરે તેને મુબાઇથી અમદાવાદ સૂધીનું ડબલ ભાડું આપવાનું જણાવ્યુ. કાન્તિ કયાથી પૈસા આપી શકે ? તેણે ગળગળે સાદે સ્ટેશન માસ્તરને વિનતિ કરી કે; આપ એક સિપાહીને મારી સાથે મોકલો, કે જેથી હું પૈસા અપાવુ. આનાકાની કરતા માસ્તરે છેવટે બપોર સૂધી તેને બેસાડી રાખી એક સિપાહીને તેની સાથે પૈસા લેવા મોકલ્યો. સ્ટેશનની બહાર નીકળતાજ કાન્તિના મનમા વિચાર ઉદ્ભવ્યો, “ પૈસા કયાથી અપાવવા ? ક્યા જવુ ? મારૂ કોણ ? વાસુદેવ પાસે જાઉ ? તે મને આપશે ? કાન્તિ વિચારમા ડુબ્યો અને પછી બોલ્યો: “ વાસુદેવ ગુણવંતીના પ્રસંગ પછી મારીપર ચિઢાએલો છે. તે મને કંઇ પણ મદદ કરી શકશે નહિ. ત્યારે ક્યા જવુ ? શાન્તિ પાસે જાઉ ? હા, તેની પણ શુ આશા ? આમ વિચારતા કાન્તિએ છેવટે વાસુદેવને ત્યા જવાનું ઉચિત માન્યુ. મધ્યાન્હ થયા હતા. સૂર્યભગવાન સખ્ત તાપે તપી અધર્માચારી કુટિલ કાન્તિને પ્રજાળી રહ્યા હતા. તેના પેટમા ભૂખ પણ કકડીને લાગી હતી. સવારમા ત્રણ

ચાર કપ ચ્હા પીનારને હજી સુધી ચ્હાનો એક કપ પણ મળ્યો ન્હોતો. કોટ પાટલુનથી અપટુડેટ જણાતો કાન્તી આવી પડેલી આપ-તથી—ગુણવન્તી પ્રત્યે કરેલા અપરાધથી અને ભૂખના દુઃખથી નિસ્તેજ મુડદાલ જેવો બની સિપાહીની સાથે ચાલતો હતો. તેના મનમા અનેક વિચારો તરવરી રહ્યા હતા કરેલા કર્મથી શોકના ભડકા તેના સમસ્ત શરીરમા સળગી રહ્યા હતા. વાસુદેવ કંઇ પણ આપનાર નથી એ જાણવા છતા કંઇક આશાથી લથડતે પગે કમનશીબ કાન્તિ વાસુદેવના મકાન તરફ જતો હતો. થોડીવારમાજ વાસુદેવનુ મકાન આવ્યુ. આસપાસ રહેનારા માણસો સાહેબશાહિવેશના કાન્તિને અને તેની સાથે સિપાહીને જોઇ જોવા ટોળે મળ્યા. વાસુદેવના મકાનના દ્વાર પાસે ભૈયો બેઠેલો હતો. કાન્તિએ તેને પૂછ્યુ; " શેઠસાહબ કહા હય ?"

"અંદર સો રહે હય." ભૈયાએ જણાવ્યુ.

" શેઠસાબકુ બોલો કે તુમ્હારા દોસ્ત કાન્તિલાલ બમ્બઇસે આયા હય "

ભૈયો અંદર ગયો. કાન્તિ અને સિપાહી બહાર ઉભા રહી તેના આવવાની રાહ જોઇ રહ્યા.

---

## ૭

### કાન્તિનું કલ્પાંત.

સતાવીને સતી નારી, બન્યો હું પાપનો સંગી,
ત્યજી મેં ન્યાયને નીતિ, દીધુ દિલ પાપથી રંગી,
મૂકી મર્યાદ માનવની, વૃત્તિયો પાપની ધારી;
દીધુ મે સત્યને ત્યાગી; વિકારી વાસના મારી.

બન્યો બેહાલ હું આજે, મને શું સુઝી કુબુદ્ધિ,
ખરેખર સત્ય થાએ છે, વિનાશે વિપરીત બુદ્ધિ.

પાપથી પ્રજળતો પાપી મનમા આવી રીતે બોલી રહ્યો હતો. ભૈયાએ આવી અંદર જવાની સુચના કરી કાન્તિ અને સિપાહી વાસુદેવના દિવાનખાનામા આવી ઉભા. વાસુદેવ આરામ ખુરશીપર પડી સીગારેટના ધૂમાડા કાઢતો હતો કાન્તિ સાથે સિપાહીને જોઈને ચમક્યો અને નક્કી કંઈક નવાજુની થઇ છે એમ મનમા સમજ્યો, એવામાજ કાન્તિએ કહ્યુ. "ભાઇ! હું મુબાઇ ગયો હતો અને ત્યાથી..." કાન્તિ આગળ બોલે-કહે એ પહેલાજ તેને અટકાવી વાસુદેવે કહ્યું, "મને લાંબુ ભાષણુ સાભળવાની ટેવ નથી, વધુ બોલ્યા પહેલા જણાવો કે તમે કોણુ છો?"

કાન્તિ આભો બન્યો. તેના મનમા શંકા થઈ કે કદાચ તેણે દારૂ પીધો હોય અને ઓળખી ન શક્યો હોય. આથી પુનઃ કાન્તિએ કહ્યું: "વાસુદેવભાઇ! તમે ભાનમા છો કે નહિ?"

વાસુદેવે ચિડાયા જેવો ઢોંગ કરી પૂછ્યુ; "તું કહેવા શુ માગે છે? તું કોણુ છે?'

કાન્તિ ભોંઠો પડી બોલ્યો, "શુ તમે મને ઓળખતા નથી?"

"નહિ." વાસુદેવે બેપરવાઇથી જવાબ વાળ્યો.

"ખરેખર મારી સાથે આ સિપાહી છે તેથીજ તું મને ઓળખતો નથી. હા! હવેજ મને સઘળું સત્ય સમજાય છે વાસુદેવ! હું તારી પાસે આવવામા ઠગાયો છુ. મને સ્વપ્ને પણુ આશા ન્હોતી કે તું તારા એક વખતના વ્હાલા મિત્રને નહિ ઓળખવાનો ઢોગ કરીશ. તું......" કાન્તિ આગળ કંઇ બોલે એ પહેલા જ વાસુદેવે એકદમ ઉભા થઇ ડોળા ઘુરકાવતા કહ્યુ; "તું આ બધુ કોને સંભ-

જાવે છે? તું કોઇ બીજે સ્થળે તો આવી ચઢયો નથીને?"

વાસુદેવના આવા પ્રશ્નથી કાન્તિ સ્તબ્ધ બન્યો. તેની નિરાશાનો પાર રહ્યો નહિ. વાસુદેવ મારો મિત્ર હતો અને અત્યારે જાણે ઓળખતો જ નથી. ખરેખર પાપીનું ભાગ્ય ફુટે જ હોય છે આમ શોચતા કાન્તિએ વાસુદેવ પ્રત્યે ફરીથી કહ્યુઃ "વાસુદેવ ભાઇ! શું તમે મને ઓળખતાજ નથી?"

"બિલકુલ નહિ. તમે કોણ છો?" વાસુદેવે રૂઆબથી પૂછયું.

"હું તમારો મિત્ર કાન્તિલાલ; તમારા પાપનો ભાગીદાર અને તમારા દરેક નીચ કર્મોનો મદદગાર."

વાસુદેવે આશ્ચર્યતા દર્શાવતા સિપાહી પ્રત્યે કહ્યુ; "આ કોઇ દિવાનો છે. તમે તેની સાથે અહિં કેમ આવ્યા છો?"

સિપાહીએ સઘળી વાતનો ખુલાસો કર્યો. વાસુદેવે ખડખડાટ હશીને જણાવ્યું કે; હું આ દિવાના બેવકુફને ઓળખતોજ નથી. કાન્તિના દુઃખનો પાર રહ્યો નહિ ।સિપાહીએ પણ બેચાર ગાળો ચોપડાવી ગુસ્સો સમાવ્યો. કાન્તિએ ગુસ્સાથી વાસુદેવ સામે જોઇ કહ્યું; "વાસુદેવ! જે મિત્રે તને તારા કુટિલ કર્મોમાં ભાગ લઇ તેનું ભાગ્ય ભયાનક બનાવ્યું છે; તેને તું અત્યારે શા કારણથી ઓળખતો નથી એ હું સમજુ છું. પણ બચ્ચા યાદ રાખજે કે એક દિવસે તારી પણ ભયંકર દુર્દશા થવાની છે. તારા નીચ કર્મોનો સુમાર નથી પ્રભુનો ગયબી ઇન્સાફ હવે તરતમાજ મળશે." આટલું બોલી કાન્તિએ સિપાહીની સાથે ત્યાથી બહાર નીકળી શાન્તિલાલના ઘર તરફ ગમન કર્યું. રસ્તામા ચાલતા કાન્તિએ દયાજનક શબ્દોથી પોતાની સઘળી કથની સંભળાવી ચિંતાએલા

સિપાહીને શાન્ત કર્યો. કાન્તિ હવે પૂર્ણ પસ્તાતો હતો. પૃથ્વી માર્ગ આપે તો અંદર સમાઇ જવાને ઇચ્છતો હતો. પ્રતિપળે ગુણવંતીને યાદ કરી મનમા રડતો હતો. તેણે તેનું જીવન ધૂળમાં મેળવ્યુ છે; નીચ—નારકી કર્મોથીજ શિક્ષાને લાયક ઠરી ચૂકયો છે એમ તેના મનને નિશ્ચય થઇ ચૂકયો હતો. જીવન પ્રત્યે તેને કંટાળો આવ્યો હતો સિપાહી અને તે શાન્તિના મકાને આવ્યા. કાન્તિએ તેને પોતાની વિતક વાર્તા કહી સભળાવી; પણ નિષ્ઠુર હૃદયનો શાન્તિ પણ તેની તરફ બેદરકારી બતાવતા જાણે પોતે મહાન પડિત હોય એવા ડોળથી કહેવા લાગ્યો, "હુ તને પ્રથમથી જ કહેતો હતો કે તું તારી ચાલ સુધાર; પણ તે મારૂ માન્યું જ નહિ. બસ તેથીજ તારી આ દશા થઇ છે અને થવીજ જોઇએ. તારા જેવા હરામખોરને કંઇ પણ મદદ કરવી તે મહા અપરાધ કર્યા સમાન છે."

શાન્તિના શબ્દો સાભળી કાન્તિને માથે પ્હાડ ટૂટી પડવા જેવું થયું. તેણે ધિક્કારમય નજરે શાન્તિ તરફ જોઇ તરતજ ત્યાંથી ચાલવા માડયુ. થોડેક દૂર જતા એક એકાન્ત જગાએ કાન્તિ બેસી ગયો અને એક નાના બાળકની માફક રડી પડી સિપાહી પ્રત્યે કહેવા લાગ્યો, "ભાઇ! આ જગતમા મારૂ કોઇ નથી. મારા જેવા નરાધમનુ કોઇ હોય નહિ અને થાય નહિ એમા કઇ નવાઇ નથી. હું નીચ માણસ છુ મે નિર્દોષ-પતિપ્રાણા પ્રેમદાનું સત્યાનાશ વાળ્યુ છે. મને આ જીવન હવે ઝેર જેવુ થઇ પડયુ છે. હું મારા પાપથી પૂર્ણ પસ્તાઉં છુ. મને મહા ભયાનક શિક્ષા થવી જોઇએ. ભાઇ! આપને મારી પ્રાર્થના છે કે મારી પર દયા કરો અને મેં પહેરેલો આ કોટ અને પાટલુન લઇ જાવ તે તદ્દન નવાજ છે અને હું ધારૂ છુ કે તમે તેને વેચીને મારે આપવા જેટલાં નાણાં

ઉપજાવી શકશો. ભાઇ ! દયાની ખાતર મારૂં આટલુ કાર્ય કરી મને છોડી દયો. હું આ જગતમા જીવવાને લાયકનો રહ્યો નથી." આમ બોલતા કાન્તએ તત્કાળ કોટ-પાટલુન ઉતારી આપ્યા સિપાહીના હૃદયમા કંઇક દયા ઉત્પન્ન થઇ હોય એમ જણાયુ. તે કાન્તિના કપડા લઇ ત્યાંથી ચાલ્યો ગયો. એક મહા ભયાનક આફતમાથી છૂટયો હોય એમ કાન્તિને થયુ. તે ઘણી વાર સુધી આ જગાએ બેસી રહ્યો સાંજ પડી કયા જવુ? ઘેર તો જવાય નહિ પડોશીયો પૂછે કે ગુણવંતી ક્યા ગઇ ત્યારે શુ જવાબ આપવો ! વળી ભાડા વાળો પણ ભાડા માટે આતુર થઇને બેઠો હશે લેણદારોના સમન્સ ઘર પર ચોટયાં હશે ! આવી અવદશામા ઘેર પણ શી રીતે જાઉં? કાન્તિ મહા વિચારમાં પડયો તેને એકે દિશા સુઝી નહિ રાત્રિ પડતા તે લથડતે પગે ઉઠયો અને બીજે કયાઇ નહિ જતા દિલ્હી દરવાજા બહાર નીકળી હઠીભાઇની વાડીના ઓટલા પર જઇ સુતો. આખી રાત્રિ તેણે ભુખ્યા પેટે વ્યતિત કરી. બીજા દિવસે તેની સ્થિતિ વિચિત્ર થઇ પડી. ગુણવતી સાથેના ગરીબ સંસારની સ્મૃતિ તાજી કરી તેણે આખો દિવસ રડયા કર્યું. બે દિવસના ઉપવાસ થયા. ખાવાનું ક્યાથી લાવે? પાસે એક ફુટી પાઇ પણ ન્હોતી. ભીખ માગવા સિવાય અન્ય રસ્તો નહોતો; પણ કાન્તિએ હવે એવું નીચ કર્મ કરવા કરતાં મરવું પડે તો મરવુ એમ નિશ્ચય કર્યો હતો. તેનું કકળતું મન એમજ બોલતું હતું કે; આ સઘળું ઠીકજ થાય છે. પવિત્ર પ્રેમદા પર ગુજારેલા જુલ્મનો આ યોગ્યજ બદલો મળે છે. ભુખ-શોક અને દુ:ખથી કાન્તિ ઉન્મત્ત જેવો બન્યો. તે ઉભો થયો અને ત્યા રહેતા એક માણસની પાસે જઇ તેને પોતાની પહેરવાની ટોપીના બદલે થોડાક પૈસા આપવાનું

જણાવ્યું. ટોપી નવી અને કિંમતી હતી પેલા માણસે તેને એક રૂપીયો આપ્યો. કાન્તિએ રૂપીઓ વટાવી એક આનાના ચણા ખરીદી ખાધા અને પછી પાણી પી રાત્રિ ગુજારી સવાર થયું. શુક્રવાર હોવાથી કાન્તિ બજારમા ગયો અને કઇક વિચાર આવતા તેણે એક રૂપીઓ આપી ખજરના ઘાટનો એક છૂરો ખરીદયો. આજે પણ તેણે ચણા ખાઇ ચલાવ્યુ. ફેશનેબલ પોશાક પરીધાન કરી બજારમા ફરનારો આ ધાપમારૂ એક કગાલ જેવો બની બજારમા આથડવા લાગ્યો. રાત્રિ પડી. કાન્તિ દિલ્હી દરવાજા બહાર નીકળી સીધો ચાલવા લાગ્યો. અંધારી રાત્રિ હતી. મ્યુનીસીપલ ફાનસો ઝાંખા-ઝાંખા સળગતા હતા. કાન્તિ દિવાના સમાન જણાતો હતો. પોતે કયા અને કઇ તરફ જાય છે તેનુ તેને ભાન હોય એમ જણાતું.નહોતું થોડેક દૂર જઈ તે એક સાંકડી નેળમા ઉતરી ચાલ્યો. આ રસ્તે જતા દરીયાખાનના ઘુમ્મટે જવાતું હતું. આ ઘુમ્મટ અમદાવાદના બાદશાહ મહમદબેગડાના વજીર દરીયાખાને બંધાવ્યો હતો. ભીંતની તથા ઘુમ્મટની જાડાઇ નવ ફુટની હતી. જે સ્થળ દરીયાખાનનો ઘુમટ આવેલો હતો, ત્યા માણસોની વસ્તી ન્હોતી. આસપાસનું સ્થાન વિકટ હતું. મનુષ્ય વિહીન દરીયાખાનનો ઘુમ્મટ રાત્રિના સમયે ભયાનક ભાસતો. આ સ્થળે અનેક ભૂત-પ્રેતો રહે છે એવી લોકોની માન્યતા હતી. વળી આ સ્થળ ચમત્કારી પણ હતું. અનેક લોકો દરીયાખાનની બાધા માનતા અને દિવસના દર્શને આવતા. દ્રઢ શ્રદ્ધાથી દર્શન કરનારને અને બાધા-આખડી રાખનારને દરીયાખાન પ્રસન્ન થઇ મનકામના પૂર્ણ કરતા. રાત્રિના સમયે આ સ્થાને કોઇ રહી શકતું ન્હોતું. મહાન માતંગરાજ જાણે મસ્ત થઇને ઉભો હોય એવા ભવ્ય દેખાવથી દરી-

યાખાનનો ઘુમ્મટ અગાઉના બાદશાહોની જાહોજલાલીનું સ્મરણ ફગાવી ભારતની ભવ્ય ગૌરવતા સુચવતો હતો. રાત્રિના દ્વિતીય પ્રહરની સમાપ્તિ થવા આવી હતી. અધારી રાત્રિ હતી. સર્વે શૂન્યતા વ્યાપેલી હતી. દરીયાખાનનો ગજાવર ઘુમ્મટ આ સમયે કઇક અદ્ભુત ભાસ આપી રહ્યો હતો પ્રતિપળે અવનવા કૌતકો થતા હતા. ભૂતાવળની શંકા ધરાવનારા જો આ રાત્રિને સમયે આ સ્થળે હાજર હોય તો તેઓને અનેક ભુતાવળ ફરતા-રમતા હોત એવો ભાસ થયા વિના રહે નહિ. સર્વત્ર અંધકાર વ્યાપેલો હતો. તારાઓનો આછો-આછો પ્રકાશ અંધકારને ભેદવાના પ્રયત્નો કરી રહ્યો હતો. ઉન્હાળાના દિવસો હતા. પવન તદ્દન શાન્ત હતો ઝાડનું એક પાદડુ પણ હાલતું નહોતું. આ ભવ્ય-ભયાનક ઘુમ્મટથી કેટલેક દૂર એક તાપણું સળગતું હતું. એ તાપણાની આગળ બે માણસો બેઠા હોય એમ અનુમાન થતું હતું. આ વખતે જો કોઈ જોનાર હોય તો તે બે માણસોને ભૂત માન્યા સિવાય રહે જ નહિ ત્યારે શુ તે ભૂતાવળ હશે? દેખાવ પરથી તો એમ જ જણાય છે થોડીવાર થતામા તો એ બન્ને ઉભા થયા અને ઘુમ્મટ પાસે આવ્યા. આ અરસામા કાન્તિ આ વિકટ સ્થાને આવી ઉભો તેને જોતાંજ પેલા બન્ને માણસ ઘુમ્મટની અંદરના ભાગમા છૂપાઇ કાન્તિ તરફ જોઇ રહ્યા અધકારમા કાન્તિ ભૂતના ઓળાની માફક જણાયો. કાન્તિનુ ચિત્ત આ વખતે સ્વસ્થ નહોતું. તેના શરીરમા તાવ ભરાએલો હતો. મગજે ગરમી ચઢેલી હતી. મન ઉન્મત્ત હતું. પાપાત્મા પાપથી પસ્તાતો હતો ગુણવતીને પરાયાને સ્વાધિન કરવાથી આ શયતાનનુ હૃદય હવે શોકાનળથી સળગી રહ્યુ હતું. ગુણવતી ગઇ; તેના બદલામા મળેલી રૂપીઆની નોટો પણ ગૂમ થઇ, ટિકીટ વિના મુસાફરી કરવાનો આરોપ આવ્યો;

વાસુદેવ—શાન્તિ તરફથી ધિક્કાર મળ્યો. જગતમા પોતાનુ હવે કોઇ નથી, વગેરે વિચારથી તેનુ મન વ્યાકુળ બની છેવટે ઉન્મત્ત બન્યું હતું. તે હવે આત્મત્યાગનું મહાન ભયકર પાપ કરી સદાને માટે નરકગામી બનવાને આતુર બન્યો હતો. ગુણવતી પ્રત્યે ગૂજારેલા ગજબના પ્રાયશ્ચિત તરીકે આત્મહત્યા કરી છૂટવા ઇચ્છતો હતો. આ વખતે તેને પોતાનું ભાન નહોતું. તેનો દેખાવ ભયકારક ભાસતો હતો. તેના હાથમા ખજર જેવો છૂરો હતો. શાન્તિએ થોડી-ક્વાર ઘુમ્મટ સામે જોઇ વિચિત્ર હાસ્ય કરી બોલવા માડયુ; "રાત્રિના કાળા અંધકારમા કાળા પત્થરથી કાળો જણાતો આ ગજાવર ઘુમ્મટ અત્યારે કેવો અદ્દભુત દેખાય છે? આ ઘુમ્મટમા હજારો ભુતાવળ રહે છે; પણ તેઓ આ વખતે કેમ જણાતા નથી? દેવ દરીયાખાન? તમે દયાળુ છો? તમારે આશ્રયે આવનારના તમે દુઃખ દૂર કરો છો; એવુ સમજીનેજ હું તમારા કદમમા આવ્યો છુ મારે સુખ નથી જોઇતું; પૈસા નથી જોઇતા, મારે જોઇએ છે ફક્ત એકજ ચીજ અને તે મ્હોત. મારે તેનીજ જરૂર છે. આ અધકારમા હું મ્હોતને બોલાવું છુ. ઝાડ—આકાશ—પૃથ્વી પણ મને મ્હોતને આધિન થવાનુજ સૂચવી રહ્યા છે. મારા જેવા ભયાનક પાપીને શામાટે જીવવુ જોઇએ? મારા જેવા સ્ત્રી વેચનારાએ તો જરૂર આપઘાત કરીને આ જગતમાથી તેનુ કાળું સુખ સદાને માટે છૂપાવવુ જોઇએ દરીયાખાન! દયા કરો અને તમારા દાસ ભૂતાવળને મોકલી આ ભયકર પાપીને તેના કર્મની શીક્ષાના બદલામા મૃત્યુને સ્વાધિન કરો. અહા! રાત્રિ કેવી ભયાનક ભાસે છે? અંધકાર હજી ઓછો છે? અંધકારમા મારા યમ-દૂતો ઉભા છે અને તેઓ મારા સામે જોઇ ખડખડાટ હસે છે. હસો; સઘળા હસો, આ અભાગીના મ્હોતથી ખુશીથી હસો. હું ખુશી થાઉં છુ.

મારા જેવા નીચ કર્મ કરનારા અને દુનિયાંને દગો દેનારા જાલીમના મ્હોતથી સઘળાએ હસવુજ જોઇએ. મે એવી એક પણ શુભ કરણી કરી નથી કે જેથી મારા મ્હોતથી કોઇને રડવુ આવે." આમ ફાવે એમ બોલતો કાન્તિ થોડીક ક્ષણ મૌન રહી પુન બોલ્યો; "અરે ! હું કેમ ભૂલુ છુ ખરેખર મારા મ્હોતથી કોઇ પણ રડેજ નહિ પણ મારી ગુણવત જરૂર રડે. પણ હાય તે કયા ? આ ભાગ્ય ફૂટેલાએ જ તેનું સત્યાનાશ વાળ્યુ છે. ઓહ ! તે પ્રમગ-સમય-જુદાઇ યાદ આવતા મારૂ જીગર ચૂરેચૂરા થાય છે ઓ આકાશ તું મારી પર તૂટી પડ, ઓ અંધકાર ! તું મને ગળી જા; ઓ પિશાચો ! તમે મને ખાઇ જાવ. હુ જીવવા નથી ઇચ્છતો. હું મ્હોતનાજ પોકાર પાડી રહ્યો છુ. મ્હોત આવ; મને લઇ જા." આમ બોલતો થય તાન આખે અંધારા વળવાથી જમીન પર બેસી ગયો. તેની આખ્યો-માથી અશ્રુ નીકળવા માડયા ઘુમ્મટમા છૂપાએલા બે માણસો કાળી રાત્રે આવુ દ્રશ્ય અવલોકી આશ્ચર્ય પામ્યા. કાન્તિએ રડીને હૃદય હલકુ કર્યું તેનુ ચિત્ત અસ્વસ્થ હતું ઘડીમા તે શાન્ત જણાતો અને ઘડીમા ઉન્મત્ત બનતો મધ્યરાત્રિનો સમય થયો હતો નિ સ્તબ્ધતા વ્યાપી રહી હતી. કુદરત જાણે તેની પર કહેર વરસાવી રહી હોય એમ ભાસ ઉત્પન્ન થઇ રહ્યો હતો. દિશાઓ શૂન્ય જણાતી હતી. ઘુમટની આસપાસ અવનવા કૌતુકો થતા કાન્તિ અવલોકતો હતો કાન્તિએ ભયને ત્યાગ્યો હતો છેવટે તે કઇક નિશ્ચય કરી ઉભો થયો અને ધ્રુજતા અવાજે બોલ્યો, "પ્રભો ! મે મારી આખી જીદગીમા તારૂં પવિત્ર નામ કદી ઉચ્ચાર્યું નથી, પણ જ્યારે હવે મારૂ સર્વસ્વ નાશ પામ્યુ છે; હુ ભટકતો ભીખારી બન્યો છુ અને જંગલમા રહેવાને પણ લાયકનો રહ્યો નથી; હા ! ત્યારેજ હુ તમારૂ નામ સ્મરૂં છુ. સુખમા

મદાંધ બનાય છે અને દુ:ખમા પ્રભુનું સ્મરણુ કરાય છે. દેવ ! મારા આ શ્યામ હાથે એક પણ સારૂ કામ થયુ નથી ઓ દીનબંધુ !

અરે આ જગતમાં જન્મી કર્યાં છે કામ મે કાળા,
નબાપા બાળ મે કીધા, જલાવ્યા આગના લાળા;
ગન્યો જલ્લાદ જાલીમ હુ, પીધુ છે લોહી નારીનુ,
હણ્યુ સૌભાગ્ય મેં દુષ્ટે, ભલી ભામા બિચારીનુ;
થયા સૌ પાપ તે પૂરા અને મમ કાળ ખુટયો છે,
ધરીલે ધ્યાન ધાતાનુ, મરણુ પયગામ આવ્યો છે.

જગતમા જન્મ ધારણુ કરી જે અવિવેકે વર્તે છે; જે વ્યશનવશ બની છતી આખ્યોએ અંધ બની ન કરવાના નીચ કર્મો કરે છે; તેને માટે આ જગતમા સ્થાન નથી તે દુષ્ટ એક ક્ષણુવાર પણુ જીવવાને લાયક નથી આવા દુષ્ટોમાનો હુ એક છુ, મારે મ્હોતને ભેટી મારા નીચ કર્મોનું તર્પણુ કરવુ જોઇએ ગુણુવતી ! પવિત્ર પ્રેમદા ! તારૂ નામ ઉચ્ચારવાને પણુ આ જીભ લાયક નથી ઓ દેવી ! આ દુષ્ટે તને દગો દિધો છે, તારૂ જીવનપર્યંત પાલન કરવાને પ્રતિજ્ઞાથી બધાએલા તારા આ પિશાચી પાપી પલીત પતીએ તને વિશ્વાસઘાત કર્યો છે ક્ષમા, ઓ મહાદેવી ક્ષમા હુ મરૂ છુ; તારા પવિત્ર નામનુ સ્મરણુ કરતો મરૂ છુ મનુષ્યો ! દેવ ! દાનવો ! હસજો, આ અભાગી યાને મરણુ કાંઠે તરફડતો જોઇ ખૂબ હસજો. બસ તમારા હસવાથી જ મને શાન્તિ મળશે કૃપા કરી કોઇ રડશો નહિ આ કર્મ કૂરેલાના મ્હોતથી કોઇ પણુ અશ્રુ પાડશો નહિ બસ હવે વખત આવી પહોચ્યો. પાપી શરીર ! ચાલ, તૈયાર થા. મલીન મન મ્હોતને મળવા તત્પર થા. પ્રાણુ ! પરલોકમા પહોચવા આતુર થા. " આવી રીતે બોલતા ઉન્મત્ત કાન્તિએ છૂરો ઉચકયો અને તેના સામે

થોડીક ક્ષણ જોઇ રહી વળી પાછુ કંઇક યાદ આવતા બોલ્યો,
બસ હવે આ ઝેરી છૂરાથી શરીર મારૂં વિદારાશે,
જીવનની જ્યોત મારાની, અહિં જાંખી થઇ જાશે.
નીકળશે રક્તની ધારા, મહા ઉત્પાત અહિં થાશે,
રહી જે આશ મનમા તે, બળીને ખાખ થઇ જાશે.

તારાઓના જાંખા પ્રકાશમા છરો ચળકયો, દિવાના સમાન દશા ભોગવતો કાન્તિ આત્મહત્યા કરવાને તત્પર બન્યો, પણ તેના નશીબમા હજી મરવાનુ નિર્માણ થએલું ન્હોતું. ઘુમટમા છૂપાઇ રહેલા એક માણસે વિજળીની ઝડપે તેની તરફ ગમન કર્યું અને કાન્તિ છૂરો છાતીમા ભોકે એ પહેલા જ તે માણસે તેના છૂરા વાળો હાથ પકડી લીધો. કાન્તિ ગભરાયો, ગુસ્સે થયો અને હાથ પકડનાર તરફ તિક્ષણ નેત્રે જોઇ બોલ્યો, " તુ કોણ છે ? "

" તને મરતો અટકાવનાર. " તે માણસે શાન્તિથી જવાબ વાળ્યો

" મારે મરવુ છે, તું મને શા માટે અટકાવે છે ? જા, ચાલ્યો જા. " કાન્તિએ ઝાટક મારી હાથ છોડાવતા કહ્યું.

તે માણસે કાન્તિને દિવાનો કલ્પી કંઇપણ જવાબ નહિં આપતા ગજવામાથી એક નાનું ફાનસ કાઢયુ અને તેની ખોળ ફેરવી અજવાળુ કર્યું. અજવાળુ થતા જ તેણે કાન્તિને ઓળખ્યો અને આશ્ચર્યથી બોલી ઉઠયો; " કોણ કાન્તિ ? "

કાન્તિએ તેના મુખ સામે જોયુ. તેણે તરતજ તેને પણ ઓળખ્યો અને એક ધીમી પણ કાતીલ ચીસ નાખી બેબાકળો બનતા બોલી ઉઠયો, " કોણ મહારાજ ? અનેક માણસોનું સત્યાનાશ વાળનાર પિશાચગાજ ? આહ ! મરણ સમયે તારા ઘોર દર્શન ?

ઓહ ! આહ ? " કાન્તિ દુઃખના જુસ્સાથી જમીન પર પડયો અને થોડીકવારમાં શુદ્ધવિહીન બન્યો. મહારાજે સીસોટી મારી પોતાની સાથેના માણસને બોલાવ્યો અને તેના કાનમા કંઈક વાત કરી; કે જેથી તે માણસ ત્યાથી દોડયો. મહારાજ કાન્તિની પાસે બેસી રહ્યો. મોટુ મળસકુ થતા પેલો માણસ એક બળદગાડી લઇ મહારાજ પાસે આવ્યો. બન્નેએ મળી કાન્તિને ગાડીમા સુવાર્યો. મહારાજે ગાડી લાવનારના કાનમા થોડીક વાત કરી. તગતજ તે માણસ નદી તરફના રસ્તે ગાડી હાકી વિદાય થયો. આ પછી મહારાજ પણ આ સ્થળે વિશેષ નહિ રોકાતા શહેર તરફ ચાલતો થયો.

---

૮.

## શ્રીમાન કે શયતાન ?

ચાહો જેવુ અન્યનું, તેવુ પોતાનું થાય,
કર્યું ન હોય તો કરી જુઓ, પ્રગટ પારખુ થાય.

જેઓ આ જગતમાં અન્યનું અહિત કરીને માન મેળવે છે, સદા સર્વદા જેઓ સ્વાર્થ વશ રહી અન્યના સારા નરસા તરફ કદી પણ દ્રષ્ટિ કરતા નથી; તેઓનું આખરે અકલ્યાણજ થાય છે. આવાજનોને તેમના જીવનમા કદિ પણ શાન્તિ મળતી નથી. તેઓ મનમા જો કે શાન્તિની ઇચ્છા રાખે છે, પણ તેઓને મરણ પશ્ચાતજ ચિર શાન્તિ પ્રાપ્ત થાય છે. સ્વાર્થપરતા અર્થલિપ્સા કામ ક્રોધ–મોહ વગેરેના કારણે જેઓના હૃદય જડ–પથ્થર જેવા બની રહ્યા છે, જેઓના હૃદયમા દયાનો લેશ માત્ર પણ અંશ જણાતો નથી, ગરીબ–કંગાલોના આર્તનાદ જેઓના કાનમા પ્રવેશી શકતા નથી; જેઓએ

ફક્ત પોતાનોજ સ્વાર્થ અને સુખના વિચારથી વિવેક વિનયને શૂન્ય કરી મૂક્યા છે અને કિર્તી તથા માન-મ્હોટાઇ મેળવવાને માટે જેઓ નિરંતર તલસતા રહે છે, તેઓને તેમના જીવનમા ખરી શાન્તિ કેવી રીતે મળી શકે ? પણ જેનો વિવેક ઘણો જડ થયો નથી, દયા-સ્નેહ મમતા વિજળીના ચમકારની માફક જેના હૃદયમા થોડીક પળને માટે પણ ઉત્પન્ન થાય છે, તેને પરમાત્મા સન્માર્ગે ચઢાવવાને વખતો વખત તેના હૃદયમા અનુતાપાનલ પ્રજ્વલિત કરે છે, અને અંતે તેના આત્માને સુમાર્ગે લઈ જાય છે. પણ આપણા સુપરિચિત -શ્રીમાન-પ્રતિષ્ઠીત વામનરાયના પાષાણ હૃદયમા દયાનો અંકુર ફુટવો એતો આકાશ કુસુમ સમાન હતું દયા-મમતા-વિવેક અને સ્નેહનો પ્રકાશ અંધારી ગુફા જેવા તેના હૃદયમા કદી પ્રકાશ કરી શકતો નહોતો તેણે કરેલા કુકાર્યથી-ગરીબોના આર્તનાદથી અથવા અધર્માચરણથી પણ તેના હૃદયમા અનુતાપાનલ કદિ પણ પ્રજ્વલિત થયો નથી ગમે તે પ્રકારે કરોડાધિપતી બની સરકારમા અને લોકોમાં માન મેળવવાની તેની મહદ્ ઇચ્છા હતી. આને માટે તેણે સંસારના શેતરંજપર મોટી દોડધામ કરી મૂકી હતી. હજારો ગરીબોને ગરદન મારી, તેની મીલમા કામ કરનારા મજુરોના લોહી ચુસી અને સામાન્ય માણસોને પાયમાલ કરી તે પચાસેક લાખ રૂપીઆ પોતાની પાસે જમાવી શક્યો હતો. સરકારી અમલદારોની ખુશામત કરી; પ્રજા વિરૂદ્ધ વર્તન ચલાવી અને થોડાક હજાર રૂપીઆ ખર્ચવાથી તે સરકારમા પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી એકાદ ઇલ્કાબ મેળવવાનું પણ સુભાગ્ય પ્રાપ્ત કરી શક્યો હતો વામનરાય તેના મનમા એમ સમજતો હતો કે સરકાર અને અમલદાર વર્ગમા સારૂ માન મળવાથી પ્રજામા પણ અપોઆપ માન મળશે, પણ તેની આ માન્ય-

તામા તે પૂરેપૂરો ઠગાયો હતો નિરંતરના તેના કુકાર્યથી અને પ્રજા વિરૂદ્ધના આચરણથી પ્રજા તેની તરફ તિરસ્કારથી જોતી વામનરાય જાહેર સભાઓમા અને વર્તમાનપત્રોમા વારંવાર લેખ લખાવી જણાવતો કે હું દરેક કાર્ય પ્રજાના ભલાને માટે જ કરૂ છુ, મારા હૃદયમા દેશનો ઉદ્ધાર કરવાની પ્રચંડ લાગણી છે; વગેરે જણાવતો. પણ જો તે સાચુ કહેતો હોય અથવા કરતો હોય તોજ તેના બોલવાની લખવાની કંઈ અસર થઇ શકે. પણ કરવુ કાંઈ અને કહેવુ-બોલવુ કાંઇ એવા દંભીઓ દેશનુ અને અન્યનું કલ્યાણ શીરીતે કરી શકે ? આવા દંભીજનો વિશે એક સજ્જન કહે છે કે,

સર નાઇટ બેરોનેટ માટે જે સદા ઝુરતા ફરે,
અધીકારીઓ પાછળ ફરી કરતા ખુશામતને અરે,
જેને સદા અભિમાન વ્હાલુ, લક્ષ્મી પુત્રીવત્ ગણી,
ઉદ્ધાર શુ એવા કરે જન જગ્ત મધ્યે અવતરી.
ડહાપણુ ભરી વાતો કરી, ડાહ્યા થઇને સચરે,
ઉદ્ધાર કરવો દેશનો, એવી સદા વાતો કરે.
પણુ દેશના કલ્યાણુ કાજે કોડી એકે ન વાપરી,
ઉદ્ધાર શુ એવા કરે જન જગ્ત મધ્યે અવતરી.

વામનરાય આ સર્વ દુર્ગુણોથી ભરપુર હતો. પોતાનો સ્વાર્થ પૂર્ણ કરવાને દ્રવ્ય પણુ પુસ્કળ ખરચતો. ઇલકાબ મેળવવામા અને મ્યુનિસીપલ કમીશનર થવામા તેણે ઘણું ધન ખર્ચ્યું હતુ. મનુષ્ય જેમ જેમ લક્ષ્મી અને સુખ વધુ મેળવતો જાય છે એમ તેની તૃષ્ણાઓ પણ અધીક વધતી રહે છે, વામનરાય પૈસે ટકે આબાદ હતો; પણુ તેના હૃદયમા રહેલી એક તૃષ્ણા તેનુ કાળજુ કોતરી રહી હતી. તેને પુત્ર ન હતો. આ પૈસા-સુખ-સાહ્યબી પોતાની પાછળ કોણુ

ભોગવશે એની ચિંતા તેને હરદમ થયા કરતી વળી આ સઘળું સુખ તજી એક દિવસે મરવુ પડશે જાણીને તે મનમા ભયભીત થતો. તેની પત્ની પુત્ર મેળવવાને માટે અનેક પ્રયત્નો કરી રહી હતી. અનેક બાધા-આખડીયો રાખતી, અનેક ભૂવા-જતીયોને બોલાવી સલાહ લેતી. શેઠાણીની આવી ઇચ્છાના કારણે જુઠ્ઠા-દભી લોકો ફાવી જતા અને શેઠાણીને ખરૂ ખોટુ સમજાવી પૈસા પ્રાપ્ત કરી લેતા પુત્ર મળવાની આશામા શેઠાણી છૂટે હાથે પૈસા વાપરતી પુત્ર દોષ ટાળવાને અનુષ્ટાન જપાવ્યા, પણ હજી સૂધી તેની આશા ફળીભૂત થઇ ન્હોતી. પિતા-માતાના આચરણોથી સુશિક્ષ ઇંદિરા ઘણી કટાળી હતી. તે મનમા ઘણી મુઝાતી, પણ શુ કરે? સાત્કી માતા અને સ્વાર્થવશ પિતાના પ્રતાપે આ પવિત્ર બાળા સદા નિ.શ્વાસ નાખતી તેની દશા સુડી વચ્ચે સોપારી જેવી હતી. તે પોતાનું દિલ ખોલીને વાત પણ કોની આગળ કરે? પિતા-માતા તરફથી તેને સખ્ત ત્રાસ ખમવો પડતો. ગરીબ બાલીકા શશીકાન્તની આશામા દુખી દિવસો નિર્ગમન કરી રહી હતી સ્વદેશી વસ્ત્રો પરીધાન કરવાથી અને ગરીબો પ્રત્યે સહાનુભૂતી દર્શાવવાથી તે તેના પિતાના કોપને આધિન થઇ પડી હતી. પૈસે ટકે આબાદ અને પૂર્ણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે એમ માનનારા વામનરાયના સુશોભિત-સુખી મહાલયના ઉઠાણુ ભાગમાથી એક પવિત્ર બાળાના દુ.ખી નિ.શ્વાસ ધ્વની નીકળી રહ્યા હતા હજારો ગરીબોની હાયથી અને ઇંદિરા જેવી પુણ્યમયી બાળાના નિ શ્વાસથી શ્રીમાન વામનરાયનો સુખી સૂર્ય ધીમે-ધીમે અસ્તાચળ તરફ ઉતરવા લાગ્યો હોય એમ જણાતું હતું. વામનરાય તેના મનમા એમ સમજતો હતો કે પોતે સંપાદન કરેલા લક્ષ્મી હવે કોઇ કાળે ખુટવાની નથી. તેના

ધાર્યા દાવ પડતાં. તેના ખજાનામા નિરતર દ્રવ્યનોજ વધારો થતો. એક સામાન્ય માણુસ પચાસ લાખનો આસામી થાય તો પછી તેના અભિમાનમા શુ બાકી રહે? વળી ભગતામા ભરાય એ ન્યાયે લક્ષ્મી પણ એ પ્રજાદ્રોહી; કર્તવ્યવિહીન રાવબહાદુરના ઘરમા નિવાસ કરવા લાગી. લોકો પણ આશ્ચર્ય પામતા. લક્ષ્મીએ વામન-રાયને મદોન્મત્ત બનાવ્યો શુ લક્ષ્મીની ઇચ્છા વામનરાયના ગૃહમા સદાને માટે રહેવાની હશે? વામનરાયના સુખનો મધ્યાન્હકાળ અવલોકતા તો એમજ જણાતુ હતુ. લક્ષ્મી પણ એવા અધર્મી અને સારા કામમાં પાઇ પણ નહિ વાપરનારાઓનેજ ઇચ્છે છે.

शूरत्यजामि वैधव्यादुदार लज्जया पुन ।
सापत्न्यात्पण्डितमपि तस्मात्कृपणमाश्रये ॥

લક્ષ્મી કહે છે કે શૂરવીર પુરૂષો મૃત્યુથી બ્હીતા નથી; અને તેથી તેઓ યુદ્ધમા જાય અને મૃત્યુને ભેટે તો મારે વિધવા થવું પડે તેથી હું શૂરવીરોનો ત્યાગ કરૂ છું. ઉદાર પુરૂષો મને બીજાને આપી દે છે અને મારે ઘણા લોકો પાસે અથડાવું પડે છે તેથી મને લજ્જા આવે છે અને એથીજ મને ઉદાર પુરૂષની પાસે જવું ગમતું નથી. વિદ્વાન મનુષ્યો પર સરસ્વતીની કૃપા હોય છે, તેથી એવા લોકો શારદાની સેવામ.જ આનદ–સુખ માને છે; છતા કદાચ હું તેમની પાસે જાઉં તો તે લોકો મારો સત્કાર કરવાને બદલે શારદાનોજ સત્કાર કર્યા કરે, માટે એવાઓની પાસે જવુ હું ઉચીત માનતીજ નથી. બાકી જે કૃપણુ રહ્યા તેજ મને કાંઇ ઠીક લાગે છે. કારણુ કે તેમની તૃષ્ણાઓનો પાર નથી. આકાશનું ઉદર પવનથી ભરી શકાય તોજ કૃપણુના તૃષ્ણા તરગોનો પાર આવી શકે. એવાઓ મારો સત્કાર સારી રીતે કરી શકે છે મારા દાસ થઇને

રહે છે. લક્ષ્મીનુ આ કથન જો કે કદાચ સત્ય હશે, પણ લક્ષ્મીનો સ્વભાવ ચચળ છે કૃપણો અધર્માચરણ આચરે છે જ્યા અધર્મ હોય ત્યા પવિત્ર લક્ષ્મી વધુ વખત શી રીતે ટકી શકે? પરીણામે લક્ષ્મી કૃપણોની પાસે પણ સદાકાળ રહેતી નથી. કૃપણ અધર્મીઓનુ ધન જોતજોતામા નાશ પામે છે

લચ્છમી કહે મેં નિત્ય નહિ ન પૂરૂ કોઇની આશ,
કિતને કે રામ રમ ગયે ઔર કિતને ભયે નિરાશ;
અગન પલીતા રાજદડ, ચોર ભૂલસે જાય,
ઇતના દડ પાપી સહે, અંતે પૂર્ણ પસ્તાય.

આ સત્ય છે. વામનરાયની અવદશાની શરૂઆત થઇ ચૂકી હતી ગરીબોની હાયથી, નિર્દોષના ઉષ્ણ નિઃશ્વાસથી તેનુ ભાવિ ભયકર થતું હતું ચૈતન્યના ગુમ થયા પછી મજુરોએ તેની મીલમા કામે નહિ જવાની પ્રતિજ્ઞા કરી. વામનરાયે બીજા મજુરો બોલાવ્યા, પણ તે મજુરો વામનરાયના સ્વાર્થીપણાથી અને અન્યાયી વર્તનથી મીલમા વધુ વખત ટકી શક્યા નહિ. વામનરાય કાપડમા પણ દગો કરતો. આના પરીણામે તેના માલનો ઉઠાવ ઓછો થવા લાગ્યો. નિરતર નુકશાન થતું જણાયુ. છેવટે મીલ બંધ કરવાની જરૂર પડી. ખોટ પૂરી કરવાના હેતુથી વામનરાય, ચાદી–અળસી–શેર વગેરેના સટે ચઢયો. આરભમા કંઇક ફાયદો જણાયો હમણા લાખ બેલાખ લઉ છુ એવી આશાથી વામનરાય હદ ઉપરાત એ ઉજળો જુગાર ખેલવા લાગ્યો. પણ લક્ષ્મી જવાની થઇ તેને તેનાથી કેવી રીતે રોકી શકાય? દરેક વેપારમા ખોટ આવવા લાગી. અતે પચાસ લાખના આસામી પાસે બે ત્રણ લાખની મૂડી રહી. વામનરાય ગભરાયો, મુઝાયો. માથે લાખેકનુ દેવુ થયુ. આ દેવુ તેને

એક મહીનામાં ચૂકવવાનુ હતું. રૂપીઆ ક્યાથી લાવવા? આબરૂ શી રીતે જાળવવી? શુ બંગલા-વાડી-ગાડીનું લીલામ થવા દેવુ? વામનરાય મહા ચિંતામા પડયો. પ્રાતઃકાળનો સમય હતો. વામનરાય તેના મહાલયના દિવાનખાનામા ગાદી પર આડો પડી ભાવીની મુઝવણ ટાળવાના વિચાર કરી રહ્યો હતો. આ અરસામા જ એક મોટરગાડી તેના મકાન આગળ આવી અટકી અને તેની અંદરથી યુરોપિયન પોશાક પરિધાન કરેલો એક કદાવર માણસ નીચે ઉતર્યો. ઝાપા આગળ ભૈયો ઉભો હતો તેણે સલામ કરી આવ નાર માણસે વામનરાયશેઠ છે કે નહિ એમ પૂછયુ. જવાબમાં ભૈયાએ માથું હલાવી હા પાડી. તે માણસ પૂર્ણ રૂઆબથી જ્યા વામનરાય બેઠો હતો ત્યા આવ્યો. તેને જોતા જ વામનરાય આશ્ચર્ય પામી ઉભો થયો; અને પધારો-પધારો કહી તેની સાથે સેકહેન્ડ કરી અતી આનંદ પ્રદર્શિત કર્યો. આ પછી બન્ને જણા ત્યા આવેલા એક રાઉન્ડ ટેબલની પાસેની ખુરશીઓ પર ગોઠવાયા. વામનરાયે મોટેથી બુમ મારી નોકરને ચા લાવવાની આજ્ઞા કરી. પાચ મિનિટ પૂરી થતામાતો ચાદીના કપ-રકેબીમા ચ્હા રજુ થઈ. વામનરાયે ચ્હાનો ઘુંટડો ગળે ઉતારતા કહ્યું, "મહેરબાન! આજે તમને એકાએક આવેલા જાણી હું આનંદ સાથે આશ્ચર્ય પામુ છું. આપણી છેલ્લી મુલાકાત થયાને મહિનાઓ વીતી ગયા છે. હું હમેશા તમારાજ વિચાર કરતો હતો. શુ કંઈ બીઝનેસના કારણે બહાર ગામ જવુ પડયુ હતુ?"

ચ્હાનો પ્યાલો પૂર્ણ કરી તેને ટેબલપર મૂકી રૂમાલથી મુખ લ્હોતા તે સાહેબશાહિ પોશાકવાળો કે જે મલ્લરાજ હતો તેણે કહ્યું; "આપનું માનવુ ખરૂં છે. જવાબદરથી મારા ગુમાસ્તાનો તાર

આવવાથી મારે તેજ દિવસે તુરતમા ઉપડતી મેલસ્ટીમરમા એ તરફ઼ ઉપડી જવુ પડયુ. ત્યા જતા કામનો બોજો એટલો તો વધી પડયો કે જેથી આપને પત્ર લખવાની ફુરસદ પણ મેળવી શકયો નહિ "

" બીઝનેસમાં ફાયદો છે ને ? " વામનરાયે પૂછ્યુ.

" હા, લગભગ દશેક લાખનો નફો કર્યો છે. " મલ્લરાજે ધાપ ઠોકી.

વામનરાયે નિઃશ્વાસ નાખ્યો. મલ્લરાજ તગ્ત સમજી ગયો. પુનઃ તેણે કહ્યું; " આપના જેવા મિત્રની આશિષથી આ વખતે મોતી–હિરા વગેરે જવાહિરમા પણ લાભ છે. મારા આડતીયાનો પારીસથી આજે જ તાર આવ્યો છે "

" આ બધા ફાયદાને માટે હૂં આપને મુબારકબાદી આપુ છું અને નિરતર ફાયદો થયાજ કરો એમ ઇચ્છુ છું. વારૂ આપની ઝવેરાતની દુકાનો ક્યાં આવેલી છે ? "

" રગુન–બસીન–સીંગાપુર વગેરે સ્થળોએ મારા માણુસો કામ કરે છે. "

" તમારા જેવા શ્રીમાનનો સ્નેહ સપાદન કરવાથી હું મને પોતાને પણ મહાભાગ્યવાન માનું છુ." વામનરાયે ગમગીન થતા કહ્યું.

" આપણો સ્નેહ સદા કાયમ રહો એવી ગોડ–પરમેશ્વર પ્રત્યે મારી પ્રાર્થના છે. પણ મી–વામનરાય ! મને લાગે છે કે તમારા દિલમા કઇક ઉંડી ચિંતા થયા કરે છે. મારૂ આ અનુમાન સત્ય છે કે નહિ ? " મલ્લરાજે તિક્ષણ નયને વામનરાયના મુખને અવલોકતા પૂછ્યુ. વામનરાયે કઇ પણ જવાબ આપ્યો નહિ. મલ્લરાજે આગ્રહ કરવા માડયો. આથી વામનરાયે પોતાની થએલી દુર્દશાની

કથની તેને કહી સંભળાવી. મહારાજે હિંમત આપી; અને તેણે તેજ ક્ષણે રૂપીઆ વીસેક હજારની નોટોનું બંડલ વામનરાયના હાથમાં મૂકતા કહ્યુ, " શેઠજી ! આપની પાસેથી જે પંદર હજાર રૂપીઆ મેં લીધા હતા; તે આપવાના કારણે જ હું આપની પાસે આવ્યો છું. તે પંદર હજાર ઉપરાત બીજા પાચ હજાર વધુ આપુ છુ "

" મોટો ઉપકાર થયો આ રૂપીઆ મને આ વખતે અતી ઉપયોગી થઇ પડશે. " વામનરાયે નોટોનું બડલ બાજુપર મૂકતા પુછ્યુ, " આપ આ શહેરમા ક્યારના પધાર્યા છો ? "

" એકાદ અઠવાડીયુ થયુ. "

" ત્યારે અહિં કેમ ન આવ્યા ? શુ આ મકાન પારકુ સમજ્યા ? " વામનરાયે વિવેક વાપર્યો.

" અરે એમ તે હોય ? હું તમારા અને મારામા જુદાઇ સમજતોજ નથી." મહારાજે મનમા હસતા કહ્યું

" હવે ક્યાં સુધી રહેવા વિચાર છે ? "

" હું આવતી કાલે જ રાતના મેલમાં મુબાઇ ઉપડી જનાર છુ; અને હવે પછી કાયમને માટે ત્યાજ રહેનાર છુ. બેલાર્ડપીયર –નેપીઅનસીરોડ પર હાલમા જ એક નવો માળો રૂપીઆ સાડ લાખ આપીને ખરીદયો છે. આપ જરૂર એક વખત ત્યા પધારશો. એ દિવસ આનંદ થશે. "

" હું અવશ્ય ત્યા આવીશ. " વામનરાયે મનમા કઇક આશાઓને સ્થાન આપતા કહ્યું.

" તમારો ભત્રીજો હાલમા શુ કરે છે ? " મહારાજે પુછ્યુ.

" કોણ કુસુમકાન્ત ? " વામનરાયે મુખ બગાડી પુછ્યુ.

" હા, તે સિવાય આપને બીજો ભત્રીજો ક્યા છે ? "

" હાસ્તો. " વામનરાયે માથું ખજવાળતા કહ્યું.

" મે સાભળ્યુ છે કે આવતા અઠવાડીયામા તેનું લગ્ન થનાર છે?"

" તે ખરૂ છે. "

" લગ્નમા તમે ભાગ લેશોને ? "

" શુ કરૂ ? મનમા તો ઘણુંએ થાય છે કે એના લગનમા ભાગ ન લઉં, પણ લોક લજ્જાના કારણે જવુ તો પડશે જ. "

" તમારી ઇંદિરાને ક્યારે પરણાવશો ? " મહારાજે બીજી વાત ઉપાડી.

" મારો વિચાર આ સાલમાં જ તેનુ લગ્ન કરવાનો હતો; પણ એકાએક આવી પડેલી મુશીબતોથી મારે મારા વિચારને મુલત્વી રાખવો પડયો છે. "

" પેલા મુબાઇવાળા શશીકાન્ત જોડે જ તેને પરણાવવાની છે ને ? " મહારાજે પુછયુ

" પ્રથમ તો મારો વિચાર તેની સાથે જ હતો, પણ ઇંદિરાના અને તેના સ્વદેશી તરફના વલણથી મારો વિચાર કઇક બદલાયો છે. "

" વ્યાજબી છે. સ્વદેશી વિચારવાળાઓ મને તો તદ્દન જડ જેવા જણાય છે. મી. વામનરાય ! મારા શબ્દો યાદ રાખજો કે જતે દિવસે સરકાર સ્વદેશી વિચારવાળાઓની જડ ઉખેડી નાખશે સરકાર હજી દયાળુ છે કે જેથી તે હજી શાન્તિ ધારણ કરી રહી છે. તમે પણ સારૂ થયુ કે વખતસર ચેત્યા. મારી પણ સાચી સલાહ એજ છે કે ઇંદિરાને અન્ય સ્થળે જ પરણાવવી.

" પણ એવો લાયક-ખાનદાન અને આપણા દુખમા ભાગ લઇ શકે એવો વર મળવો જોઇએ ને ? "

" હું આ પળે જ તમને બતાવું. તમે સુધારક છે। એટલે તરત પસંદ પણ કરશો અને તમારી ઉપરની મુશ્કીબતોથી પણ મુક્ત થઇ શકશો. "

" ત્યારે બતાવોને ? " વામનરાયે આતુર વદને પૂછ્યું.

" તે તમારી નજીકમા જ બેઠો છે "

" શુ તમે ? " વામનરાયે ચમકીને પૂછ્યુ.

" હા, આજસૂધી પરણવાનો વિચાર નહોતો. પણ મારી પાસે ધનનો ઢગલો વધતો જવાથી વિચાર થયો કે મારી પાછળ આ ધનને ભોગવનાર તો કોઇક જોઇએજ. વળી તમારા જેવા હિતસ્વીઓએ મને લગ્ન કરવાનો અતી આગ્રહ કરવા માડયો. આથી મારે મારા વિચારને ફેરવવાની જરૂર પડી છે. વળી આપણે ગાઢ સ્નેહિ છીએ આ સબંધથી સ્નેહની ગાઠ સજ્જડ થશે. મારી પાસે કરોડો રૂપીઆના મોટા માળાઓ છે. વળી સરકાર દરબારમા પણ મારી પ્રતિષ્ટા જામેલી છે. અધુરામા પૂરૂ હુ આ સાલ ધારાસભામા મેમ્બર થવાને માટે ઉમેદવારી કરનાર છુ. કહો મી. વામનરાય ! તમારી ઈંદિરાને મારા સમાન કોઇ મળી શકશે કે ? " પાપાત્માએ સ્વાર્થ જાળ પાથરવા માડી વિચારવશ વામનરાયે કઇ પણ જવાબ આપ્યો નહિ થોડીવારે મહારાજે પૂછ્યુ, "કા શેઠ ! શુ વિચારમા પડયા ? તમારો વિચાર જો ઇંદિરાના બદલામા રૂપીઆ લેવાનો હોય તો તમે માગો એટલા રૂપીઆ આપવાને પણ તૈયાર છુ મનમા મુઝાશોમા, સ્પષ્ટ વકતા સુખી ભવેત્ " અધર્મીએ ગાડુ હાકયું.

વામનરાય એજ વિચાર કરી રહ્યો હતો. માગો એટલા રૂપીઆ શબ્દ સાભળતા જ તેનું નિરાશ-હતાશ મુખ કઇક પ્રફુલ્લ બન્યુ. તેણે મહારાજના સામે જોઈ કહેવા માડયુ, " શેઠજી ! હું પુત્રીના બ

લામાં ધન લેવા ઇચ્છતો નથી. હું એવા માણસોને તો ધિક્કારૂ છુ. પણ આ મુશીબતોના કારણે હુ તમારી પાસેથી મારે ઉપયોગ જેટલા રૂપીઆ લેવા ઇચ્છુ છુ અને તે રૂપીઆ તમને વ્યાજ સહિત પાછા આપવાની ઇચ્છા ધરાવુ છુ. "

" તમારી મરજી મુજબ સર્વ કાર્ય થશે તમારે બિલ્કુલ ગભરાવુ નહિ. મને તમારો પોતાનોજ સમજજો, બોલો હવે તમારો નિશ્ચય જણાવો ? "

" હું કબુલ છુ. મારી મુશીબતોમાથી મૂક્ત થતા જ લગ્ન કરી નાખશુ "

" જેવી તમારી ઇચ્છા "

" પણ મારે રૂપીઆ..." વામનરાય વધુ બોલી શક્યો નહિ.

" તમારે રૂપીઆજ જોઇએ છે ના ? ચાલો ઉભા થાવ. હુ આ ક્ષણે જ તમને જોઈએ તેટલા રૂપીઆ અપાવુ ક્યારના કહેતા શુ નથી ? " આમ બોલતો પ્રચડકાય પાપી ઉભો થયો. વામનરાય પણ તરત જ ઉભા થયા. તેમના હૃદયમા આનદ માતો ન્હોતો. કપડા પહેરી બન્ને નીચે ઉતરી મોટરમા બેઠા. મહારાજની સૂચનાથી મોટર શાહીબાગ તરફ જવા લાગી.

---

## ૯.

### ઇંદિરા.

જીગર ખોલ્યે મઝા કઇ ના, સમાવો દિલની દિલમા,
સમય બારિક ધારી આ, સમાવો દિલની દિલમા;
કહેજો દુખને કાળું અને કે' કોયલા ધોળા,
છતા યે હાજી હા કહીને સમાવો દિલની દિલમા.

શું પરતંત્ર જીવનની આવીજ દુર્દશા હશે ? ખરેખર એમજ સમજાય છે. પરતંત્ર મનુષ્યોને તેના માલીકની ઇચ્છા–આજ્ઞા પ્રમાણે ચાલવુ પડે છે. પછી ભલેને તે ઇચ્છાઓ કે આજ્ઞાઓ અન્યાય યુક્ત હોય. મારી દશા બહુધા આવી જ છે. મારા કરતા એક ગુલામ પણ સારૂ સુખ ભોગવતો હશે. પિતાના અન્યાયી વર્તન આજ્ઞાઓનો સવિનય અનાદર કરતા મારે મારા પિતાનો પ્રેમ ગુમાવવો પડયો છે. જો હુ ખાદીના વસ્ત્રનો ત્યાગ કરૂં અને પિતા–માતાની હા એ હા ભણું તો જરૂર પિતા–માતાના પ્રેમને પાત્ર થાઉં. પણ મારાથી એ શીરીતે બને ? પિતા–માતા અધર્મ આદરે તેમાં મારાથી ભાગ શી રીતે લઈ શકાય ? પરમ પવિત્ર આ સ્વદેશી વસ્ત્રો ત્યાગી ગાય માતાની ચરબીથી અપવિત્ર બનેલા અને ભારતના ભંડારને ખાલી કરી પરદેશમા દ્રવ્ય ઘસડી જનારા વિદેશી વસ્ત્રો મારાથી કેવી રીતે ધારણ કરી શકાય ? પિતાનો પ્રેમ સંપાદન કરવાને શુ મારે મારી પ્રતિજ્ઞા તોડવી ? " પુણ્યમયી બાળા ઇંદિરા તેના એકાન્તવાસમા આવી રીતના ઉદ્‌ગાર કાઢી રહી હતી. ઇંદિરાના વર્તનથી વામનરાય ચિડાયો હતો. ખાદીના વસ્ત્રો પરિત્યાગ કરવાને તે વારવાર ઇંદિરાને સખ્ત શબ્દોમા સૂચવતો, પણ ઇંદિરા તેના નિશ્ચયને વળગી રહી હતી. વામનરાયે અને તેની પત્નિએ ઇંદિરા પર સખ્ત ત્રાસ ગુજારવો શરૂ કર્યો હતો. તેને બહાર જવાની મનાઈ; કોઈની સાથે વાત કરવાની પણ સખ્તાઈ. ટુંકાણમા બિચારી ઇંદિરા એકાન્ત કેદખાનાનુ સેવન કરતી હતી ઇંદિરાપર શશીકાન્તના આવતા પત્રો વામનરાય બારોબાર લઈ લેતો. આથી શશીકાન્ત ઇંદિરાપરના પત્રો કુસુમકાન્ત,પર મોકલતો અને કુસુમકાન્ત ઇંદિરાને પહોચાડતો. પિતા–માતાના કોપને પાત્ર થએલી

ઇંદિરા શશીકાન્તના પત્રોથી જ કંઈક આશ્વાસન મેળવી શકતી. આખરમાં પૂરૂં વામનરાયે તેને સ્પષ્ટ જણાવી દીધુ હતું કે મારો વિચાર તને શશીકાન્ત સાથે પરણાવવાનો નથી. આથી ઈંદિરાને અસહ્ય કષ્ટ ઉત્પન્ન થઈ રહ્યુ હતુ. પણ પ્રભુ પ્રત્યે શ્રદ્ધા ધરાવતી બાળાએ શશીકાન્તને જ પરણવાની પ્રતિજ્ઞા મન સાથે કરી હતી. પિતાની ઇચ્છા તેણે ક્યારનીએ શશીકાન્તને પત્રદ્વારા વિદિત કરી હતી શશીકાન્તે તેને પ્રભુ પ્રત્યે અડગ શ્રદ્ધા રાખવાનું સૂચવ્યુ હતું. એકાન્તવાસમા પરતંત્ર દશા ભોગવતી બાળા કોઈ કોઈ વખતે વ્યાકુળ બની ચોધાર અશ્રુએ રડી પડી હૃદય હલકુ કરતી હતી. શશીકાન્તે મોકલાવેલી પોતાની છબીને ઇંદિરાએ તેના રૂમમા એક મેજ પર મૂકી હતી અને તે છબીની સામે જોઈ રહી ઈંદિરા કલાકોના કલાકો ગાળતી તેનો ઘણો ખરો સમય એ નિર્જીવ છબીના સહવાસમા જ પસાર થતો ઇંદિરા શશીકાન્તને જ પોતાનો આરાધ્ય દેવ અને સર્વસ્વ માનતી તેણે મન સાથે દૃઢ સંકલ્પ કર્યો હતો કે પરણુવુ તો શશીકાન્તને, નહિ તો પ્રાણનું વિસર્જન કરવુ તેના પિતા -માતા પોતાને અનુકુળ વર્તવાને તેને ઘણુંએ સમજાવતા; દુ:ખ દેતા પણ ઇંદિરા તેના વિચારથી લેશમાત્ર પણ વિચલિત થતી ન્હોતી. ઈંદિરા જ્યારે ઘણી અકળાતી ત્યારે કુસુમકાન્તની પાસે જઈ આશ્વાસન મેળવી આવતી, પણ પછી જ્યારે વામનરાયે કહ્યું કે ઇંદિરાને અવળે માર્ગે ચઢાવનાર કુસુમકાન્ત છે ત્યારથી ઇંદિરાએ બાઇની પાસે જવુ ઓછુ કરી નાખ્યુ હતું. તે પોતે સર્વ કષ્ટ અને આરોપ સહન કરવાને તૈયાર હતી; પણ પોતાને માટે બીજાને દુઃખ ઉત્પન્ન થાય અગર તેની પર અપવાદ આવે તેવુ કરવાને લગીર પણ રાજી ન્હોતી. ઇંદિરા લગભગ પંદર દિવસથી કુસુમકાન્તની પાસે ગઈ નથી,

વામનરાય અને મલ્લરાજના ગમન પછી ઇંદિરા તેના ઓરડામા ચિંતાતુર વદને બેસી રહી પોતાની દુઃખદ અવસ્થાના ઉદ્ગાર બહાર કાઢી રહી હતી. ઇંદિરાના ઉષ્ણ નિઃશ્વાસ ધનની વામનરાયની ભવ્ય હવેલીને ધ્રુજાવી રહ્યા હતા. પુણ્યવતી ઇંદિરાના ઉષ્ણ અશ્રુઓના કારણેજ પાપાત્મા વામનરાયને ખોટપર ખોટ આવતી હતી. કોમળ કન્યાના હૃદયને દુભાવવાથી શ્રીમાન મનાતા વામનરાયની પર કુદરત કોપી રહીહતી તેની ભાગ્યદેવી ધીમેધીમે ભય કરતા ધારણ કરતી હતી. ઇંદિરા ઘણી વાર સુધી વિચારવશ રહી અંતે બોલવા લાગી; " શુ આ હતભાગ્ય દેશમા દિકરીઓની દશા મારા જેવીજ હશે ? શું તેમનું જીવન સદાકાળ પરતત્રતામા જ પૂર્ણ થતુ હશે ! અરેરે ! સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધીમા કેટલીએ બાલીકાઓનાં હૃદયભેદક કલ્પાત થતા હશે ? કેટલીએ નિર્દોષ બાળાઓ માતા-પિતા અથવા તો પતિના ત્રાસથી તેમની સુકોમળ આખ્યોમાથી અશ્રુઓની સરિતાઓ વહાવતી હશે ? અરે કેટલીએ હતભાગિની બાળાઓના જીવન નષ્ટ પણ થતા હશે ? ભારતદેશ ! તારી ભૂમિમા દીકરીઓને સુખ નથી. તેમની દશા ગરીબ ગાયના જેવી છે, દીકરીઓનુ ભાગ્ય તેમના માત પિતાને આધિન છે. ઓ પવિત્ર ભારતમાતા ! આ શો અનનવો ફેરફાર ? ગરીબ કન્યાઓના કલ્પાતથી જ તારી દુર્દશા થઈ રહી છે. વિદ્વાનો કહે છે કે જ્યા બાળાઓ હસે છે ત્યા સર્વ સુખ આવી વસે છે અને જ્યા બાળાઓ રડે છે ત્યા યમદૂતો ફરી વળે છે. આ સત્ય છે. પરમાત્મા દયા કરો-દયા કરો." આમ આત્મોદ્ગાર કાઢતી સુકન્યા શશીકાન્તની છબી તરફ જોઈ રહી. તેની આંખ્યો સજળ હતી. પોતાને કષ્ટમાથી મુક્ત કરવાની જાણે શશીકાન્તને પ્રાર્થના કરતી હોય તેવા ભાવ તેના મુખપર સ્પષ્ટ થવા

લાગ્યા. એવામા દ્વારરક્ષક ભૈયાએ ઈંદિરાની પાસે આવી જણાવ્યુ કે, " બુલબુલખાન આયા હય. "

" આવવા દો. " ઈંદિરાએ ટુંકો ઉત્તર આપી પતાવ્યું. ભૈયો ચાલતો થયો અને થોડીવારે બુલબુલખાન ત્યા ઉપસ્થિત થયો. તેને જોતા જ હરીણીની માફક ફાળ ભરી તેની સામે જતા ઈંદિરાએ સ્નેહાળ અવાજે કહ્યું, " ભાઈ પધારો. "

" કઈ અભડાશેતો નહિને ? " બુલબુલખાને હસીને પૂછયુ

" પ્રભુનાં બાળકોમા એવી ભિન્નતા સંભવતી નથી. ભાઇ ! આવો અને આ ખુરશી પર બિરાજો. "

બુલબુલખાને ખુરશી પર સ્થાન લેતા પૂછયુ, " કહો બ્હેન ! ખુશીમા તો છો ને ? આટલા દિવસ સૂધી કેમ એ તરફ આવ્યા નથી ? "

" બુલબુલખાન ! ભાઈ ! હું શુ કહું ? મારા મનની સઘળી મર્મવેદના હુ તમને કેવી રીતે જણાવુ ? પિતા-માતાની અવકૃપા સંપુર્ણ ઉતરી ચૂકી છે મારા ત્યાં આવવાથી મોટાભાઈને ક્યાક સહન કરવુ પડે, આ વિચારથી જ હું ત્યા આવી શકી નથી." ઈંદિરાએ કહેવાનુ કહી દીધુ.

" બ્હેન શામાટે મુઝાવ છો ? મોટાભાઈ તમારા માટે સંકટોના સાગરમા પણ પડવાને તૈયાર છે. તેમના જેવા ભાઇની બ્હેનને શામાટે ઓછુ આણવુ જોઇએ ? બ્હેન ! તમે આટલા દિવસથી ત્યા આવ્યા નથી, તેથી ભાઇને ઘણી ચિંતા થયા કરે છે વળી મોટાભાઈ થોડા દિવસથી બહાર ગામ ગયા હતા, તે આજે આવ્યા છે. તેમણે આવતા જ તમારી ખબર પૂછી અને

પછી તરત જ તમને ત્યા બોલાવી આવવાની મને સૂચના કરી. આ કારણથી જ હું અત્યારે તમારી પાસે આવ્યો છુ. "

" મોટાભાઇ આનંદમા તો છે ને ? "

" હા. "

" ચૈતન્યના કઇ સમાચાર મળ્યા ? "

" હજી સૂધી તો કઇ સમાચાર મળ્યા નથી, પણ ચારે તરફ શોધ-ખોળ ચાલી રહી છે. "

ઇંદિરાએ વસ્ત્ર બદલી બુલબુલખાન સાથે ચાલવા માડ્યુ. બુલબુલખાન ગાડી લઇને આવ્યો હતો. બન્ને ગાડીમા ગોઠવાયા. ગાડી શાન્તિસ્થળ તરફ જવા પૂરવેગે ઉપડી. એવામા ઇંદિરાને કઇક યાદ આવતા તેણે બુલબુલખાનને પૂછ્યુ, " મેં એમ સાભળ્યું છે કે મોટાભાઇના લગ્ન આવતા અઠવાડીયામાં થનાર છે ? "

" હા તે ખરૂ છે; પણ તમને તે વાત કોણે કરી ? " બુલબુલખાને પૂછ્યુ.

" પેલો મહારાજ નામનો માણુસ કે જેને માટે જોનસન સાહેબે મારા પિતાને ચેતવણી આપી હતી; તે આજે સાહેબના વેશમા ઘણા મહીને મારા પિતાની પાસે આવ્યો હતો. હું એ વખતે ત્યા થઇને નીકળી અને ભાઇના લગ્ન થવાના છે એટલી વાત મારા કાને સંભળાઇ. "

" તેમની વચ્ચે થએલી બીજી કંઇ વાત સભળાઇ હતી ? ' બુલબુલખાને પુછ્યુ.

" ના, તે પછી હું ત્યા રોકાઇ જ નહિ. "

" ઠીક. " બુલબુલખાન વિચારમા પડેલો જણાયો. ગાડી થોડીવારમા શાન્તિસ્થળના ઝાપા આગળ આવી અટકી. બન્ને

ગાડીમાથી ઉતરી કુસુમકાન્તની પાસે આવ્યા. કુસુમકાન્ત તેના ઓરડામાં બેસી નવનીતની સાથે કંઇક વાર્તાલાપ કરી રહ્યો હતો. ઇન્દિરાએ ત્યા આવી ભાઇને પ્રણામ કર્યા. કુસુમકાન્તે સ્નેહાળ નજરે તેની સામે જોઇ કહ્યુ, " બ્હેન ! આજે તો કઇક ઘણા દિવસે આ ભાઈની ખબર લીવી ? "

ઇંદિરાએ ત્યા નજીકમા સ્થાન લઈ કહ્યું; " મોટાભાઈ ! મારા અત્રેંના આગમનથી પિતાજી તમારી પર ચિડાય છે અને તમારા માટે ફાવે એમ બોલે છે; આ કારણથી જ મેં અહિં આવવુ જવું ઓછુ કરી નાખ્યુ છે "

" બ્હેન ! મે તને અનેક વખતે કહ્યું છે અને ફરીથી પણ કહું છુ કે હું નિંદાથી ડરતો નથી. મારા અંતરાત્માની ઇચ્છાનુસાર જ સત્યનું પાલન કરૂં છુ લોકો ભલે ફાવે એમ કહે–બોલે; તેમા આપણે શુ ? શુ લોકોની ખોટી નિદાઓથી ડરી જઇ આપણે આપણા સત્ય કર્તવ્યથી વિમુખ બનવુ ? "

" મોટાભાઇ ! આપનું સઘળુ કહેવુ હું કબુલ કરૂં છુ. હૂં મારી પ્રત્યેની નિદાઓ–શબ્દો સાંભળવા–સહન કરવા તૈયાર છુ; પણ તમારા જેવા સત્યનિષ્ઠ પ્રિયભાઇની પર થતા આક્ષેપો અને નિદાઓ હુ સહન કરી શકિત નથી." ઇંદિરાએ કહ્યુ.

" ઇંદિરા ! તુ સમજુ છે. તારે આવી લૌકિક નિદાઓથી નિરાશ થવાની જરૂર નથી. સત્ય કાર્યમાં પળે–પળે નિંદાઓનો સંભવ છે મારા પ્રત્યેની તારી લાગણી અપૂર્વ છે, તારૂ હૃદય કોમળ છે; પણ બ્હેન ! આપણે તો હૃદયને કઠણ રાખીને જ કાર્ય કરવુ જોઇએ. શુ ત્હેં શ્રી તુળશીદાસજીના આ વચન વાચ્યા નથી કે,

નારાયણ તું કાર્ય કર, કહા કરેંગે કૂર,
સ્તુતિ નિંદા જગતકી, દોનો કે શિર ધૂર;
દુષ્ટ બચન શરતે બુરે, ભલે શત્રુકે બાન,
તુલશી જો નર સહત હે, તાસમ સાધન આન.

આ પ્રમાણે જ આપણે આપણું સત્ય કર્તવ્ય બજાવવું જોઇએ. જો આપણે લોકોના બોલવા તરફ જોઇ બેસી રહીશું તો આપણાથી કંઇ પણ કાર્ય બની શકશેજ નહિ. બ્હેન ! તારૂં હૃદય નિર્મળ છે અને સાથે બહુ જ નિર્બળ પણ છે. બસ તેથી જ તું ભયભીત થાય છે તું પ્રથમ તારા મનને મજબુત બનાવ. તારા મનમાના ભયને દૂર કાઢી મૂક. તારા મનમા એમ જ વિચાર કે પ્રભુ તારી પાસે છે અને તેથી તુ સદા નિર્ભય છે. બ્હેન ! મનમા લેશમાત્ર ભયને જો સ્થાન આપીશ, તો એ ભય તારૂં સર્વસ્વ નાશ કરશે. ભય એ શત્રુ, ભય એજ પાપ, ભય એજ નરક અને ભય એજ અધર્મ છે. તારા પિતાના સ્વભાવથી હું પૂર્ણ વાકેફ છુ. તારા પિતા વિદ્વાન—બુદ્ધિવાન છે; પણ તે વિદ્વતા અને બુદ્ધિનો વિકાશ કરવાને બદલે તે જડતામા વિરમે છે. આથી તારે સહન કર્યા વિના છૂટકો નથી. હું તો તને કહું છુ કે તું સર્વદા અત્રે જ રહે; પણ તું માનતી જ નથી."

" મારા કારણે તમને દુ:ખી નહિ કરવાની ઇચ્છાથી જ હુ અદ્યાપિ પર્યંત માતાપિતાના સઘળા ત્રાસ સહન કરી રહી છું અને હજી પણ કરીશ પરંતુ જ્યારે મારાથી સહન નહિ થાય; અન્યાયનું પૂર્ણ આધિપત્ય નજરે પડશે; ત્યારે તત્કાળ ત્યાથી નીકળી અત્રે આવીશ. ભાભી ! શુ કહું ? મારા તમામ ખાદીના વસ્ત્રો તેમણે બાળી મૂક્યા છે. ફક્ત આ પહેરેલા જ સ્વદેશી વસ્ત્રો મારી પાસે રહ્યા છે. વળી અધૂરામા પૂરૂ પિતા મારૂં લગ્ન અન્યત્ર કરવાની ઇચ્છા ધરાવે છે. "

" એમકે ? અરે વાહરે વામનરાય ? " નવનીતથી બોલ્યા વિના ન રહેવાયું.

" બ્હેન ! તું લગીર પણ ગભરાઇશ નહિ. પિતાજીની ગમે એવી ઇચ્છા હશે; પણ હું તો તને તારી મરજી મુજબ જ પરણાવીશ. ભલેને પછી તારા પિતા મને કેદમાં જ ન મોકલાવે. મારા લગ્ન પ્રસંગપર શશીકાન્ત અત્રે આવનાર છે. હું સઘળી વાતનો ખુલાસો આ વખતે તેમની પાસેથી મેળવી લઇશ. ઈંદિરા ! તારે મારી ચિંતા કરવી નહિ હું તારા માટે મારા પ્રાણને પણ પ્રિય ગણીશ નહિ. કહે બ્હેન ! બીજી કંઇ નવાજુની છે કે ? "

" હા, પેલો મહારાજ આજે મારા પિતાની પાસે આવ્યો હતો. તેણે અને મારા પિતાએ ઘણીવાર સુધી કંઇક ખાનગી વાતો કરી છે."

કુસુમકાન્ત ઉંડા વિચારમાં પડયો અને પછી તેણે નવનીત પ્રત્યે કહ્યું " તે દુષ્ટના આગમનની ખબર જોનસનસાહેબને પહોંચાડો. "

" સાહેબ કયાં હશે ? " નવનીતે ઉભો થતા પૂછયું

" શાહીબાગ. "

નવનીત ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી ઇંદિરાએ પૂછયું;

"ભાઇ ! તમારૂં લગ્ન આવતા અઠવાડીયામાં થનાર છે ?"

" હા, તું ખુશી છેને ? " કુસુમકાન્તે હસીને પૂછયુ.

" મારા આનંદનો તો પારજ નથી ભાઇના લગ્નથી બ્હેનને તો ઘણો જ લાભ. પણ બિચારા ચૈતન્યની ખોટ પડશે. મોટાભાઇ ! શુ ચૈતન્યનો પત્તો નહિ જ લાગે ? અરેરે ! તેનું શુ થયું હશે ?" ઇંદિરાને ચૈતન્ય યાદ આવતાં પૂછયુ કુસુમકાન્તના મુખપર ચૈતન્યના નામ શ્રવણથી દુઃખની છાયા છવાઇ. તેણે ઉંડો નિઃશ્વાસ મૂકતા કહ્યું; "આપણા તરફથી અને સરકાર તરફથી ઘણી શોધખોળ ચાલે છે, પણ

હજી સુધી ચૈતન્યની ખબર ન મળી તે નજ મળી. જેમ જેમ દિવસો વિતતા જાય છે; તેમ તેના જીવનની પણુ શંકા વધતી જાય છે. બિચારી અજાપૂર્ણા ચૈતન્યને યાદ કરી નિરંતર અશ્રુ વહાવ્યા કરે છે. પ્રભુ ચૈતન્યનું રક્ષણુ કરો." કુસુમકાન્તનુ બોલવું પૂર્ણ થતાજ બુલબુલખાન બોલ્યો; "ચૈતન્યના ગૂમ થવાનું કારણુ મને તો પેલો બદમાસ મહારાજ જણુાય છે. પોલીસના પોશાકમા તે પિશાચજ ચૈતન્યને ઉપાડી ગયો છે બાહોશ ગણુાતા સરકારી અમલદારો એવા ભયાનક ખૂનીને પકડી શકતા નથી તે અજબ થવા જેવુ છે. પણુ હા ! હું કેમ ભૂલું છુ. પૈસાના ગુલામ બનેલા ઘણુા અમલદારો તે દુષ્ટના મિત્ર છે. બસ આથી જ ચૈતન્યનો પત્તો લાગતો નથી. મોટાભાઇ! મને રજા આપો. હું ચૈતન્યનો ગમે ત્યાથી પત્તો મેળવીશ."

"બુલબુલ ! ધિરજ ધર. ચૈતન્ય જ્યા હશે ત્યાં પ્રભુ તેનું રક્ષણુ કરશે. જોનસનસાહેબ ચૈતન્યની તપાસને માટે અધિક પ્રયાસ કરી રહ્યા છે પ્રભુ કૃપાએ ચૈતન્ય આપણુને જરૂર મળશે" કુસુમકાન્તે કહ્યુ. આ પછી ત્રિપુટીમા અન્ય વાતો ચર્ચાઇ. અંત ઇંદિરા ઘેર જવાને તૈયાર થઇ. કુસુમકાન્તે તેને દરરોજ આવવાનુ સૂચવ્યુ. ઇંદિરા ગાડીમા બેઠી બુલબુલખાન તેની સાથે જઇ તેને મૂકી પાછો આવ્યો ઇંદિરા મકાનમા પ્રવેશી તેના ઓરડા તરફ ચાલી તેણે ઓરડામા જતાં નજીકના એક બીજા ઓરડામા પોતાના પિતાને માતાની સાથે વાતો કરતા જોયા. બન્નેની વાતો સાભળવાની જીજ્ઞાસા વધવાથી ઇંદિરા ત્યા નજીકમા છૂપાઇ ઉભી. વામનરાય ઉલ્લાસપૂર્ણ વદને પત્નિની સાથે તડાકા મારી રહ્યો હતો. પતી પત્ની વચ્ચે આ પ્રમાણે વાત ચાલી રહી હતી. શેઠાણીએ પૂછયું; "તમને એ મહારાજ ક્યા લઇ ગયો હતો ?"

" ભીમનાથ તરફ ત્યા તેના એક મિત્રનું મકાન આવેલુ છે. ત્યા જઇ મે તેની સાથે ઇન્દિરાનું નક્કી કર્યું બિચારો ઘણો જ ભલો અને ઉદાર માણસ. આપણી મુશીબત ટાળવાને માટે તેણે તરતજ રૂપીઆ પચાસ હજારની નોટોનુ બડલ મારે સ્વાધીન કર્યું. "

" એમ કે ? ખરી ગૃહસ્થાઇ તો એનુ જ નામ. હરામી લોકોજ એવા સારા માણસને નિંદે છે " એવામા વામનરાય વચ્ચેજ બોલી ઉઠયો. " પણ એવા દાના માણસો ક્યા કમબખ્ત લોકોની પરવાહ કરે એમ છે ? આપણા લોકોને તો સારા–પૈસાદાર માણસોની નિંદા અને ઇર્ષ્યા કરવાની ટેવ જ પડેલી છે. અહા ! કેવો ખાનદાન ! શુ તેની સત્યપ્રિયતા અને વિવેક ! હુંતો તેના વિનય–વિવેકથી તાજુબ જ બન્યો છુ. આવા શ્રીમાન–ખાનદાન માણસની સાથે આપણે આપણા સુભાગ્યના યોગે જ સગાઇના સંબંધથી સંધાઇશુ. "

" ખરૂ છે; પણ છોકરીનુ શુ કરશો ? " શેઠાણીએ પૂછ્યુ.

" કેમ વળી તેનું શુ કરવુ છે ? "

" ખાદીના ધોળા ધાબળા પહેરનારી છોકરી તેવા સભ્ય અને શ્રીમાન માણસને કેમ ગમશે ? "

" હું પણ તેજ વિચારમા છુ કે તે છોકરીને શી રીતે સમજાવવી ? "

" હવે તે કદી સમજનાર નથી. હુતો તમને પહેલેથી જ કહેતી આવી છુ કે છોકરીને લાડ લડાવો નહિ, પણ તમે મારૂ કહેવું મુદ્દલે માન્યુ જ નહિ. "

" તારી વાત હુ કબુલ કરૂં છુ. છોકરીની સાથે નરમાશથી વર્તવાને માટે હું હવે પસ્તાઉં છુ. પેલા કુસુમના સહવાસથી જ તે છોકરી સ્વદેશીના ચાળે ચઢી. પણ હજી કંઇ જતું રહ્યુ નથી.

હું આજથી તેને આપણને અનુકુળ કરવાને પ્રબળ પ્રયત્નો કરીશ."

"એ તો જાણે ઠીક, પણ પેલાના લગન થવાના છે એ કંઈ જાણ્યું છે ?"

"હા."

"આપણે જવુ પડશે ?"

"લોક લજ્જાએ આપણે કદાચ જવુ તો પડશે."

"હું તો એના લગનમા ભાગ લેનાર નથી. તમારે જવુ હોય તો જજો. મને તો ત્યા જતા શરમ આવે. ખાદીના ટોપા અને લુગડાવાળા ફકીર પંથીઓ જેવા જણાતા એ સ્વદેશીઓના ટોળામા જતા હું તો ખરેખર લજવાઇ જ મરૂ. એ લોકોને થોડા માણસો ઓળખે અને તમને આખું નગર ઓળખે. એવાઓના લગનમા જવા–આવવાથી આપણી આબરૂ ધૂળમા મળી જાય." શેઠાણીએ ફાવે એમ બકી નાખ્યુ.

"પણ ભત્રીજો થયો એટલે લગ્નમા ગયા સિવાય ચાલે કે ?"

"હું તો એને ભત્રીજો માનતી જ નથી."

"હશે જવાદે એ વાત, તારે ફાવે એમ કરજે."

"હું તો પહેલેથી જ જાણું છું કે તમે ઢીલા જ પડશો. ભગવાને ક્યા મારાં પાના તમારી સાથે જોડ્યા ?" શેઠાણીએ બળાપો બહાર કાઢ્યો. વામનરામ અકળાયો અને ત્યાથી ઉઠી ઉપરના ભાગમા ચાલતો થયો. માતા–પિતાનો સંવાદ સાભળી ઇંદિરા ધ્રુજી ઉઠી. મહરાજ સાથે લગ્નનું નક્કી કર્યું જાણી બાળાના માથાપર વજ્રપાત થયો હોય એમ થયું. તેની આંખ્યોએ અંધારા વળ્યા. તે લથડતે પગે પોતાના ઓરડામા આવી નીચે બેસી ગઈ. તેનું હૃદય ચિરાઇ જતું હતું. આંખ્યોમાથી અશ્રુ વહેતા હતા. ઇંદિરાની

આવી અસ્વસ્થ દશા ધણીવાર રહી. એવામા જ શેઠાણી ત્યા આવી તાડુકી ઉઠયા; " અલી શુ કરેછ ? "

" કેમ માતાજી ? " ઇંદિરાએ સ્વસ્થ થઈ ઉભા થતાં પૂછ્યું.

" આજે તું ક્યા ગઈ હતી ? "

" મારા ભાઈની પાસે. "

" આજે પાછો ઘણા દિવસે ભાઇ ક્યાથી યાદ આવ્યો ? ઇંદિરા ! તે અમારી આબરૂના કાકરા કરી નાખ્યા છે. હું હવે આજથી તને ચોકખુ જણાવી દઉં છું કે તારે ત્યા જવુ નહિ. તે લોકો સરકારના શત્રુ છે. આપણે રહ્યા ખાનદાન. આપણાથી ત્યાં ગયે કેમ પાલવે ? "

ઇંદિરા શાન્તિથી સઘળુ સાભળી રહી. પુનઃ શેઠાણીએ કહ્યું, " જો સાભળ, તારા બાપ આજે તારા લગ્નનું નક્કી કરી આવ્યા છે. તને જેની સાથે પરણાવવાની છે તે આખા દેશમાં મોટામા મોટો શ્રીમાન-ખાનદાન અને કદરદાન છે. વળી તે સરકારનો માનીતો હોવાથી થોડા દહાડામા મોટી ધારાસભામા મેમ્બર થવાનો છે. તું અમારા જેવા ભાગ્યવાનની પુત્રી હોવાથી જ તને આવો લાયક વર મળશે. માટે હવે તારે સુધરવુ જોઈએ. તારે તારી ઉચ્છૃં-ખલતાને તજી દેવી; વિવેકી બનવું અને આ ખાદીના ધાબળા કાઢી નવ-નવા સુદર વસ્ત્રાલંકારો ધારણ કરવાં સમજી અલી ? " વિચારવશ ઇંદિરાએ માતાના શબ્દો સાભળ્યા ન સાભળ્યા કરી માથુ ધુણા-વ્યુ. છોકરી સમજી છે જાણી શેઠાણી પણ વધુ નહિ બોલતાં ત્યાથી ચાલ્યાં ગયા. માતાના ગયા પછી ઇંદિરા ચોધાર અશ્રુએ રડતા આત્મગત્ બોલવા લાગી; " અરેરે ! મેં ધાર્યું હતું તેજ થયુ. દુષ્ટ મહારાજે આ ક્યા જન્મતું વેર વાળ્યુ ? અરેરે ! પિતા-માતા

મારા પરમ શત્રુ બન્યા. પુત્રીના પ્રેમને બદલે પૈસાના પ્રેમી થયા. અરેરે! મારે હજી કેટલાએ સંકટો સહન કરવાનું નિર્માણ થયુ હશે? પ્રભુ! મારા દુર્ભાગ્યની હવે સીમા નથી. હાય શુ કરૂ?" ઇંદિરા થોડીકવાર શાન્ત રહી પુન. આગળ બોલવા લાગી, "શશીકાન્ત તમને આ વાતની ખબર પડશે ત્યારે તમારી શી દશા થશે? અરેરે! તમારી સાથે સ્નેહ સાધી મે કેટલીએ આશાના કિલ્લાઓ મારા મનમા ચણ્યા હતા; પણ પિતાના પ્રકોપથી મારી સઘળી આશાઓના કિલ્લા ધૂળ ભેગા મળ્યા. અરે! શુ મારે મહારાજને પરણવુ પડશે? આહ! આ વિચાર આવતા મારૂ હૃદય ચિરાઇ જાય છે. સર્વત્ર અંધકાર અવલોકાય છે. શુ કરૂં? બસ ગમે એમ થાવ પણ હું મારા નિશ્ચયથી ડગનાર નથી. પિતાની તાકાત નથી કે તે મને બળાત્કારે પરણાવી શકે. કદાચ જો બળાત્કાર થશે તો આ પ્રાણ એક પળવાર પણ શરીરમા નહિ રહેતા પરલોક તરફ પ્રયાણ કરશે. વ્હાલા શશીકાન્ત! આવો પ્રસંગ ઉપસ્થિત થશે એવો વિચાર સ્વપ્ને પણ મને આવ્યો ન્હોતો. અરેરે! આપણા પ્રેમનુ આવુ પરીણામ આવેલુ જાણી મારૂં જીગર બળી જાય છે. શશીકાન્ત! વ્હાલા! મારી દશા અત્યારે મહાભયાનક થઇ પડી છે. અરેરે! તારા પત્રના પણ હાલમા દર્શન નથી. તને અત્રે આવે પણ ઘણો સમય વીતી ચૂક્યો છે. દેવ! શુ તને હુ યાદ નહિ આવતી હોઉ? શુ તારે આવુ કઠણ હૃદય કરવુ યોગ્ય છે? શશીકાન્ત! આવ; આ અભાગિનીના સમાચાર લેવાતો આવ? મારૂ હૃદય તારે માટે અધીરૂ થઇ રહ્યું છે. શશીકાન્ત!

મ્હારૂં પ્રેમી આ હૃદય અતીશે આતુર થઇ,
ઉડી ઉડી દોડે સતત મળવાને તુજ પ્રતિ;

દીધુ અર્પી જેણે પ્રીતિ ધરી જ સર્વસ્વ તુજને,
રહી છે તે પ્રેમી રૂદન કરતી નીજ મનડે;
ભલે ના ધારે તું તવ ઉરે જરા મારી વિનતી,
હું તો ધારૂં છુ કે તુજ વિણુ મારે કશુ નથી;
તહારા વિના આ સકળ જગ તો શૂન્ય જ દિસે,
તહારા વિના છે નવ કશુય મારે સુખ હવે;
તહારા વિના કહે કવણુ મુજ વ્યાધી સમજશે?
તહારા વિના કહે કવણુ મુજ દુઃખો સમવશે?
છતાં સ્નેહી મારે સુકાન્ત તુજ જેવા મુજ તણા,
જશે દિનો સર્વે પ્રિયતમ સખે શુ કકળતા?

ખરેખર નશીબમાં હશે તેજ થશે. મારો આત્મા મને સૂચવે છે કે પ્રભુ જે કરશે તે સારૂજ કરશે. અત્યારથી શા માટે અકળાવુ? મલ્લરાજ મહા ભયાનક માણસ છે. મારા પિતા તેની પ્રપંચ જાળમા પૂરેપૂરા ફસાયા છે પરીણામ ભયકર જ આવશે પ્રભુ-પરમાત્મા તમે કરો એ ખરૂ. આ બાળકી આપને શરણે છે. આ જગતમા આપના સિવાય મારૂં કોઇજ નથી." આમ આત્મગત્ વિચારતી અને દુખ શોકથી સતબ્ધ થતી ઇંદિરાને અંતે નિદ્રાદેવીએ પોતાના શરણુમાં લઈ શાન્તિ સુખ સમર્પ્યું.

---

૧૦

## આપણી ભારતભૂમિ.

ભજે ભગવત સમ ભારત ભલો તે ભક્ત ભારતનો,
બનીને સત્યનો સેવક કરે ઉદ્ધાર ભારતનો.

* * * *

માયા અને મમતા તજી નીજ માતની સેવા કરે.
વિદારવા બંધન બધા પ્રિય પ્રાણુને પણ પરહરે.

---

ગ્રિષ્મઋતુનો સમય હોવાથી તાપ સખ્ત પડતો હતો આ-કાશમા વાદળા દોડાદોડી કરી ગ્યા હતા. સાજની પૂર્ણાહુતી થવા આવી હતી. પવન જોરથી ફુંકાતો હતો. શાન્તિ સ્થળમા નિવાસ કરતા માણુસો પોતપોતાની પ્રવૃત્તિમા હતા. અન્નપૂર્ણા-બુલબુલખાન અને બીજા બેએક માણુસો એક લીમડાના વૃક્ષ નીચે બેસી વાર્તા-વિનોદ કરી રહ્યાં હતા. સાજના સમયની રમણીયતા ધીમે ધીમે વધતી હતી. સૂર્યભગવાન અસ્તાચળ તરફ ઉંડાણુમા ઉતરતા હતા. તેમનાં સુવર્ણ કિરણો આકાશમા ધીમેધીમે વિલુપ્ત થતા હતા. પવ-નમા શિતળતા આવી હતી પંખીયો કલ્લોલ કરી રહ્યા હતા. સા-બરમતી સરિતાને કિનારે ફરતા સારસ પક્ષીના જોડા મોટી બુમો પાડી આનંદ પ્રદર્શિત કરી રહ્યા હતા. સૂર્યમુખી પુષ્પો અદૃસ્ય થતા ભાસ્કર ભગવાન તરફ દીનવદને જોઈ રહી પ્રણામ કરતા હતા. કમ-ળપુષ્પો પર ભમતા-ગુંજારવ કરી રહેલા ભમરો કમળની સુવાસના મોહમા અંધ થઇ સમયનું ભાન ભુલ્યા હતા. ભમરને જે કમળ અત્યારે પ્રિય જણુાય છે; તેજ કમળ રાત્રિ પડતા ભમરને બંધિ-ખાના રૂપ થઇ પડશે, પણ કમળદળમા મસ્ત બનેલા ભમરને રાત્રિ દૂર જતી જણાતી હતી. પવનના સુસવાટાથી સાબરમતીના જળ તરંગો ઉંચે ઉછળી રહ્યા હતા. આકાશમા દોડતા વાદળોને વાયુદેવતા વધુ જોરથી દોડાવી આકાશને સ્વચ્છ બનાવી રહ્યા હતા. દેખાવ અદ્ભુત બની રહ્યો હતો. આ વખતે કુસુમકાન્ત તેના ઓરડાની પાછળી બા-જુએ આવેલા ખુલ્લા જરૂખામા સરિતા તરફ મુખ રાખી એક વિરા-

આસનપર આડો પડેલો હતો. તેના હાથમા એક પેપર હતું. તેમા એક સુંદર લેખ આવેલો હતો. કુસુમકાન્ત એ લેખ વાચવામા તલ્લીન બન્યો હતો. એવુ તે એ લેખમા શુ હશે કે જેથી અત્યારનો રળીયામણો સમય આનંદમા વ્યતિત કરવાને બદલે કુસુમકાન્ત તે વાચવામા જ તદ્રુપ બન્યો હશે ?

વાચકો ! આવો આપણે પણ વાંચીએ કે તેમા શુ લખેલુ છે. અરે ! આતો આપણી પ્રિયમાતૃભૂમિના યશોગાન ? કેવો સુદર લેખ ! ખરેખર સ્વર્ગભૂમિ, તેત્રીસકોટી દેવતાઓનુ નિવાસ સ્થાન આ હિદુસ્તાન જ છે. હિદુસ્થાન આખી દુનિયાનુ પોષક છે. અરે હિદુસ્થાન સાક્ષાત પ્રભુ સ્વરૂપ છે. આ વિષે એક વિદ્વાન પત્રકાર લખે છે કે, "ઇશ્વરની પ્રતિમા પ્રત્યક્ષ અવલોકવી હોય તો જોઇ લ્યો; આ રહ્યો પ્રભુ સ્વરૂપ હમારો દેશ અહા ! કેવી ભવ્ય મૂર્તિ ? કેટલી સૌન્દર્યતા ? કેવી ભવ્યતા ? કેવી અક્ષય કીર્તિ ? કેવા અને કેટલા પવિત્ર સ્મરણો ! તેના આ ગગન ચુબીત ગિરીરાજો અને ગહન ગુફાઓ. આ નદીઓ અને નાળાઓ આ પૃથ્વીતળો અને પુષ્પવાટિકાઓ. કેટકેટલી વિશુદ્ધિઓ અને કેટકેટલી વિશિષ્ટતાઓ અહિ એના અણુંઅણુંમા ભરી છે આપણા પૂજ્ય પિતૃવરોના દિવ્ય દેહાવશેષો અહિં વિરમ્યા, આપણા જીવન વ્યવહાર અને આપણા ધર્મપ્રસાર, આપણા કુટુબ સુખ અને આપણા વસ્તુ ઉપભોગ એ સર્વને રક્ષનાર આપણને અને આપણા દેશને કીર્તિ વરાવનાર અતિ યશસ્વિ વીરનરો અહિ પોઢયા છે. યુગ-યુગથી આપણી કુટુબ કુન્જો અહિ પથરાઇ પડી છે અહિનાજ અન્ન જળથી એમના અસ્તીત્વ એમણે અહિ ઉજાળ્યા છે. આ ભૂમિને ભવ્યતા અર્પનાર પરાક્રમો એમણે અહિંજ દુનિયાને દેખાડ્યા છે. સદ્ગુ

અને ચંદ્ર પોતાના અગણીત તેજોરાશી આ ભૂમિપર અતિ આનંદિ સાથ સ્વચ્છંદે ઢાલવી રહ્યા છે આકાશની એ મહાન વિભુતીયોની અતિ પ્રિય ક્રિડા ભૂમિ તે આજ છે જગતભરતુ સૃષ્ટિ સૌન્દર્ય અહિં આજ વાસ કરી રહ્યું છે. સમસ્ત માનવ જાતીના જીવન વ્યવહાર પ્રાણ પ્રેરનાર ધર્મ અને તત્વજ્ઞાન અહિ જન્મ્યા છે આ એજ અમારો દેશ; આ એજ અમારૂં હિંદુસ્થાન અને આ એજ અમારી પ્રિય ભારતભૂમિ કે જેના કણેકણમા ઇશ્વરી તત્વ ભરપૂર ભરેલુ છે. જગતના જડવાદીયો ! તમે આ સાક્ષાત પવિત્ર પ્રભુના દર્શન કરી પવિત્ર થાવ. તમારા હિલમા સળગતી ઝેર-વેર-સ્વાર્થની પ્રચંડ આગે પ્રભુના ચરણોથી પવિત્ર થએલા ગંગાજળે શાન્ત કરો. ભારતના ભાગ્યવંતા સંતાનો ! તમે પ્રભુને નિહાળવા શામાટે ભટકા મારો છો ? તમારે પ્રભુને ખોળવા-જોવા સ્થળે-સ્થળે ભટકવાની જરૂર નથી. પ્રભુ તો આપણી માતા રૂપે આપણી સામેજ ઉભા છે. આપણી ભવ્ય ભારતભૂમિ એજ આપણો પ્રભુ છે. તેને પૂજો; તેના ભક્ત થાવ. તમારી મનકામના જરૂર પૂર્ણ થશે. ધન ધાન્યની અને આરોગ્યની સમૃદ્ધિમા હસતી-ખેલતી આ ભૂમિમા ગંગા-ગોદાવરી નર્મદા-સાબરમતી સમી સુંદર સરિતાઓની આ પવિત્ર ભૂમિમાં, હિમાલય-વિંધ્યાચળ આબુરાજ જેના ગગનચુંબી ગિરીરાજોના ગૌરવભર્યા દેશમા, જગતમા અન્ય ક્યાંઇએ ન જડે એવી વન સમૃદ્ધિના આ દેશમા, જેના પવિત્ર નામનાં પ્રથમ સ્તુતી ગાનો જ્યાંથી ગવાયા હતા, તે વનો-અરણ્યોના આ દેશમા પરમાત્મા અવશ્ય વિરાજી રહ્યા છે. પ્રભુની ભક્તિ માટે તેની માટીની મૂર્તિઓ બનાવવાની ન હોય, આપણી માતૃભૂમિ એજ સ્વયં ઇશ્વરની પ્રતિમા છે. અનન્ત શક્તિ અને પ્રતાપથી ભરેલી, હાથ

અસીમ સૌન્દર્ય અને યશ કીર્તિથી ઉભરાતી આપણી માતા આપણી સન્મુખ પરમાત્મા સ્વરૂપે ઉભી છે આપણને પ્રકાશ આપનાર, ઢાંકનાર; ઉછેરનાર તે આપણી માતા જ છે; આપણું તે ઉદર પોષણ કરે છે. આપણા શરીરને તે પોતાના વસ્ત્રથી ઢાંકે છે આપણને તે વિદ્યા અને જ્ઞાનનો પ્રકાશ આપે છે તે આપણી પૂજ્ય માતા છે. તેની ગુફાઓ-પર્વતો સરિતાઓ હરીયાળા ખેતરો એ બધાયમા આપણે માટે કોઇ અનેરી પવિત્રતા ભરેલી છે. અહિયા જ આપણા પિતાઓ-પ્રપિતામહોની ભસ્મ પડેલી છે. અહિયા જ આપણા પૂર્વજો કે જેના પ્રતાપે આજે આપણું જીવન છે; તે આપણા પૂર્વજોએ જીવન વ્યતિત કર્યા છે, અને અહિંઆજ તેઓ સૂતા છે. આજ સુરમ્ય ભૂમિ આપણા કુટુંબને જુગ જુગાન્તર થયા પોતાની શીળી છાયડીનો આશરો આપે છે. અહિંયાજ આપણામાથી અનેક પોતાના યશસ્વિ જીવનના પરાક્રમો કર્યા છે અને કરે છે. આ ભૂમિને સૂર્ય-ચંદ્ર તેમનો અનંત પ્રકાશ આપી રહ્યા છે. આ આપણી માતા છે-પ્રભુ છે-સર્વસ્વ છે નિસર્ગના મોઘા મહિમાઓ પણ અહિંયા ભર્યા છે. માનવ જાતના ભાગ્ય નિર્માણ નક્કી કરનાર ધર્મ અને તત્વજ્ઞાનનો ઉદ્દભવ પણ અહિયા થયો છે. જગતમા કેટલાએ અમર સસ્કારો ઉમેરાયા છે, તે પણ આ ભૂમિમાથીજ. જેટલુ જેટલુ મહિમાવન્તુ-પ્રતાપવંતુ સૌન્દર્યભર્યું સસ્કારભર્યું અને ઉચ્ચગામી છે, તેના એકાગ્ર સ્વરૂપને આપણે જો દેવ માનીને પૂજીએ તો આપણી માતા સાચે સાચ દેવ સ્વરૂપ છે-પ્રભુનુ એક રૂપ છે; વિશ્વ વિરાટનો એક અંશ છે માતાને પરમેશ્વરી કહી તેના ચરણાર્વિંદમા માથું નમાવવુ, તેના શિરપર પૂજાના પુષ્પો ચડાવવા; તેના ઉપર પ્રેમ અને ભક્તિનો વરસાદ

વરસાવશે, તેના સ્મારકો, તેના પ્રિય અવશેષોને સાબુત રાખશે, એને પ્રભુ સ્વરૂપ માની સર્વસ્વ અર્પણ કરવુ એ કાંઇ કલ્પના કે કવિતા નથી. આપણી માતાને માટે આપણી માતૃભૂમિને માટે આપણા અંતરના મંદિરમા જરૂર બીજા દેવોની સાથે આસન મળવુ જોઇએ. આપણા ધર્મને જે સમજે તે તરતજ માની લે કે દેશપ્રેમ-પોતાની માતા પ્રત્યે ભક્તિ ધરવી એ સાદી તેમજ સર્વેની દૃષ્ટિએ એક ધર્મજ છે. દરેક સસ્કારી માનવીએ અને ખાસ કરીને આ ભૂમિનાં સતાન કે જેના દિલમા દેશ ભક્તિની આગ અખડ સળગી રહી છે, તેમણે જગતની સસ્કૃતિની જનેતાને પવિત્ર અને પરમાત્મ સ્વરૂપ માનવી જોઇએ પરંતુ જેઓ પશ્ચિમના પ્રકાશમા અંજાઇ ગયા છે, અને જેમનું બુદ્ધિ સર્વસ્વ સાવ નાશ પામ્યુ છે, એવાઓમાજ અનત કીર્તિ શક્તિ અને સૌદર્યથી ભરેલી ભારત માતાના પવિત્ર નામોચ્ચારથી કદાચ દેશ પ્રેમ નહિ જાગે ? ”

કુસુમકાન્તે પત્ર વાચવુ બંધ કરી નીચે મૂકતા કહ્યુ; “ અહા કેવો સુંદર અને મનનીય લેખ છે ! ભારત પુત્રોમા આવી પવિત્ર ભાવના ક્યારે પ્રકટશે ? બસ જ્યા સુધી આવી ભાવના નથી ત્યા સુધી દેશનો ઉદ્ધાર દૂરજ છે ” આમ આત્મગત્ વિચારતો કુસુમકાન્ત સરીતા તરફ જોઇ રહ્યો. આકાશ સ્વચ્છ બન્યુ હતું પવનનો પ્રચડ વેગ હજી કાયમ હતો. સાબરમતીનુ જળ પવનના પ્રતાપે વેગથી વહેતું હતું. પવનના જોરથી રેતી ઉડતી હતી આકાશમા સીંદુરીયો રગ છવાયો હતો. નદીની સામી બાજુએ આવેલા ખેતરો વેરાન સમાન જણાતા હતા. કુસુમકાન્ત આ સર્વ દેખાવ અવલોકી રહ્યો. આ અરસામાજ એક મધુરૂં ગાન સંભળાયુ કુસુમકાન્ત ઉભો થઇ બહાર આવ્યો, શાન્તિ સ્થળના ચોગાનમાં આવેલા બગીચાની અંદર માળીને

રહેવાને બાંધેલી એક ઝુંપડીની આગળ લીમડાના જે વૃક્ષ નીચે અન્નપૂર્ણા–બુલબુલખાન અને બીજા માણસો એકત્ર થઇને બેઠા હતા. ત્યા એક નાનો છોકરો ભજનની ધુનમા ગાન લલકારી રહ્યો હતો. છોકરાનો કંઠ કોમળ હતો. ગાન પણ ભાવપૂર્ણ હતું. એ નાના બાળકના કંઠમાથી નીકળતું ગાન કુસુમકાન્ત શાન્ત ચિત્તે શ્રવણ કરી રહ્યો. ગાનના ભાવાર્થથી ભારત ભક્તના મુખપર નુતન ફેરફાર થવા લાગ્યા ગાન આ પ્રમાણે હતું.

દુઃખીયાનો વિસામોરે, માડી તારી ઝુંપડી,
શ્યુ વગડાનો છાયોરે, આંધળીયાની લાકડી.

કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીયા સતાય,
અમલ કમલ પર પંખીડા બહુ લીલાને ગાય;
રઢીઆળી એ વાડીરે, સોહવતી જે ઝુંપડી,
આજે ખાવા ધાતીરે, નિર્જન રણમા ઝુંપડી

ધર્મ કર્મ રસ કસ લુટાયા, ઘર ઘર વખરી હીર,
છતી સતતી સત્વ લુટાયુ, ખેચાયા તુજ ચીર;
લુટાતી એ માડી રે, ખાલી તારી ઝુંપડી,
ખાલી રહોચે મારી રે, માડી તારી ઝુંપડી.

ધન સીંચી ખેતર સુકવીયા, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિજુની આંખડી દેખી, પંખીડા પામે ત્રાસ;
વને સ્હોડે સ્હાતી રે, માડી તારી ઝુંપડી,
પોપલીયાથી જાતીરે, આછી જાડી સખડી.

વનવીંટ્યા સીંચાણે સઘળા, અસ્વસ્થ પક્ષા તુજ બાળ,
દામ કર્યોને હડધૂત કરીને, રણવાડે દે માર;

અંકે લેવા ધાતીરે, તેને માતા રાકડી,
શીળી છાંયે ધાતીરે, માડી તારી ઝુંપડી.
કણકણ કાજે વનવન વીંઝે, તુજ બાળુડા પાખ,
પણ સુખ દુઃખના લ્હાણા લેવા ઠરતી તુજ પર આખ,
અંતે તું સંઘરતીરે, માતા મારી દુબળી,
પ્રભુ પંથ દાખવતીરે, માડી તારી ઝુંપડી.
તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુખાનો સાર,
મૂર્તિમતી વત્સલતાદેવી, તું સુરલોકનુ દ્વાર;
નંદનવનશી બ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મભૂમિ વ્રત પાળીરે, ઋણુઆરીશુ ઝુંપડી.

દેશકિર્તન.

ગાન પૂરૂં થયુ. કુસુમકાન્ત ગાન શ્રવણ કરી અંતે ગાઢ નિઃશ્વાસ નાખી કંઈક વિચારમા તદ્રુપ બન્યો અને પછી થોડીવારે પાછો ફરી પ્રથમ જ્યાં ઉભો હતો ત્યા આવી આત્મગત્ બોલ્યો, " ભારતમાતા ! તારી દુર્દશાનો પાર નથી. પૂર્વકાળની સ્વર્ગભૂમિ ! તું આજે સ્મશાનભૂમિ બની છે. તારા બાળકો એશઆરામી, નિર્માલ્ય ગુલામ અને પરસ્પરના દ્વેષી બન્યા છે. માતા ! આ ભયાનક પાપથી જ તું ચારે તરફથી લુટાઇ છે, ચુસાઇ છે અને હજી પણ લુટાય છે. કૌરવ પાડવોના કલહના બીજ આજે વૃક્ષ રૂપે ફાલ્યા છે. હિંદુસ્થાનના ધર્મનિષ્ટ ગણાતા—મનાતા મનુષ્યો આજે ઉપરથી ધર્માત્માનો ડોળ ધારણ કરી અંદરખાનેથી ભયાનક પાપ આદરી રહ્યા છે. જરજમીન જેવી જડ વસ્તુને પ્રાપ્ત કરવાને સ્વાર્થની રાક્ષસી તૃષ્ણાને આધિન થઇ પરસ્પરમાજ કલેશ કરી રહ્યા છે. આ પાપથી—ભારતના એ દુર્ભાગ્યથી આ આનંદભૂમિ આજે આક્રંદભૂમિ થઇ

પડી છે. પરસ્પરની લડાઇથી અન્યને લાભ થયો છે અને થાય છે. કૌરવ–પાડવના યુદ્ધમા અનેકાનેક વીર પૂત્રો સ્વર્ગે સંચર્યા. ભારતભૂમિ વીર વિહીન બની. જ્યારે વિનાશ થવાનો હોય ત્યારે દુર્બુદ્ધિ સુઝે એ સુત્રાનુસાર ભારતભૂમિમાં સ્વાર્થ અને કુસંપની આગ પ્રચડરૂપે ફેલાઇ. મુસલમાનો આ દાવ ન ચૂકયા. ચારે તરફથી તેમના ધાડા ફરી વળ્યા અને ભારતના ધન ભંડાર લુટવા લાગ્યા. હિદુસ્તાનમા તેમણે રાજ્ય સ્થાપ્યા, ઘરબાર વસાવ્યા હિદને પોતાની માતૃભૂમિ માની મોટા મોટા મહેલ મિનારા અને મસ્જીદો બનાવી ભારતની ભવ્યતામા વધારો કર્યો અકબર–શાહજહા વગેરે ન્યાય નિપુણ બાદશાહોના રાજ્ય અમલથી ભારત માતા સુખી બનશે એમ આશા બંધાઇ. પણ ભારતના ભાગ્યાકાશમાં હજી સુખના લેખ લખાએલા નહોતા. ભારતના પુત્રોએ હજી કુસંપ અને ક્લેશના પાપનુ પ્રાયશ્ચિત કર્યું ન્હોતું, મુસલમાન બાદશાહો પણ ભોગવિલાસમા તદ્રુપ બની રાજ્યસાસન પ્રત્યે બેદરકાર બન્યા. દેશમાં ચારે તરફ ચોર લુંટારા પીંઢારાના ત્રાસ વર્તાઇ રહ્યા. લોકો દુઃખમા ડૂબ્યા. આવુ જોઇ વેપાર કરવા આવેલા વિદેશીઓના હૃદયમા રાજ્ય લાલસાના રાક્ષસે પ્રવેશ કર્યો. અધુરામા પૂરૂં દુર્ભાગી–હૈયાફૂટા; પરસ્પરના દ્વેશથી સળગી રહેલા અને વિદેશીઓના મીઠા વચનોથી–ઉપરના નિસ્વાર્થપણાના દેખાવથી ભોળવાએલા ભારતપુત્રોએ તેમનું શરણુ સ્વિકાર્યું ઉપરથી પરોપકારની ભાવનાવાળા વિદેશીઓએ થોડા વખતને માટે પરોપકારવૃત્તી ધારણ કરી ત્રાસ–જુલ્મની જડ કાઢી રાજ્યસત્તા સ્થાપી હિંદીઓ–નિર્ભાગી હિંદીઓ; ભોળા ભારતવાસીયો દુઃખથી ત્રાસેલા હોવાથી ત્રાસ જુલ્મ ઓછો કરનારના ઉપકારી બન્યા અને ગૌરાગ વિદેશીઓને દેવ સમાન પૂજવા

લાગ્યા. પરીણામે જેમ જેમ સમય વિતતો ગયો; તેમ ભારતનિવાસીઓ માયાવી જાળમા મોહમુગ્ધ થઈ ગુલામી ગ્રહણ કરવા લાગ્યા. અંગ્રેજ સરકારના આધિપત્યથી દેશમા શાંતિ સ્થપાઇ લોકોની ઘણી અગવડતાઓ દૂર થઇ. ક્લેશ કકાશ કઇક અંશે ઓછા થયા. રામ રાજ્ય ગણાયુ. અંગ્રેજ રાજ્યસાશનથી લોકોને ઘણી શાન્તિ મળી; પણ લોકો એશઆરામી અને પ્રમાદી બન્યા. અંતે તેમને પારકાની ઉપર આધાર રાખવાની જરૂર પડી. અંગ્રેજો આખા ભારતવર્ષના ભાગ્યવિધાતા બન્યા. તેમના ધન ભડાર ઉભરાયા એક વખતના વ્યાપારી અંગ્રેજો ભારતમાતાના પ્રતાપે સુખી બન્યા. પણ આ સાથે કહ્યા વિના રહેવાતું નથી કે અંગ્રેજો આ દેશના રાજા થયા; અરે આપણે પોતેજ તેમને-વેપારીઓને રાજા બનાવ્યા; પણ તેમણે આપણી ઉન્નતિ કરવાને માટે ખાસ કંઇ કર્યું નથી. ભારતને હજી પણ દુઃખ ભોગવવાનું નિર્માણ થએલુજ હશે? જો એમ ન હોય તો આ આખા જગતનું પૂરૂ કરનારી ભૂમિમા દુષ્કાળ મહામારી નાણાની તંગી અને અન્ન વસ્ત્ર વિના મરણને શરણ થવાના દુઃખ શાં ?" કુસુમકાન્ત મહાન્ વિચારમા ડુબ્યો.

---

## ૧૧

### મિત્રો સાથે સંવાદ

***Whenever there is decay of Righteousness, O Bharat, and there is exaltation of unrighteousness then I myself come forth.***

શ્રી ભગવદ્‌ગિતામા ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રે શ્રીઅર્જુન પ્રત્યે ઉચ્ચારેલા વચનો, " હે ભારત ! જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે

અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું અવતાર ધરૂં છું." આ શ્લોકનું જોનસને કરેલું અંગ્રેજી ભાષાન્તર વિચારવશ કુસુમકાન્તને યાદ આવ્યું; અને તે તેણે મોટેથી ઉચ્ચારી પુન આત્મગત્ બોલવા માડયુ, " ભગવાન ! શુ ભારતવર્ષમાં અનાચાર—અત્યાચારની વૃદ્ધિ નથી થઈ ? શુ સત્પુરૂષો પીડા નથી પામતા ? પ્રભુ ! પધારો, હવે વિલબ કરશોમા. ભારતના ભક્તજનો તમારા પધારવાની આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યા છે. " આમ બોલતો કુસુમકાન્ત સાબરમતીના સામી તીરે આવેલા કોતરોની ઉંડાણમા ઉતરતા ભાસ્કર ભગવાન તરફ થોડીકક્ષણુ પર્યંત જોઈ રહ્યો દેશમાં વ્યાપી રહેલી દારિદ્રતા અને દુઃખોથી દેશભક્તનું હૃદય દયા અને દુ ખથી દ્રવી રહ્યું હતું પરણવાનો આનંદ તેના હૃદયમા નહોતો. કુસુમાવતી જેવી દેશદાઝ જાણનારી અને ગરીબો પ્રત્યે દયા દર્શાવનારી બાળા સાથે જોડાવાથી બન્ને મળી સારી રીતે જનસેવા કરી શકીશુ આ નિશ્ચયથી જ કુસુમકાન્ત લગ્ન કરવાને તૈયાર થયો હતો. બાકી તેને સંસાર સુખની લેશ માત્ર ઇચ્છા નહોતી. કુસુમાવતી સરળ હૃદયા સુદરી હતી. કુસુમકાન્તને જ તે પોતાનુ સર્વસ્વ માનતી આથીજ કુસુમકાન્ત તેના પ્રેમનો સત્કાર કરી તેને પોતાના સુખ—દુઃખની ભાગીની કરવાને ઉત્સુક બન્યો હતો. કુસુમકાન્તને ફરવા જવાનો સમય થયો હતો; પણ દેશના વિચારમા તે એટલો તો ડુબ્યો હતો કે તેને સમયનું પણ ભાન રહ્યુ નહોતું. કુસુમકાન્તે ઘણીવાર સુધી શાન્ત રહી પુન વિચારવા માંડયુ; " ખરેખર રાજા કાળસ્ય કારણમ્ આ સત્ય છે. હિંદુસ્થાનના કોઇએક નગરનો રાજા દરરોજ નગરની બહાર શેરડીના ખેતરમા ફરવા જતો, અને ખેતરના ગરીબ—માયાળુ ખેડુતે અર્પણ કરેલા શેરડીના રસથી ભરેલા પ્યાલાનો આનદથી સ્વીકાર

કરી શેરડીના અમૃતસમાન મીષ્ટ રસનું પાન કરી પ્રસન્ન થતો. રોજના નિયમાનુસાર રાજા તે ખેતરમા જઇ વૃક્ષ નીચે બેઠો ખેડૂત પ્યાલો લઇ રાજાને માટે રસ લેવા ગયો રાજા એકલો પડયો. આ સમયે તેના મનમા વિચાર થયો કે " જ્યારે આ ખેડૂતોના ખેતરોમા અમૃત સમાન મીઠા રસવાળી શેરડીનો પાક ઘણોજ થાય છે ત્યારે તેમની પાસે ધનના ઢગલા એકત્ર થયા હશેજ માટે જો આ પાકપર કંઇક રાજ ભાગ નાખ્યો હોય તો રાજ્યના ભંડારમા વધુ વધારો થાય. " રાજાએ જ્યા આવો વિચાર કર્યો કે તેની સાથેજ શેરડીમાથી રસ ઓછો થઇ ગયો. ખેડૂત સાંઠા કાપી-કાપીને થાક્યો, પણ પ્રથમની માફક રસની ધાર ન થઇ તે નજ થઇ. ખેડુત નિરાશ-હતાશ બન્યો. તે જ્ઞાની હતો. સ્તબ્ધ બની આમ થવાનુ કારણ વિચારવા લાગ્યો. થોડીવારમાજ કારણ કળાયુ. તેની આખ્યોમા અશ્રુ ઉભરાયા. તે કપાળપર કર પ્રહાર કરી રાજા સાભળે એમ મોટેથી બોલ્યો, " અરેરે ! આ શુ ?

દયા હીન થયો રાજા, રસહીન થઇ ધરા,
કે મુજ પૂર્વના પાપે, લય પામી અમી ધરા. "

આ ઉદ્‌ગારો સાભળતા જ રાજા વિચાર નિદ્રામાથી જાગૃત થયો અને તેને પોતાનુ પાપ સમજાતાં તેણે પ્રેમથી ખેડુતને પાસે બોલાવી કહ્યું, " ભાઇ તારી નિરાશાનું કારણ હું કળી ગયો છુ. આ તારા ઉત્પન્ન થએલા પાક તરફ મારી હરામ નજર થઇ અને મે તેમાથી ભાગ પડાવવાનો વિચાર કર્યો. આ કારણથીજ પૃથ્વી-માતાએ રસ ચુસ્યો છે. ટાઢ-તડકામા-વર્ષામા ઝેરી જાનવરોની વચ્ચે સખત પરીશ્રમ કરી પાક ઉત્પન્ન કરનાર બંધુ ! તને તારૂ મુબારક રહો. મારે તારી મહેનતમાથી હવે કંઇ પણ જોઇએ નહિ.

અહા ! મે દિલ ચોર્યું કે જેથી ધરાએ રસ ચુસ્યો ભાઇ ! જા હવે પ્રથમની માફક રસ નીકળશે ખેડુતે આનદ પામી શેરડીના સાઠા કાપ્યા અને પ્રથમ પ્રમાણે રસની ધારા વહી. આ દ્રષ્ટાતનું તાત્પર્ય એજ કે રાજાએ પ્રજાના ધન હરણને બદલે પોતાની પ્રજા સુખી અને આબાદ કેમ બની શકે તેને માટે નિરતર ધ્યાન આપી પ્રયાસ કરવા જોઇએ. જો અમારા રાજ્યકર્તા ધારે તો આ કગાલ થએલી ભૂમિના વ્યાપાર પૂર્વવત્ ખીલવી શકે હિદીઓને પ્રથમની માફક બળવાન—નીડર અને સહાસિક બનાવી સુખી કરી શકે. પણ તેમના હૃદયમા આ ભાવના શ્રીભગવાન સિવાય કોણ ઉત્પન્ન કરી શકે ? અમારા રાજ્યકર્તા કદાચ ભલે એમ માનતા હશે કે તેમના રાજ્ય અમલથી ભારતની તમામ પ્રજા સુખી છે અને પોતે હવે સદાને માટે એક મોટા સામ્રાજ્યના ભાગ્ય વિધાતા બન્યા છે પણ તેમણે ભૂલવુ જોઇતું નથી કે પ્રજાના વધુ કલ્યાણમાં જ તેમનું પણ વિશેષ કલ્યાણ સમાએલુ છે. પ્રજાના પ્રતાપે જ તેમનુ સામ્રાજ્ય કાયમ છે. સસ્કૃત્તિથી પરીપૂર્ણ ગ્રીસ અને રોમ આજે પહેલાના સામ્રાજ્ય ક્યા છે ? આવા પૂર્વ ઇતીહાસ તપાસી અમારા રાજ્યકર્તાઓએ સર્વદા સાવધ રહી પ્રજાનુ પુત્રવત્ પાલન કરવુ જોઇએ આમ કરવાથી જ તેમનુ સામ્રાજ્ય યાવતચદ્ર દિવાકરૌ કાયમ રહેશે " આમ વિચારતા કુસુમકાન્તે આકાશ પ્રતિ નજર કરી બોલવા માડ્યુ, " ભગવાન ! તમે ભક્તવત્સલ કહેવાઓ છો ભારતભૂમિમા આપે અવતાર ધારણ કરી આ ભૂમિને પુણ્યમયી બનાવી છે. દયાળુ ! દયા કરો અને ભારતીયજનો તથા અમારા રાજ્યકર્તાઓના દિલમાથી પાપ અને સ્વાર્થી તૃષ્ણાઓ નિર્મૂળ કરી આ ભૂમિને અધોગતિના તળીએ ડુબતી બચાવો." કુસુમકાન્તે આકાશ પ્રતિ હાથ જોડયા. એવામા અન્નપૂર્ણા

તેને શોધતી ત્યા આવી અને બોલી; " મોટાભાઇ ! આજે બહાર ફરવા નથી જવુ ? "

" બ્હેન ! આજે ફરવા જવાનો સમય વિચારમા જ વ્યતિત થયો છે. "

" કુસુમાવતીબ્હેન ! આજે કેમ નહિ આવ્યા હોય ? " અન્નપૂર્ણાએ પૂછ્યું.

" તેની મને શુ ખબર ? મારા કરતા તો તું ઘણુ જાણે. " કુસુમકાન્તે સહાસ્ય વદને કહ્યુ.

" મોટાભાઇ ! ભૂલો છો, મારા કરતાં તો વિશેષ તમારા જાણવામા આવે. "

" કેવી રીતે ? "

" તમે તેને પરણવાના છો તેથી. "

" પણ હજી પરણ્યોતો નથી ને ? "

" એતો હવે તમે પરણવાના જ. તમે બન્ને બહુ પાકાં છો." બાલીકાએ હસ્તામુખે કહી નાખ્યુ.

કુસુમકાન્ત બાલીકાને કંઇ કહે એવામા જ શાન્તિ સ્થળ નિવાસી એક માણસે આવી જણાવ્યુ કે નવનીત-સુધાકર અને મનહરભાઇ બગીચામાં આપની રાહ જોઇ રહ્યા છે કુસુમકાન્તને મિત્રોના આગમનથી આનંદ થયો. તે તત્કાળ અન્નપૂર્ણાને સાથે લઇ મિત્રોની પાસે આવ્યો. બગીચાના મધ્ય વિભાગે લીલા ઘાસ પર પાથરેલી શેતરંજી પર નવનીત વગેરે બેઠા હતા. કુસુમકાન્તે તેમની સાથે સ્થાન લીધુ અન્નપુર્ણા બાજુમા બેઠી. નવનીતે કુસુમકાન્તના સામે નજર કરી પૂછ્યુ. " આજે ક્યારના અંદર શુ કરતા હતા ? "

"હું આજે મહાન વિચારે ચઢયો હતો. નવનીતભાઈ ! તમે વંદેમાતરમ્ અને સૌરાષ્ટ્ર પત્રનો લેખ વાચ્યો કે ?"

"ના, તેમાં શુ લખેલુ છે ?"

"આપણો દેશ પ્રભુ સ્વરૂપ છે એ સિદ્ધ કરી બતાવ્યું છે."

"એમકે ! ત્યારે તો તમે તેનાજ વિચારે ચઢયા હશો નહિ વારૂ ?" નવનીતે મુખ ગંભીર રાખી પૂછ્યુ

"હા."

"પરણવાના દિવસો નજીક આવે છે, એટલા દિવસ તો દેશના વિચાર બાજુએ મૂકો ?"

"ભાઈ ! દેશની દુર્દશાના વિચાર એક પળવારને માટે પણ હું કેવી રીતે દૂર કરી શકુ ? જેની રગે રગમા દેશ વત્સલતા પ્રસરી રહી છે, જેના હૃદયમા દેશ એજ પ્રભુ છે એવી ભાવના વ્યાપી રહી છે અને જે પોતાના દેશના દુઃખી કંગાલ બાંધવોને સુખી કરવાના વિચાર હરનિશ કર્યા કરે છે, તે દેશના વિચાર કેવી રીતે દૂર કરી શકે ? નવનીત ! હું જો કે પરણવાનો છુ; પણ કુસુમાવતીને સાફ સાફ જણાવી દીધું છે કે મે મારૂં જીવન દેશસેવનાર્થે સમર્પેલુ છે. આ ઉપરાંત મે મારા બીજા વિચારો પણ તેને સ્પષ્ટ વિદિત કર્યા છે અને તે મારા તમામ વિચારને સંમત થએલ હોવાથી જ અમે બન્નેએ લગ્નની ગાંઠથી જોડાવાનું પસંદ કર્યું છે. અમે દંપતિ બની દેશની સેવા કરશુ"

"તમે ગમે એટલી દેશસેવા કરો પણ જ્યા સુધી હિંદુસ્થાનમા અનેક ન્યાતો, અનેક ધર્મના પંથો અને પરસ્પરમા કુસંપની પ્રચંડ આગો સળગી રહી છે; ત્યા સુધી આ દેશ ગુલામીના બંધનમાંથી કદાપિ મુક્ત થનાર જ નથી. તમે પોતે જ વિચારી જુઓ કે દેશના

માટે તમે અને અન્ય દેશભક્તો કેટલા પ્રયાસ કરી રહ્યા છો? પણ તેની શુ અસર થાય છે? દેશની પરીસ્થિતિ તપાસી દેશને સુખી કરવા દેશના મહાનપુરૂષે પૂર્ણ વિચાર કરીને જણાવ્યુ કે સ્વાશ્રયી બનો અને દેશમા ઉત્પન્ન થએલી વસ્તુઓ અને વસ્ત્રો વાપરો. ખાદીના પ્રચારને માટે તમે કેટલા પ્રયત્ન કરી રહ્યા છો? પણ પ્રમાદમા પડેલી આ દુર્ભાગી પ્રજા તમારા કથન પર ક્યા અને કેટલુ ધ્યાન આપે છે! ખાદીમા ખાનદાની અને સ્વમાન રહેલાં છે એમ સમજવા છતા આખો દેશ ખાદીને ક્યા અંગીકાર કરે છે? ખાદીનાં શુદ્ધ કપડા જાડા અને ખડબચડા લાગે છે અને ગાયની ચરબીથી અપવિત્ર બનેલા અને ધનનો ઢગલો પરદેશ ઘસડી જતા વિલાયતી વસ્ત્રો સુવાળા—સુંદર લાગે છે. ભાઇ! દેશનું આ દુર્ભાગ્ય નહિ તો બીજુ શુ? પોતાના સ્વમાનના રક્ષણાર્થે મહારાણા પ્રતાપે અકબરશાહની સાથે યુદ્ધ આરંભી બાવીસ હજાર બખ્તરીયા યુદ્ધમા ખપાવ્યા, રાજ્ય ત્યાગ્યુ; અરણ્ય શોધ્યુ; તેની રાણીને અને બાળકોને અપવાસ કરવા પડયા; છતા પણ તેણે અકબરશાહને નમ્યુ ન આપ્યું અરે મુખથી પણ એમ ન કહ્યું. જો તેણે ફક્ત મુખથી જ નમવાનુ કહ્યુ હોત તો તેમના રાજ્ય ઉપરાત શાહ તરફથી અન્ય લાભ પણ પ્રાપ્ત થઈ શકત; પણ હિંદના એ હિરાએ સ્વમાનની આગળ તે સઘળા સુખ—વૈભવોને તૃણવત્ ગણ્યા. આજે દરેક હિંદીઓનુ સ્વમાન ફક્ત ખાદીમાજ સમાએલું છે, આવુ સમજવા છતા હિંદીઓ ખાદી પ્રત્યે બેદરકારી બતાવી રહ્યા છે. હિંદીઓ જ્યારે ખાદી જેવી નજીવી વસ્તુઓ વાપરી-ધારણ નહિ કરી શકે તો તેઓ સ્વમાન અને માતૃભૂમિના કલ્યાણને અર્થે આપ્યા તો કેવી રીતે આપી શકશે? કુસુમકાન્તભાઇ! ખ્યાલ કરો.

હિંદીઓને સ્વતંત્રતા જોઇતી નથી. ખરૂં પૂછો તો તેમને સ્વતંત્રતાનું ભાનજ નથી. આપણા લોકો ગુલામીને માટેજ સૃજાએલા છે. જો તેમ ન હોત તો તેઓ ક્યારનાએ દેશનેતાઓની આજ્ઞા અંગીકાર કરી દેશને માટે દેહોત્સર્ગ કરવાને મેયદાનમાં નીકળી પડયા હોત પણ જેનાથી ખાદી જેવી વસ્તુ ન વાપરી શકાય તેનાથી અન્ય શું કરી શકાય ? હું તો દેશના ઉદ્ધારને હજી દૂરજ જોઉં છું. ' નવનીત લંબાણ વિવેચન કરી મૌન રહ્યો. કુસુમકાન્તે તેનું કહેવું ધ્યાનપૂર્વક શ્રવણ કરી એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. તેણે મંદ અવાજે કહ્યું, "ભાઇ! તમારૂં કહેવું ખરૂં છે, પણ શું તેથી આપણે પ્રયત્ન ન કરવા જોઇએ? આપણા રાજ્યકર્તાઓની પણ પ્રથમ ફરજ એજ હતી કે હિંદીઓને ઉન્નત બનાવવા પણ જ્યારે તેમણે એ બાબત પરત્વે બેદરકારી બતાવી ત્યારે આપણે માથે તે ફરજ આવી પડી આપણે નિરાશ કે અશ્રદ્ધાવાન થવાની કંઇ પણ જરૂર નથી. આપણા સત્ય કર્તવ્યથી આપણા રાજ્યકર્તા પણ આપણા મદદગાર બની દેશના કલ્યાણને અર્થે પ્રબળ પ્રયત્નો કરશે અને સમય જતાં બન્નેના પ્રયાસથી આ ભૂમિનો ઉદ્ધાર થશે."

"શું અંગ્રેજો હિંદને સ્વતંત્ર અને સુખી બનાવવા તમને મદદ કરશે? કુસુમભાઈ! તમે હજી આવી શ્રદ્ધા ક્યાં સુધી ધરાવશો? જો અંગ્રેજો હિંદને સ્વતંત્ર બનાવવામાં ધ્યાન આપે તો તેમને પોતાનેજ તે ભારે થઇ પડે, પણ તેમનો દોષ કાઢવા કરતાં આપણા લોકોએ પોતાના જ દોષ વિચારી જોવા જોઇએ કે પોતાનામાં સ્વાત્માભિમાન, દેશાભિમાન કેટલું છે? અંગ્રેજોના સ્વભાવ-ધર્મ-વર્તનમાં અને આપણા સ્વભાવ-ધર્મ-વર્તનમાં ઘણો ફેર છે. અમેરિકા-આફ્રિકા વિગેરે દેશનો ઇતીહાસ તપાસી જુઓ. આજે ત્યાંની સર્વ

જાતીયો ક્યાં છે ? વનપશુઓ પ્રમાણે તેમનો ઉચ્છેદ થઇ ગયો છે. ફકત જ્યાં–જ્યાં મૂળજાતો વિશેષ બળવાન હતી ત્યાંજ માત્ર તે રહેવા પામી છે. માટે જો તમે આપણા દેશના કલ્યાણની આશા અંગ્રેજો પરત્વે ધરાવતા હો; તો તેમાં આપ ઠગાવ છો. હિંદુસ્થાનનો ઉદ્ધારતો સમય જતે હિંદીઓ જ કરી શકશે. " નવનીતે વિશેષ જણાવ્યું.

કુસુમકાન્તે ગંભીર પણ કંઇક સહાસ્ય વદને કહેવા માંડયું, " નવનીત ! તારા શબ્દોમાં ઉગ્રતા ઘણી છે. આપણે અન્યના દોષ કાઢવા પહેલાં આપણા દોષ જોવાના છે. અંગ્રેજો તો બિચારા આ દેશમાં વ્યાપારાર્થે આવ્યા હતા; પણ આપણે પોતેજ તેમને રાજ્યકર્તા બનાવ્યા છે. આથી હવે જો આપણે તેમની નિંદા–દ્વેશ કરીએ તો આપણે આપણા પોતાનીજ નિંદા દ્વેશ કરીએ છીએ એમ સમજવું જોઇએ મારી તો દ્રઢ માન્યતા છે કે જો પ્રથમ આપણે સુધરીએ અને વિશ્વપ્રેમી બનીએ તો ભલેને અંગ્રેજો ગમે તેવા રહ્યા પણ આપણા આત્મપરીબળે તેમને પણ આપણા જેવા બનાવી આપણા દિલોજાન દોસ્તો બનાવી શકીએ. "

" અરે કુસુમકાન્તભાઇ ! તમે તો ભગવાનના ઘરની વાતો કરવા માંડી. તમે કહો છો–માનો છો એવું તો થતું અશક્યજ છે " સુધાકરે કહ્યું.

તરત મનહર પણ બોલી ઉઠયો, " હિંદુસ્થાનની પ્રજામાં સંપની સ્થાપના અને વિશ્વપ્રેમ એ આકાશ કુસુમવત્ છે. જ્યાં સુધી હિંદી પ્રજા પારકાની પર આધાર રાખનારી છે, રોટલીના ટુકડામાં સંતોષ માનનારી છે અને સ્વાર્થદ્વેષી છે, ત્યાં સુધી તેના ભાગ્યમાં ગુલામી લખાએલીજ છે આપના જેવા હજારો બલ્કે લાખ્ખો સ્વાર્થ

ત્યાગી પુરૂષો દેશના ઉદ્ધારને માટે પ્રયત્નો કરશે; પણ તે સઘળા પ્રયત્નો નિષ્ફળજ જવાના."

કુસુમકાન્ત કંઈક કંટાળા ભરેલા અવાજે બોલ્યો, "બંધુઓ' તમે શા માટે નિરાશ અને અશ્રદ્ધાવાન થાવ છો ? દેશભક્તોના પ્રયાસથી પ્રજામા જાગૃતી આવી છે તે આપણે વિસારવુ જોઈએ નહિ. પ્રભુ કૃપાએ ધીમે ધીમે સૌ સારા વાનાં થશે. ભારતી પ્રજાજ પોતાના સ્વબળે સ્વતંત્ર-ઉન્નત બનશે અને આજના અંગ્રેજો ભવિષ્યના સલાહકાર દોસ્તો બનશે "

"અમે પણ એમજ માનીએ છીએ કે ભવિષ્યમા આપના કહ્યા મુજબ થશે, પણ તે દેશભક્તોના ઉપદેશથી નહિ; સ્વમાનની ભાવનાથી નહિ; પણ ઇશ્વરની ગયબી લાકડી હાલતા, ધનથી ખાલી થતા અને દુઃખપર દુઃખ–ઉત્પીડનપર ઉત્પીડન પ્રાપ્ત થતાજ પ્રમાદવશ ભારતીય જનોમા જાગૃતી આવશે અને ત્યારે જ તેઓને ખરેખરૂં સ્વમાન સમજાશે. બસ તે પછી જ ભારતીયજનો ભારતની ઉન્નતિ કરવાને કટીબદ્ધ થશે." નવનીતે જણાવ્યુ.

"ભગવાનની ઇચ્છા મુજબ સર્વ સારા વાના થશે. આપણે આવા વિતંડાવાદથી શામાટે કાળક્ષેપ કરવો જોઈએ ? હિંદીઓ ગમે તેવા તોપણ તે તમારા ભાઈઓ છે એમ સમજીને તમારે તેમની સેવા કરવી જોઈએ. અંગ્રેજો પ્રત્યે પણ આપણે પૂર્ણ પ્રેમ રાખવો જોઈએ. જો આપણે પોતેજ આ પ્રમાણે વર્તીશુ તો જરૂર કંઈક સારા ફળ નીપજાવી શકીશુ " કુસુમકાન્ત આગળ કંઈ કહે તેવામાજ એક સીવરામ ગાડી કમ્પાઉન્ડમા દાખલ થઈ અને તેમાથી જોનસનસાહેબ નીચે ઉતર્યા. કુસુમકાન્તે અને મિત્રમંડળે ઉભા થઈ તેમનો સત્કાર કર્યો. જોનસને સઘળાની સાથે હાથ મેળવી

શેતરંજી પર સ્થાન લીધું અને અન્નપૂર્ણાને માથે હાથ મૂકી તેને પ્રેમથી બોલાવી. કુસુમકાન્તે પૂછ્યું; "ભાઇ કાલના ક્યાં ખોવાઇ ગયા હતા?"

"પેલા મલ્લરાજની ખબર મળતાં તેની તપાસમાં રોકાયો હતો, પણ તે આ શહેરમાંથી જતો રહ્યો છે."

"વામનરાયને મળ્યા?"

"હા, પણ તેની પાસેથી વિશેષ કંઇ બાતમી મળી શકી નહિ."

"અત્યારે ક્યાં તરફથી આવો છો?"

"વિબુધરાયના બંગલેથી."

"ત્યાં કેમ ગયા હતા?"

"તમારા લગ્નને માટે દિવસ નક્કી કરવા."

"ક્યો દિવસ નિર્માણ કર્યો?"

"આવતો રવીવાર."

કુસુમકાન્ત મૌન રહ્યો. અન્નપૂર્ણાએ પૂછ્યું; "સાહેબ! મોટા ભાઇનો વરઘોડો ચઢાવશોને?"

"તારી શી ઇચ્છા છે બ્હેન?" જોનસને પૂછ્યું.

"મારી તો એવી મરજી છે કે ભાઇનો વરઘોડો ભભકાબંધ ચઢાવો." અન્નપૂર્ણાએ હસતાં-હસતાં કહ્યું.

"એમ કરીશું પછી કાંઇ?" જોનસને કહ્યું. આ પછી અન્ય વાતો ચર્ચાઇ લગ્નમાં કોને આમંત્રણ કરવાં તેની યાદી તૈયાર કરી. કેવી વ્યવસ્થા કરવી વગેરેનો નિશ્ચય કરી મિત્ર મંડળ ચ્હા-દૂધ પી રાત્રિના નવ વાગતાં વિખરાયું. અજવાળી રાત્રિ હતી. ચંદ્રદેવ પૃથ્વી પર્યટન કરી રહ્યા હતા. સૃષ્ટિએ શ્વેત અંબર ધારણ કર્યું હોય એમ ચંદ્રની ચંદ્રિકાથી જણાતું હતું. શાન્તિ સ્થળમાં સ્વદેશ સ્તોત્ર ગવાઇ રહ્યા હતા. કુસુમકાન્ત વિચારવશ વદને ખુલ્લા ચોગાનમાં પથ-

રાએલી ચ દ્રિકામા આમતેમ આટા મારી રહ્યો હતો. આ વખતે તેના હૃદયમા કુસુમાવતીના અને ભવિષ્યના વિચારો તરવરી રહ્યા હતા. લગ્નથી જોડાયા પછી બન્નેએ દેશસેવા કેવી રીતે કરવી તેનો નિર્ણય કરવા દેશભક્ત વિચારવશ બન્યો હતો. એવામાજ એક તારવાળાએ શાન્તિસ્થળના દરવાજામા પ્રવેશી કુસુમકાન્તનું નામ પોકાર્યું. બુલબુલખાન એટલામા ઉભો હતો તેણે સહિ કરી આપી તાર લીધો અને પછી કુસુમકાન્તની પાસે આવી તાર તેના હાથમા મૂક્યો કુસુમકાન્તે તાર વાચ્યો. તાર શશીકાન્તનો હતો. સવાગના મેલમા તે આવનાર છે એમ જણાવ્યુ હતું. કુસુમકાન્તને આન દ થયો. બુલબુલખાનને સવારમા ગાડી લઇ સ્ટેશને જવાનું સુચવ્યુ.

બુલબુલખાન બહુ સારૂ કહી ચાલતો થયો કુસુમકાન્તે પોતાના ઓરડામા આવી ઘણીવાર સુધી અન્નપૂર્ણાની સાથે વિવિધ વાતો કરી આન દ અનુભવ્યો. વાતોમા મધ્યરાત્રિ વીતી. અન્નપૂર્ણાની આખ્યો નિદ્રાથી ઘેરાઇ. કુસુમકાન્ત તેને ઉંઘવાનું સૂચવી પોતાના શયનસ્થાને આવી સુતો અને અનેક વિચારો-કાર્યોથી થાકેલો દેશ સેવક થોડીવારમા નિદ્રાવશ થઇ શાન્તિની સુખદ છાયામા પડયો.



## ૧૨

### લગ્ન.

ભલુ નીજ ભાગ્યનુ ભાણુ, પુરા પુરૂષાર્થીને મળતુ,
સુહૃદ રસ પૂર્ણ ભાવોથી, પ્રભુનું પુણ્ય ઉતરતું.



કુસુમકાન્ત, ગરિબ માબાપનો પુત્ર, પિતાના અવસાન બાદ તેના શ્રીમાન કાકા વામનરાયના આશ્રયે રહેલો; કાકી-કાકાના કટુ વેણુ

શાન્તિથી શ્રવણ કરતો; અને છેવટે કાકાના અસહ્ય વાક્ય બાણોથી કંટાળી ભયાનક કાળીરાત્રિએ કાકાનું ગૃહ ત્યાગી સ્મશાનક્ષેત્રમા-ગંગાના કિનારે હૃદય ઠાલવતો કુસુમકાન્ત, ઇશ્વર પ્રત્યેની અચળ શ્રદ્ધાથી અને નિરંતરના સત્કાર્યથી આજે ગરીબ-સામાન્ય-શ્રીમાન અને રાજ્ય કર્માચારીઓમા ગુણજ્ઞ-વિદ્વાન અને સંપૂર્ણ દેશપ્રેમી મનાતો હતો. આજે તેના લગ્નનો દિવસ હતો; પણ તેના શાન્તિસ્થળમા કોઇપણ પ્રકારની ધામધૂમ જણાતી નહોતી મુખ્યદ્વારે ફક્ત આસોપાલવનુ એક તોરણ બાધેલુ હતું. લગ્નમા ભાગ લેવાને તેના સ્નેહિ મિત્રો બહારગામથી આવ્યા હતા શશીકાન્ત પણ હાજર થઈ ગયો હતો મિત્રો અને સબંધીઓએ ધામધૂમ કરવાને અને દબદબા ભરેલો વરઘોડો ચઢાવવાને કુસુમકાન્તને ઘણુ એ સમજાવ્યો; પણ તેણે ધામધૂમ વગેરેને માટે પોતાની અનિચ્છા વ્યક્ત કરતા જણાવ્યુ કે, " જે દેશ ગુલામીમા જકડાએલો છે; જે દેશમા અન્ન વસ્ત્રના અભાવે અનેકાનેક દેશબંધુઓ મરણને શરણ થાય છે અને જે દેશના વતનીઓ દેશ દેશાન્તરમા હડધૂત બની હલકા મનાય છે; તે દેશના મનુષ્યોને-ગુલામોને ધામધૂમ-રંગરાગ માણવાનો લેશમાત્ર પણ અધીકાર નથી. " કુસુમકાન્તના આ શબ્દો સર્વથા સત્ય હતા. હિંદુસ્થાનની પ્રજાનું માન-સ્થાન આજે ક્યા છે ? દેશ-વિદેશમાં હિંદીઓની દુર્દશા થાય છે. ગરીબ-રાંક હિંદીઓની સ્થિતિ આજે ખરેખર દયાજનક છે. તેના હજારો બાળકો દરવર્ષે અકાળે મરણને શરણ થાય છે. અનાથોનો તો પારજ નથી. આવી બિચારી-દીન-દુઃખી પ્રજા પોતાનુ સ્વમાન શી રીતે સમજી શકે ? જ્યા ભૂખમરો સદાને માટે ઘર કરીને રહ્યો છે; જ્યા કેવળ નિર્જીવ સ્વાર્થને માટે અને ધર્મના તત્વને નહિ સમજતા ધર્મ પ્રત્યેની અંધશ્રદ્ધાના કારણે જ્યાં સર્વદા કુસંપની આગ સળગી રહી

છે; ત્યા ગુલામી સદાને માટે હોય તેમા શી નવાઇ? આવી ગુલામ પ્રજા કે જેનું સ્થાન ક્યાઈ પણ નથી, તેવી પ્રજામા ભલે વિદ્વાન-શ્રીમાન હોય પણ તે કેવળ પુતળા રૂપેજ સમજવા. સાચ્ચા હિંદીનું હૃદય આ દશા જોતા જ કકળી ઉઠે અરે તે ગુલામી દશામા જીવવા કરતા મરણને વધુ પસંદ કરે એક વખતનું સુખી-સમૃદ્ધ અને સ્વતંત્ર હિંદ આજે ભાગ્યના પરીબળે સ્વમાન વિહીન બન્યુ છે. તેના પ્રજાજને જ્યા-ત્યા ધિક્કારને પાત્ર થયા કરે છે. દુકાળ-મહામારી અને અન્ન-વસ્ત્ર વિહીન અનેક મનુષ્યો પ્રતિવર્ષે પરલોક પ્રયાણ કરે છે. પણ અફસોસ, આવી દયાજનક દુર્દશા હોવા છતા ભારતપુત્રોની આખ્યો ઉઘડતી નથી. ભારતીય જનો વિપરીત ભાવીના યોગે પરતંત્ર દશામા જ આનંદ અનુભવી રહ્યા છે. પોતાને સ્વાર્થ પરીપૂર્ણ થયો કે સંતોષ માનવામાં જ મઝા માની રહ્યા છે. આનુ પરિણામ જતે દિવસે વિપરીત આવશે એ દરેક હિંદીએ ધ્યાનમા રાખવુ જોઇએ અન્ય દેશના ઇતીહાસ તપાસો. વર્ષો સુધી પછાત પડેલા જાપાનીઓ પણ આજે સુધારાના શિખરે ચઢ્યા છે. અગ્રેજો પણ આજે આખી પૃથ્વીમા તેમનું સ્વમાન સાચવી રહ્યા છે. ત્યારે આપણા ભારતીયજનો સ્વમાન તે શુ વસ્તુ છે તે પણ સમજી શકતા નથી. હિંદીઓ ! સ્વમાન વિના જીવવુ નકામુ છે. જેને સ્વમાનનું ભાન નથી, તેને પૃથ્વીમા અન્ય કોઇ પણ સ્થળે સ્થાન નથી માટે જાગૃત થાવ અને સ્વમાનનુ યથાર્થ તત્વ સમજો.

મિથ્યાભિમાન-દંભ-સ્વાર્થ અને કુસંપને સદાને માટે દરીયામા ડૂબાવી દયો. તમારી ભારતમાતા આક્રંદ કરી રહી છે, તમારા દુ:ખી બાધવો અન્નવસ્ત્ર વિના તરફડે છે, તે સઘળા દુ:ખ દૂર કરવા; તમારી ભારતમાતાનું કલ્યાણ કરવા કટીબદ્ધ થાવ તમારે આજે

ફક્ત એકજ વિચાર કરવાનો છે; અને તે તમારા સ્વમાનનો જ છે.

જગતના જડ પદાર્થો; પૃથ્વી પરનાં સ્વતંત્ર મનુષ્યો, દેવ-અને છૂપા તત્વો પણ તમને એજ સૂચવી રહ્યા છે કે હે હિંદીઓ તમે સ્વમાન વિહિન જીવન વ્યતિત કરવા કરતા મૃત્યુ પામી પૃથ્વી પરથી ઓછા થાવ. પરમાત્મા ભારતીય જનોમા સ્વમાન પ્રેરો અને અમારી દુઃખી ભારતમાતાનો ઉદ્ધાર કરો. કુસુમકાન્તને જોનસન સાહેબે ઘણુંએ સમજાવ્યો; પણ એ દેશભક્તે એવી ખૂબીથી અને સભ્યતાથી જોનસન સાહેબના મનનું સમાધાન કર્યું કે જેથી જોનસને પણ તેના નિશ્ચયને વખાણ્યો. લગ્નનુ મૂહુર્ત રાત્રિના પ્રથમ પ્રહરે હતું સગા-સ્નેહિયોને આમંત્રણ પત્ર મોકલ્યા હતા. વામનરાયને કુસુમકાન્ત પોતે જઇને કહી આવ્યો હતો. ઇંદિરા પ્રાતઃકાળ થતાજ ભાઇની પાસે આવી હતી. ઈંદિરા શશીકાન્તને મળી. બન્નેએ ઘણીવાર સુધી એકાન્તમા બેસી વાતો કરી હૃદય ઠાલવ્યા. સર્વના આનંદનો આજે પાર ન્હોતો. અન્નપૂર્ણાને ચૈતન્ય યાદ આવ્યો. બાલીકાનું હૃદય ભરાઇ આવ્યુ. તેણે ચૈતન્યના કુશળને અર્થે પ્રભુની પ્રાર્થના કરી સાંજ પડતા કુસુમકાન્ત અને તેના ખાસ મિત્રો ગાડીમા ગોઠવાઇ વિષ્ણુધરાયના બંગલે ગયા અન્નપૂર્ણા-ઇંદિરા અને અન્યજનોની ગાડીઓ પણ તેની પાછળ ચાલી. સઘળુ મંડળ વિષ્ણુધરાયના બંગલે આવી પહોચ્યુ વિષ્ણુધરાયે અતી આનંદથી સર્વનો સત્કાર કર્યો. બંગલાના ચોગાનમા મોટો મંડપ ઉભો કરવામા આવ્યો હતો. મંડપની શોભા મનહર હતી. સ્થળે સ્થળે રંગ બેરંગી ધ્વજા-પતાકાઓ પવનમા ફરકી રહી હતી. આસોપાલવના તોરણો સ્થળે સ્થળે દ્રષ્ટિગોચર થતા હતાં. રંગ બેરંગી દીપકો ઝગમગી રહ્યા હતા. આશિષ વચનોના લેખ

ઘણા સ્થળે નજરે પડતા હતા. દુકાનમા મડપની શોભા અવર્ણનીય હતી મડપમા ગાદી તકીયા પાથરેલા હતા. જે જે જનોને આમત્રણ હતા; તે જને સમય થતા મંડપમા આવી બિરાજતા હતા ઘણા ગૃહસ્થે ઉપરાત અમલદારો-યુરોપિયનો-મુસલમાનો-ખ્રિસ્તીઓ પણ આ દેશભકતના સુભાગલીક લગ્નનો પ્રસંગ અવલોકવાને આનદથી આવ્યા હતા. આમા આશ્ચર્ય જેવુ તો એ હતું કે દરેકજને અને અમલદારો પણ શુદ્ધ સ્વદેશી વસ્ત્રો પરીધાન કરીને પધાર્યા હતા. મિથ્યાભિમાની રત્નદેથી વામનરાય સ્વદેશી વસ્ત્રો પહેરવા પડે તેથી દર્દનુ બ્હાનુ કાઢી આવ્યો નહોતો લગ્ન પ્રસંગના આનદમા ભાગ લેવાને આવેલા સજ્જનો વામનરાયના નહિ આવવાથી વિવિધ વાતો સાથે તર્ક-વિતર્ક કરતા. છેવટે વિબુધરાય અને શશીકાન્ત તેને મનાવવા ગયા; પણ તે પાષાણ પ્રતિમાનું આગમન થયુ નહિ. બિચારી ઇંદિરાનું હૃદય ઘણુએ બળ્યુ, પણ તે શુ કરે ? કુસુમકાન્તને પણ ઘણું ખોટુ લાગ્યુ પ્રભુની ઇચ્છા માની તેણે મન વાળ્યુ. લગ્ન સમય થયો. મોટા મડપની સમિપમા જ લગ્નક્રિયાને માટે એક નાનકડો મડપ ઉભો કરવામા આવ્યો હતો કે જ્યાથી મોટા મડપમા બેઠેલા મનુષ્યો પણ લગ્નવિધી અવલોકી શકે. લગ્નક્રિયા કરાવનાર બ્રાહ્મણ વિદ્વાન હતો. આજકાલના બ્રહ્મદેવો કે જેઓ કેવળ દભ અને ડોળ રાખનારા, અશુદ્ધ શ્લોકો ઉચ્ચારી દસ મીનીટમા દસ લગ્ન કરાવી કેવળ પૈસા પ્રાપ્ત કરવાની સ્વાર્થી-પાપમયી ભાવનાવાળા વેદીયા ઢોર જેવા, આ બ્રહ્મદેવતા ન્હોતા. પણ પોતે વેદશાસ્ત્ર સંપન્ન-બ્રાહ્મણ ધર્મનું યથાર્થ પાલન કરનાર અને લગ્નનુ પરીપૂર્ણ રહસ્ય સમજનારા સત્વગુણી હતા. આજે આવા બ્રાહ્મણોની બહુધા ખોટજ છે. તેમજ લગ્નની મહત્તા સમજનારા પણ આજે નથી.

બાળલગ્ન–વૃદ્ધલગ્ન કન્યાવિક્રય વગેરેના કારણે લગ્નની ઉચ્ચ ભાવના આજે કોણ સમજી શકે છે? અભણ–ભીક્ષુક અને કેવળ પૈસાનીજ પ્રાપ્તિ ઇચ્છનારા વિપ્રો પણ લગ્નની ભાવના ક્યા સમજી શકે છે? શુક પંડિતની માફક ઉચ્ચારેલા શ્લોકનું જ્ઞાન પણ તેમને હોતું નથી. હસ્તમેળાપ કરી ચોરીમા ચાર આંટા ફર્યાં એટલે લગ્ન થઇ ચૂક્યા એવું સમજનારાઓના કારણે જ આજે સંસારની અવદશા થઇ રહી છે. બાળલગ્નના કારણે પ્રજા નિર્બળ–હતવિર્ય બની છે. વૃદ્ધ વિવાહના કારણે વિધવાઓ વધી છે અને પતિ–પત્નિની ફરજ સમજ્યા વિના થએલા લગ્નના કારણે સંસાર ક્લેશમય બન્યો છે. આજે લગ્નનું રહસ્ય વિષય વાસનામા જ પરીણમે છે અને તેથી જ ભારતની ભવ્યતા આજે નિસ્તેજ જણાય છે. ભગવંત! અમારા પુણ્યમય દેશમા આ શું? આજે આ બધો શો ઉત્પાત? આ ક્લેશ શા? આ પાપ શા? આજે રામ–કૃષ્ણ–પ્રતાપ સમા પ્રજાપાલક વીર યોદ્ધાઓ ક્યાં છે? સીતા–સાવીત્રી સમી સન્નારીઓ ક્યા છે? વિભુ! દયા કરો–દયા કરો અને આ પુનિત ભારતના પ્રજાજનોમા સદ્‌જ્ઞાન પ્રકટાવી ભારતની ભવ્યતા વધારો. લગ્નના શુભ સમયની શરૂઆત થતાજ બ્રાહ્મણે લગ્ન કાર્ય શરૂ કર્યું. વર–વધુ મંડપમા બિરાજ્યા ગોર દેવતાએ અન્ય ક્રિયાઓ કરાવી વર વધુને પોતપોતાની ફરજો સમજાવી જાણીતા કર્યા. પોતપોતાની ફરજ યથાર્થ સમજતા હોવા છતા પૂર્ણ ધ્યાનથી–વિનયથી બ્રહ્મદેવના વચનો શ્રવણ કરી દંપતિએ શિર નમાવ્યા અંતે ઘણી વારે લગ્ન કાર્ય પૂર્ણ થયું. અન્ય વિપ્રોએ આશિષ વચનો ઉચ્ચાર્યાં મિત્રો અને સ્નેહિયોએ ભેટો સમર્પી. વરવધુ બ્રાહ્મણ અને વડિલ જનોને પગે પડયા. આ પછી મોટા મંડપમા આવી પુનઃ ગોરદેવતાને પ્રણમી

ત્યા બેઠા. પુરોહિતે બન્નેના માથે હાથ મુકી કહેવા માંડ્યુ, "કુસુમકાન્ત અને કુસુમાવતી ! તમે બન્ને સમજુ અને શાણા છો. ધર્મને બરાબર સમજનારા છો. આજે તમે બન્ને જણે આ સ્થળે આપણને ઉત્પન્ન કરનાર પરમાત્માની સમક્ષ તથા તેની સાક્ષીએ મહાન પ્રતિજ્ઞાએ કરી છે તે પવિત્ર પ્રતિજ્ઞાવડે તમારા ઉભયના હૃદય વજ્રલેપ સમાન જોડાયા છે અર્થાત્ તમારા આત્માની ઐક્યતા થઇ ચૂકી છે તમો આજથી લગ્નરૂપી સાકળથી સકળાયા છો. હવે તમારી ફરજ વધે છે. તમે નવીન સસારના પ્રવાશી બન્યા છો આજ સુધી તો તમે પોતપોતાની ઇચ્છાનુસાર વર્તતા હતા; પણ હવે તમે એકને બદલે બે બન્યા છો તમે સસારરૂપી સીડીના પ્રથમ પગથીઆ ઉપર પગ મૂકયો છે. બાળકો ! આ સસારને સમુદ્ર કહ્યો છે. જગતના માર્ગ ઘણા જ દુર્ગમ્ય છે માટે તમે પૂર્ણ સભાળથી આગળ વધજો. સસારમા સુખ–દુઃખના વાવાઝોડા–મોહજાળ સાથે વિઘ્ન અને વિપત્તિઓના દર્શન પળે પળે થશે; પણ તેથી ડરશો નહિ. જગતની ક્ષણીક લાલસાઓ–મોહજાળોમા ફસાશો નહિ અને શ્રી અંતરયામી ભગવાનને એક પળવારને માટે પણ વિસારશો નહિ. તમે પ્રભુ પર સંપૂર્ણ શ્રદ્ધા રાખજો. તમે સુખ–દુઃખના કર્તા તેનેજ માનજો. જગતનો ભાર તેના પરજ નાખી તમે ફક્ત સાક્ષી રૂપેજ સસારમા વિચરશો. તમે બન્ને એક બીજાના સુખ–દુઃખના ભાગી થયા છો. તમે પરસ્પરની ચઢતી કળા કરવામા અને સુખની વૃદ્ધિ કરવામા નિરતર પ્રયત્ન કરતા રહેજો. વ્હાલા બાળકો ! જે જે કંઇ ધર્મકાર્ય છે, તે ઇશ્વરને પ્રિય છે એમ સમજી તેની સિદ્ધીને તમો પામો તમે જે જે કર્મ કરો તે સઘળા શ્રી પ્રભુને સમર્પણ કરજો આમ કરવાથી શ્રીનારાયણ તમારૂં કલ્યાણ કરશે, તમારા શોક

રોગ-ભય-વ્યાધી વિપત્તિ વગેરેને વિદારી તમારો ઉદ્ધાર કરશે. કુસુમકાન્ત ! તમે વિદ્વાન છો, લગ્નનું યથાર્થ રહસ્ય સમજો છો છતા એક કુળગુરૂ તરીકે હું તમને બે શબ્દો સંભળાવુ તે તમારા હૃદયપટમાં બરાબર કોતરી રાખજો. આ કુસુમાવતી આજથી તમારી ધર્મપત્નિ થઇ છે, તેનું તમારે કલ્યાણ કરવુ ઇશ્વરે તમારા ઉપર મોટો બોજો નાખ્યો છે. તમારે ઇંદ્રિયજીત અને સત્કર્મશીળ થવુ અને જીવનની સર્વ અવસ્થાઓમા શાન્ત થઈ વર્તવુ તથા રહેવુ જેવી રીતે તમે તમારા પોતાના આત્માનું રક્ષણ કરવામા અને ચઢતી કળા કરવાના પ્રયત્ન કરો છો, તેજ પ્રમાણે તમે તમારી પત્નિના આત્માની પણ પવિત્ર ધર્મમા ઉન્નતિ કરવાનું ખાસ સ્મરણમા રાખજો અને તેમ કરવામા પ્રયત્નશિલ બનજો. તમે જેવો તેને ઉપદેશ કરો, તેજ પ્રમાણે તમે પોતે ચાલીને; તે તેવા નિયમમા પ્રવૃત્ત રહે તેમ કરજ્યો. આજથી આ પવિત્ર બાળા તમારા દરેક કાર્યની મદદગાર અને સત્યમાર્ગમા, ધર્મકાર્યમા; કલ્યાણમાર્ગમા તે તમારી સોબતી થાય છે એ ખાસ સ્મરણમાં રાખજો " આટલુ કુસુમકાન્તને કહી પુરોહિતે કુસુમાવતિને કહેવા માડયુ; " બ્હેન કુસુમ ! આ પવિત્ર યુવક આજથી તારા પતિ થયા છે મન વચન અને કર્મથી તેમની સેવા કરવી એજ તારો પરમ પવિત્ર ધર્મ છે. તારે તેના દરેક કાર્યમા મદદગાર થવાનું છે. તારે એકજ નિષ્ઠાથી તેની ભક્તી કરવી તારા હિતને અર્થે તે તને જે જે આજ્ઞાઓ કરે તે દરેક આજ્ઞાઓનુ પાલન તારે વગર વિલંબે કરવુ બ્હેન ! આ પુરૂષજ તારો પરમેશ્વર-પતિ અને સર્વસ્વ છે. તેની સેવા એજ પ્રભુની સેવા છે. સતીની ગતી પતિની સેવામા છે. તુ સદા સર્વદા પવિત્ર રહી જગતની સેવા કરજે. જનસેવા એજ સાક્ષાત શ્રી

હરીની સેવા છે એમ સમજી જગતના દુઃખી દારિદ્રય જનોને સુખી કરવાના પ્રયત્ન કરજો. પરમાત્મા તમારૂં કલ્યાણ કરો. સુખી થાવ. કલ્યાણ કલ્યાણ." પુરોહિતે હાથ ઉંચા કરી આશિષ આપી. વર-વધુએ બે હાથ જોડી ગુરૂદેવની આશિષ અંગીકાર કરી. અન્ય સજ્જનોએ પણ સારા વિવેચન કરી વરકન્યાને મુબારકબાદી આપી. જોનસનના આનંદનો પાર નહોતો. તેણે પણ દંપતિનું કુશળ ઇચ્છયુ સર્વના આશિષ વચનો કુસુમકાન્ત અને કુસુમાવતી હસ્તાવદને અંગિકાર કરતા હતા. અન્નપૂર્ણાએ બન્નેના કંઠમા સુવાસિત કુસુમ માળાઓ પહેરાવી. છેવટે કુસુમકાન્તે ઉભા થઇ વિનયશિલ વદને કહેવા માંડયું; "વડિલો-બંધુઓ અને મિત્રો! આજના આ શુભ પ્રસંગે આપ સર્વેએ અત્રે પધારી લગ્ન મંડપ શોભાવ્યો છે તેને માટે હું આપ સર્વનો ઉપકાર માનું છુ આપ સર્વનો અમારી પ્રતિ અપૂર્વ પ્રેમ છે. અત્રે પધારેલા સજ્જનો શ્રીમાન અને વિદ્વાન છે. લગ્નનું રહસ્ય યથાર્થ સમજનારા છે. પણ જ્યારે અમારા લગ્ન કાર્યની સમાપ્તિ સમયે સંસ્કૃત ભાષામા અમોએ ઇશ્વરની પ્રાર્થના કરી ત્યારે કેટલાક બંધુઓ સાનંદાશ્ચર્યથી અમારી તરફ જોઇ રહ્યા હતા, અને હું અનુમાનથી એમ ધારૂં છુ કે તેઓ અમે શું બોલીએ છીએ તે સમજવાને ઘણા આતુર જણાતા હતા એ તેમની જીજ્ઞાસા પૂર્ણ કરવાને માટે હું તેમને ટુકામા સમજાવુ છુ. જે એક અને વર્ણહિન છતા સૃષ્ટિના પ્રયોજન અર્થે પોતાની શક્તિના યોગથી નાના પ્રકારની વસ્તુઓનું નિર્માણ કરે છે અને જે સમસ્ત બ્રહ્માંડમા આદિથી તે અંત સુધી વ્યાપીને રહેલો છે, તે તેજસ્વિ પરમાત્મા અમને શુભ બુદ્ધિ સમર્પો. સત્યમેવ જયતે. અસત્યનો પરાજય જ છે. સત્ય પ્રભુ પાસે જવાનો માર્ગ તૈયાર કરે છે. તે માર્ગે

ઋષી મૂનીયો ગયા છે અને તેઓના સર્વે મનોરથ સિદ્ધ થયા છે; અને છેવટે સત્યનું જે પરમસ્થાન છે ત્યા તેઓ પહોંચ્યા છે. માટે સઘળાએ એજ પ્રભુનું હમેશા સ્મરણ કરવુ અને સત્ય માર્ગે ચાલવુ. સત્યના આશ્રયથી મનુષ્ય ભય રહીત બની જગતમા સારા કર્મો કરી શકે છે. આ મારા અનુભવની વાત છે. હું જે જે કંઇ કાર્ય કરૂ છુ તે સઘળા સત્યના પ્રભાવે જ કરી શકુ છુ. આપણા સંસારમા ઘણો સડો છે, અઘટિત બંધનો છે; લગ્નના રહસ્યનું જ્ઞાન ઘણુંજ ઓછુ છે. આપણે આપણા સંસારમાથી આ અજ્ઞાન દૂર કરવાની ખાસ આવશ્યતા છે. જ્યારે સડો જડમૂળથી જશે ત્યારે જ સંસાર સ્વર્ગ સમાન બનશે. જ્યા સુધી આપણામા અયોગ્ય જ્ઞાતિબંધન છે, જ્યા સુધી આપણે આપણા શાસ્ત્ર અને ધર્મના મર્મ સમજી તે મુજબ ચાલવાને શક્તિવાન થયા નથી; જ્યા સુધી આપણામા ઐક્યનો આવિર્ભાવ થયો નથી, જ્યાસુધી આપણે આપણી સંસારી સ્થિતિ સુધારી નથી; જ્યા સુધી આપણે આપણા શાસ્ત્રમા લખેલી જ્ઞાનકર્મ અને ગુણવડે પાડેલી ચાર મહાજ્ઞાતિઓ જ રાખી નથી, ત્યા સુધી આપણે આપણુ ભલુ તો શુ પણ જીવનનું સાર્થક પણ કરી શકવાના નથી. આપણે આપણી નજરે હજારો અને લાખ્ખો દાખલા શુ નથી જોયા કે શ્રીમાનની ભણેલી ગણેલી અને સુકુમાર કુમારિકાઓ કહેવાતા કુળના અભિમાન અને જ્ઞાતિબંધનના જુલ્મી કાયદાથી એક કંગાલ માણસને કોટે બંધાઇ અસહ્ય સંકટો સહન કરે છે ? પરીણામે તે બન્નેમાથી એક પણ સુખી થઇ શકતા નથી. વળી શ્રીમાન–વિદ્વાનના ઘરમા અજ્ઞાન કુમારીકા આવી બિચારા ભણેલાનો ભવ બાળે છે આવી જ્ઞાતિબંધનની રીત કશા કામની નથી. તેને આપણા ધર્મ સાથે પણ કંઇ

લાગતું વળગતુ નથી. આવુ આડું-અવળું અને જુઠું સમજાવનારા કેવળ સ્વાર્થી અને આપણુ નિકંદન કાઢનારા છે. માટે આપણે હવે તેઓના કહેવા મુજબ ગાડરીઆ પ્રવાહની માફક ચાલવુ જોઈએ નહિ આપણે આપણી અંધશ્રદ્ધાને ત્યાગી કેવળ સત્યનુંજ અવલંબન કરવાનું છે. આમ કરવાથી જ આપણે આપણા સંસારની સ્થિતિ સુધારી શકીશુ અને અનેક દંપતિના આશિર્વાદ મેળવી શકીશું. આપણા દેશમા અસલથી જે ચાર જ્ઞાતિઓ છે, તેજ જ્ઞાતિઓ રાખવાની જરૂર છે. આથી સરખેસરખા લગ્ન થશે અને વરવધુ સુખી થશે તેમના ઘરમા કદીપણ ક્લેશકકાશ થશે નહિ. એક બીજામાં સ્નેહ અને સમાગમ વધશે. એક બીજાની શરમ પડશે અને આપણ દેશની ઉન્નતિ જેમ બને એમ જલ્દી થશે. તમારે ત્યા તમારા જેવાજ શોભિતા અને ગુણીયલ ગૃહસ્થો પધારશે તમો તેમની સાથે શોભશો અને તેમને શોભાવશો. સ્ત્રી પુરૂષો એક બીજા સાથે હળીમળીને ચાલશે, ઐક્યતા વધશે અને પરિણામે તેમની પ્રજા બળવાન બની સર્વ વાતે સુખી થશે સજ્જનો! મારે હવે વિશેષ કંઈ કહેવાનું નથી. આ પ્રસગે ઉચિત લાગતું મે જે કઇ કહ્યું છે તેમા કદાચ ભૂલચૂક જણાયતો તેને ક્ષમ્ય દ્રષ્ટિએ જોવાની કૃપા કરશો આ શુભપ્રસંગે મારા સરકારી અમલદાર મિત્રોએ--મુસલમાન અને યુરોપીઅન બંધુઓએ પધારી મંડપની શોભામા વૃદ્ધિ કરી,છે; તેને માટે હું પુન. સઘળા ભાઇઓનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છુ અને છેવટમા અમારૂં લગ્ન કરાવનારા અમારા પુરોહિતજીને પણ પ્રણમુ છુ, કે જેમણે અમને સ્તુત્ય અને અતિ ઉપયોગી ઉપદેશ કર્યો છે. તેમના એ ઉપદેશને અમે અમારા હૃદયપટપર સદાને માટે કોતરી રાખીશુ. પરમકૃપાળુ પરમાત્મા આપ સર્વનુ શુભ કરો." આટલુ બોલી કુસુમ-

કાન્ત સ્વસ્થાને બેઠો. આ પછી પાન ગુલાબ લઇ સર્વ સજ્જનો વિદાય થયા. પ્રાતઃકાળ થતાં કુસુમકાન્ત અને કુસુમાવતી શાન્તિ સ્થળમા આવ્યા. આનંદ અવર્ણ્નીય હતો. દંપતિ સુશોભિત દિવાનખાનામાં બેસી વાર્તાવિનોદ કરવા લાગ્યા. એવામા બુલબુલખાન હસતો હસતો ત્યા આવ્યો અને એક બંધ કાગળનું કવર કુસુમકાન્તના હાથમા મૂકયુ. કુસુમકાન્તે કવર ઉધાડી અંદરથી પત્ર કાઢયો. પત્રમા આશિષ વચન હતા. શ્રી રામાનંદના હસ્તાક્ષરો ઓળખી કુસુમકાન્તે તે આશિષ પત્ર પત્નિના હાથમા મૂકયો આ અરસામાજ અન્નપૂર્ણાએ ત્યા આવી કહ્યુ "મોટાબ્હેન ! સ્વામીજીના આશિષ વચનો સભળાવોને ?"

"લે, તું વાચ." કહી કુસુમાવતીએ પત્ર અન્નપૂર્ણાને આપ્યો. અન્નપૂર્ણાએ મોટા અવાજે વાચવાનું શરૂ કર્યુ. "નવીન દંપતિ !

સંસારના આ રાજ્યમા, દિર્ઘાયુ થાઓ દંપતિ,
પ્રસરાવી ધારા પ્રેમની, રચો સુકિર્તીને અતિ.
વિજયી થઇ અવની વિશે, ધારો સુનિતિની ગતી,
મમ મનતણી એ આશ છે, થાઓ તમે સુખી અતી.

રામાનંદ.

છેલ્લા વાક્યની સાથેજ બુલબુલખાને બન્નેનીપર પુષ્પ વૃષ્ટિ કરી. કુસુમકાન્ત અને કુસુમાવતીએ શીર ઝુકાવી ગુરૂની આશિષ અંગીકાર કરી. શાન્તિ સ્થળમા આનંદ ગાન ગવાયા. કુસુમકાન્તે પોતાને મળેલી ભેટો જન સેવાર્થે આપી દીધી. સઘળા મન સાથે આ દેશભક્તની પ્રશંસા કરવા લાગ્યા

## ૧૨.

### અશાન્ત હૃદય.

મહા ગૌર ગ્રીવાપર અલક કાળા ધરિ છુટા,
ધરી ધોળા વસ્ત્રો કટિપર દઈ હસ્ત કુમળા
રહે મ્હારા સામી ઉભિ મધુર મુખે હસી જરા,
વિલોકુ હું ત્હારૂં મુખ મુદ ધરિને પ્રિય કરા.

અહા! તે વખતે મને કેટલો આનદ થતો? પ્રિય ઇંદિરાના વદન કમળને નિહાળતા મારા હૃદયમા અમૃત પ્રવાહ રેલાતો તેની મીઠી–મોહક વાતો સાભળતા હુ જાણે સ્વર્ગમા હોઉં એમ થતું પણ મારો તે સઘળો આનદ–સુખ–આશા આજે આ રાત્રિની મરણ સમાન શાન્તિમાં અદશ્ય થઇ ગએલ છે. ઇંદિરા! દેવી! મારા સુખની આશા! હું તારા દર્શન હવે ક્યારે કરી આ આતુર આખ્યોને તૃપ્ત કરીશ? તારા મધુરા શબ્દો હવે ફરીથી ક્યારે અને ક્યા શ્રવણ કરીશ?"

રાત્રિના દ્વિતીય પ્રહરે શાન્તિ સ્થળના નદિ વિભાગ તરફના એકાન્ત સ્થળે એક પત્થરની બેઠક પર બેઠેલો શશિકાન્ત ચિતાતુર વદને ઉપરોક્ત ઉદગાર કાઢી રહ્યો હતો. અજવાળી રાત્રિ હતી. નિશાનાથ પૃથ્વી પર્યટન કરી રહ્યા હતા. સૃષ્ટિ શ્વેત બની હતી. સમય શાન્ત અને સુરમ્ય જણાતો હતો કુસુમકાન્ત અને કુસુમાવતી આજે અહિં નહોતા. તેઓ વિષ્ણુધરાયને બગલે હતા. તેમના લગ્ન થયાને અઠવાડીયુ વીતી ચૂક્યું હતું

શાન્તિ સ્થળના તમામ જનો નિદ્રાને ખોળે પડયાં હતા. શશીકાન્ત ઇંદિરાના વિચારે વ્યાકુળ બની આ શાન્ત રાત્રિએ વિશાળ ચોગાનમા એકલો બેસી રહ્યો હતો. કુસુમકાન્તના લગ્ન સમયે આ-

રેલી ઇંદિરા શશીકાન્તને મળી. બન્નેએ પોતપોતાના હૃદયની વાતો કરી હૃદય હલકાં કર્યા. ઇંદિરાએ પિતા-માતા તરફથી થતો અન્યાય-ત્રાસ વગેરેની કષ્ટ કથા શશીકાન્તને કરૂણ શબ્દોમા વિદિત કરી. આથી શશીકાન્તનુ હૃદય દુભાયુ. તેણે ઇંદિરાને આશ્વાસન આપ્યુ. બન્નેએ ઘણી ઘણી વાતો કરી. ત્રણ દિવસ સૂધી ઇંદિરા શાન્તિ સ્થળમા રહી.

શશીકાન્તે તેને કેટલીક સૂચનાઓ કરી. બાદ ચોથે દિવસે ભાઇને અને શશીકાન્તને મળી ઇંદિરા પિતૃગૃહે જવાને તત્પર થઇ. કુસુમ-કાન્તે લગ્નની યાદમા તેને એક મૂલ્યવાન મોતીમાળા આપી. વામનરાયની અનિચ્છા છતા ઇંદિરા આવેશી હોવાથી રખેને તેનો પિતા તેને કંઇ કહે આ હેતુથી અને વામનરાયને જતા પહેલાં મળવાની ઇચ્છાથી શશીકાન્ત ઇંદિરાની સાથે વામનરાયના બંગલે આવ્યો. આ બન્નેને જોતાજ વામનરાયે મુખ બગાડ્યું. શેઠાણી પાસેજ બેઠા હતા. ઇંદિરાને જોતાજ તે વાઘણની માફક ઉછળી પડયા અને ઇંદિરાને લગ્નમા જવાને માટે અનેક અપશબ્દો સભળાવ્યા. ઇંદિરા એક અક્ષરે બોલી નહિ. તે ચિત્રવત્ ઉભી થઇ રહી તેની આંખ્યોમાથી અશ્રુધારા વહેવા લાગી. આથી તેની અપરમાતા વધુ ઉકળી શેઠાણી અજ્ઞાન હતી તેને એટલુ પણ ભાન ન રહ્યુ કે શશીકાન્તની હાજરીમા આમ બોલાય કે નહિ. વામનરાય ડોળા ધુરકાવતો પુત્રીની સામે જોઇ રહ્યો. જેને વામનરાય પ્રથમ અપાર સ્નેહથી બોલાવતો; તે શશી-કાન્તને શુદ્ધ સ્વદેશી પોશાકમા નિહાળી વામનરાયના હૃદયમા તેના પ્રત્યે દ્વેષ પ્રકટ્યો. તેણે શશીકાન્તને જોઇ એક પણ સત્કારનો શબ્દ મુખેથી ઉચ્ચાર્યો નહિ. શશીકાન્ત ઉભોજ રહ્યો. તેને

ઘણું લાગી આવ્યું. તેણે શાન્તિ ધારણ કરી સર્વ રંગ અવલોક્યા કર્યો, પણ છેવટે તેનાથી રહેવાયુ નહિ. તેણે યોગ્ય શબ્દોમા શેઠાણીને શાન્ત કરવાનો પ્રયત્ન આરંભ્યો; પણ શેઠાણી શાન્ત થવાને બદલે તેની ઉપરજ ઉતરી પડયા. છેવટે વામનરાય પણ ઈંદિરા અને શશીકાન્ત પર ઉકળ્યો. સ્વદેશી વસ્ત્રો પહેરીને આવવાથી વામનરાયે અનેક વ્યંગ વચનો શશીકાન્તને સભળાવ્યા. શશીકાન્તે ધિરજથી અપમાનના ઘુટડા ગળી વામનરાયને સમજાવવાનો સત્ય કહેવાનો ઘણોએ પ્રયત્ન કર્યો; પણ તેનુ સાભળે જ કોણુ? શેઠ શેઠાણીના મોટા અવાજથી નોકર-ચાકરો ઉપર દોડી આવ્યા અને મોટાના ઘરમા ભજવાતી ભવાઇ નિહાળી રહ્યા. છેવટે શશીકાન્તે ત્યાથી ચાલ્યા જવાનું ઉચિત માન્યુ. તેણે ઇંદિરાને શાન્તિ સુચક શબ્દો સભળાવી તરત ત્યાથી ચાલવા માડયુ અને જતા-જતા રોષમય દ્રષ્ટે વામનરાય તરફ જોયુ. વામનરાયને તેની દૃષ્ટિ ભયસુચક જણાઇ. ભવિષ્યમા જાણે વિપત્તિ આવી પડવાની ન હોય એમ તેના મનમા થયુ. શશીકાન્ત શાન્તિ સ્થળમા આવ્યો. તેણે કુસુમકાન્તને તમામ ઘટના વિદિત કરી કુસુમકાન્ત બિચારો શુ કરે? તેણે શશીકાન્તના હૃદયનું યોગ્ય શબ્દોથી સમાધાન કર્યું આ બીનાને બને દિવસો વિત્યા હતા. શશીકાન્તને મુબઇ જવુ હતું, પણ એકવાર ઇંદિરાને મળીને જવુ એવો તેણે નિશ્ચય કર્યો હતો તેણે તપાસ કરાવી તો ખબર મળી કે ઇંદિરાને બહાર નીકળવાની સખ્ત મનાઈ થઇ છે વામનરાય અને તેની કર્કશા પત્નિ તે ગરીબ બાળાને નિરતર સતાપી રહ્યા છે. આવા સમાચારથી શશીકાન્તનુ હૃદય ચિરાયુ. ઇંદિરાને શી રીતે સુખી કરવી? તેને કેવી રીતે મળવુ વિગેરે વિચારોની પરપરા વધવા લાગી.

રાત્રિ વિતતા શાન્તિ પથરાઈ રહી. જગતનો કોલાહલ શાન્ત પડયો; પણ શશીકાન્તના હૃદયનો શોક શાન્ત થવાને બદલે વધવા લાગ્યો. પરીણામે તે ખુલ્લા ચોગાનમા; ચદ્રની શિતળ શ્વેત ચાદનીમા એક એકાન્ત સ્થળે પત્થરની બેઠકપર બેસી હૃદયોદ્દગાર બહાર કાઢવા લાગ્યો. " ઇંદિરા ! પવિત્ર બાળા ! તારી દશા ખરેખર શોચનીય છે. તારા માતા પિતા પિશાચ સ્વરૂપ છે તું દુ:ખી છે તારી દશા કંટકમા ગુલાબ સમાન છે. દેવી ! આ સંસારમા દુ:ખમય દશા ભોગવતી મારી ભાગ્યલક્ષ્મી ! હું તને સુખી કેવી રીતે કરી શકુ ? તારા તરફથી બોલતા મારૂ સખ્ત અપમાન થયુ છે. વામનરાયે મને ત્યા આવવાની સ્પષ્ટ ના પાડી છે. તે પિશાચે આપણા પવિત્ર પ્રેમમા વિષ રેડયુ છે. ઇંદિરા—દેવી ! કહે હુ શુ કરૂ ? તારી દુર્દશાનો પાર નથી. મારા આતરીક સતાપનો પણ સુમાર નથી. શુ આપણે હવે નહિ મળીએ ? શુ આપણી આશાઓ ધૂળમા મળશે ? શુ તુ મારી મટી બીજાની થઇશ ? વામનરાય ! નિષ્ઠુર હૃદયનો વામનરાય તેને બળાત્કારે પરણાવશે, તે વખતે ઇંદિરા શુ કરશે ? મને તો પરીણામ ભયકર ભાસે છે. અરેરે ! અમારા પ્રેમની આ શી દશા ? " શોકથી સતપ્ત થતા શશીકાન્ત આવી રીતે દુઃખોદ્દગાર કાઢી રહ્યો હતો. રાત્રિ શાન્ત હતી; પણ શશીકાન્તના હૃદયમા અશાન્તિના પૂર વહેતા હતા. ચદ્ર કિરણોમાથી શીતળતા વરસતી હતી; ત્યારે આ પ્રેમી યુવાનના અંતરમા આગ સળગતી હતી. શશીકાન્ત ક્ષણવાર શશીદેવને નિહાળી રહ્યો. તેની દશા આ વખતે ઉન્મત્ત મનુષ્યના જેવી થઇ પડી હતી. પુનઃ પાછો તે બોલવા લાગ્યો, " ઇંદિરા ! મીઠા શબ્દોથી મને આનંદ આપનારી મારી દેવી ! મારા અંતરમાં મહાન્ ઉથલ પાથલ થઇ રહી છે. બાળા !

તહારી સુ વાણી અતિ મધુર મારા શ્રવણુમા,
ધીરે ધીરે આવી મન કરતી હર્ષીત સુખદા;
ભમાવીને મારૂ મગજ અતિશે મસ્ત કરતી,
તદા હું મસ્તીમા કથન કરતો કાવ્ય સુ અતી.

હા ! પ્રેમના ઉન્માદમા બનાવેલી તે કવિતા તને કેવી પ્રિય લાગતી ? અને પછી,

વિણા હસ્તે ધારી મધુર ક્વનો સુર પૂરીને,
હું ગાતો તો કાન્તે ! સરસ નવલા નિત્ય કરીને.
હવે વિણા મ્હારી તવ વિરહથી ટૂટી ગઇ;
વળી આશા સર્વે મમ હૃદયની ધૂળ મળી ગઇ.

અફસોસ ! મારા હવાઇ કિલ્લા જમીન દોસ્ત થયા છે. મારી ઇચ્છાઓ આકાશકુસુમવત્ બની છે. ઓ પ્રભુ ! અમારી પર આ શો ગજબ ? ઇંદિરા ! આપણું ભાગ્ય ભયાનક બન્યુ છે. હૃદય ધડકે છે. તારૂં દર્શન હવે અસંભવિત છે. નિર્દોષ બાળા ! આપણા ભાગ્યના આ પરીવર્તન શા ? શુ હિંદુ સંસારમા આમજ હશે ? ગરીબ બાળાઓ માતા પિતાના પ્રકોપથી તારા સમાન દુઃખી થતી હશે ? હા, જરૂર. અરેરે કહ્યુ છે કે,

અનુકુળ આધાશક્તિકી સુખદાયિની જો સ્ફુર્તિ હૈ,
સદ્ધર્મકી જો મૂર્તિ ઔર પવિત્રતાકી પૂર્તિ હૈ;
નર—જાતિકી જનની તથા શુભ શાન્તિકી સ્રોતસ્વતી,
હા દૈવ ! નારી જાતીકી કૈસી યહા હૈ દુર્ગતી.

દીકરી અને ગાય દોરે ત્યા જાય. ઇંદિરા ! તારી પણુ આવીજ દશા છે. અરેરે ! હું શુ કરૂં ?" શશીકાન્તની આંખ્યોમા અશ્રુ ઉભરાયા. તે નિચા વદને જમીન તરફ નજર કરી રહ્યો. મધ્યરાત્રિ થવા આવી.

ચદ્ર માથે આવ્યો. શશીકાન્તને મધ્યરાત્રિનું ભાન નહોતું. શાન્તિ સ્થળના દરવાજે બાધેલી પીતળની ઘડીઆળમા પહેરેદાર ભૈયાએ બાર વગાડયા. વિચારવશ શશીકાન્ત ચમક્યો અને આત્મગત્ બોલી ઉઠયો; "શુ બાર વાગ્યા ? હા. અરેરે ! ઇંદિરા આ વખતે શુ કરતી હશે ? મારૂં હૃદય બોલે છે કે તેની દશા પણ મારા સમાનજ હશે. અરે ! મારે મુબઇ પણ શી રીતે જવુ ? તેને મળ્યા વિના જવાને મારો આત્મા હઠીલો થાય છે. અમારી પર આવેલી આ આફતથી કુસુમકાન્ત પણ મુઝાય છે. ગમે એમ થાય પણ મુંબઇ જતા પહેલા ઇંદિરાને જરૂર મળવુ હું તેને મળવા જઇશ, પછી ભલે મને વામનગય કાવે એમ કરે. મારૂં..." શશીકાન્ત બોલતા અટક્યો તેને કોઇક આવતું જણાયું. શશીકાન્ત આવનાર તરફ અનિમેષ નજરે જોઇ રહ્યો. આવનાર શશીકાન્તની નજીક આવી આશ્ચર્ય દર્શાવતા બોલ્યો; "શશીકાન્ત ?"

"હા, કોણ બુલબુલ ?" શશીકાન્તે મદ સ્વરે પૂછ્યુ.

"હા, પણ તમે અત્યારે અહિ ક્યાંથી ?" બુલબુલખાને પૂછ્યુ.

"બુલબુલ ! દોસ્ત ! હું શુ કહું ? મારા દિલમા થતુ તમામ દર્દ હું તને શી રીતે બતાવું ?" શશીકાન્તે નિરાશ વદને કહ્યું.

"કેમ કાંઈ દર્દ થાય છે ?" બુલબુલખાને પૂછ્યુ.

"હા, દર્દ ભયાનક છે, મને વ્યાકુળ બનાવી રહ્યુ છે."

"ભાઇ ! મને સત્ય-સ્પષ્ટ જણાવોને ?"

"દોસ્ત ! મારૂં દિલ ઇંદિરાને મળવા, એકવાર તેને અવલોકવા અને તેને આશ્વાસનના બેશબ્દો સંભળાવવા આતુર બની રહ્યું છે."

"બસ એજ કે કાંઇ બીજું ?" બુલબુલે પૂછ્યું.

"એજ; ભાઇ ! મારી છેલ્લી આશા એજ છે." શશીકાન્તે વ્યાકુળ વદને બુલબુલ સામે જોઇ કહ્યું.

"શશીકાન્ત! શાન્ત થાવ તમારા જેવા વિદ્વાનને આવી રીતે શોકથી સંતપ્ત થઇ વ્યાકુળ બનવું તે યોગ્ય નથી. પ્રેમના પંથમાં અનેક આફતો રહેલી છે; અને તે આફતો મર્દને માથે જ આવે છે હું ગઇકાલનો તમારી દશા અવલોકું છું. તમારે ગભરાવાની જરૂર નથી. ઇંદિરા પવિત્ર છે; નિશ્ચયી છે. ભલેને તેનો ક્રૂર પિતા તેની પર દુઃખનો વરસાદ વરસાવે; પણ તેથી તે બાળા તેના નિશ્ચયથી ડગે એમ નથી. તેનું હૃદય હું બરાબર ઓળખી શક્યો છું."

"તમારી વાત ખરી છે; પણ અતીશય દુઃખનું પરીણામ?"

"મ્હોત."

"બસ એજને? પછી શું રહ્યું?" શશીકાન્તે કંઇક ધ્રુજતા અવાજે પૂછ્યું.

"પ્રભુ દયાળુ છે. તે જરૂર તમારી ઇચ્છાઓ પૂર્ણ કરશે. તમે હિંમત રાખો."

"વામનરાયના શબ્દો શ્રવણ કર્યાં પછી મારી તમામ આશાઓ નષ્ટ થઇ છે; અને તેથી મારી હિંમત પણ તુટી ગઇ છે. હું આજે એજ વિચાર કરૂં છું કે મારે હવે શું કરવું?"

"જે પળે જે થાય એને અનુસરવું. ભાઇ! દુઃખમાં ધિરજ ધર્યાં સિવાય છૂટકો નથી."

"મને ઇંદિરાની પાસે ક્યારે લઇ જશો?"

"તમારી ઇચ્છા હોય તો અત્યારે."

"શું આ મધ્યરાત્રે?"

"હા, એમાં શું ભય?"

"કંઇ આફત આવશે તો?"

"મે આપને પ્રથમ જ જણાવ્યું કે પ્રેમના પંથમાં પળે

પણે આફત હોય છે. તેને સહન કરવાનું સામર્થ્ય જેનામા હોય તેજ પ્રેમી મનુષ્ય અંતે વિજય મેળવી શકે છે. "

" ભાઇ ! હુ આફતોથી ડરતો નથી. ઈંદિરાને માટે પ્રાણાર્પણ કરવાને હું તૈયાર છું પણ આપણા અત્યારે ત્યા જવાથી કદાચ વામનરાય જાણે તો પછી ઈંદિરાનું શુ થાય ? "

" તેનો નિર્ણય ઈંદિરા કરશે. આપણે તે વિચાર કરવાની જરૂર નથી "

" ધારો કે વામનરાય સાથે આપણો મેળાપ થયોતો ? "

" વામનરાય સાથે ફેસલો કરી લઇશુ. "

" શુ ફેસલો ? "

" એ વિચાર તે વખતે કરવાનો છે, ચાલો. "

" તમે તેના મકાનથી માહિતગાર છો ? "

" હા, ઇંદિરા રાત્રિના સમયે જ્યા રહે છે તે સ્થળથી હું પૂરેપૂરો માહિતગાર છું. તમે બિલકુલ ભય પામ્યા સિવાય મારી સાથે ચાલ્યા આવો. "

બુલબુલખાને શશિકાન્તનો હાથ પકડી ચાલવા માંડ્યુ. દરવાજે ભૈયો ઝોકા મારતો હતો. બુલબુલખાન અને શશિકાન્ત ભૈયાને કેટલીક સૂચના આપી ઝાંપાની બહાર નીકળી વામનરાયના મકાન તરફ જવા લાગ્યા. ચાંદની ખીલી રહી હતી. રાજમાર્ગો નિર્જન હતા. બુલબુલ અને શશીકાન્ત ઝડપથી જતા હતા વામનરાયનું મકાન દૂર આવેલુ હતું. રાત્રિના બે વાગ્યાના સુમારે બન્ને જણા વામનરાયની હવેલી આગળ આવી ઉભા. હવેલીની આસપાસ કમ્મરપૂર ઉંચો કોટ આવેલો હતો. અંદર પ્રવેશવાનો દરવાજો આ વખતે બંધ હતો. બુલ-

ગુલખાન શશીકાન્તને લઇ હવેલીના પાછળના ભાગ તરફ આવ્યો. હવેલીની પાછળ એક ખુલ્લો જરૂખો આવેલો હતો. એ જરૂખાની જોડેજ ઇંદિરાનું શયનસ્થાન હતું આ વખતે અંદર દીપક સળગતો હતો. બુલબુલખાન અને શશિકાન્ત દિવાલ કૂદી અંદર પ્રવેશ્યા. ત્યા આવેલુ ચોગાન ઝાડપાનથી ભરપુર હતું જરૂખાની નજીકમા એક પીંપળાનું વૃક્ષ આવેલુ હતું. જો કોઇ માણસ ધારે તો આ પીંપળા• પર ચઢી જરૂખામા સ્હેલાઇથી જઇ શકે. બુલબુલખાને શશીકાન્તને પીંપળાપર ચઢી અંદર જવાને સૂચવ્યુ. શશીકાન્તે પીંપળા તરફ અને પછી જરૂખા તરફ જોયુ પીંપળાનુ એક ડાળ જરૂખાની છેક નજીક આવેલુ હતું. શ્રીમાન પિતાના પુત્રે પ્રેમના પરીબળે પીંપળાપર ચઢવા માડયુ. બુલબુલખાને ટેકો આપ્યો. શશીકાન્ત બળવાન–હિંમતવાન હતો. જોતજોતામા તે વૃક્ષ પર ચઢી જરૂખાની નજીકના ડાળ પર આવ્યો. તેણે બુલબુલખાન સામે જોયુ. બુલબુલખાને ધીમા અવાજથી તેને કહ્યું, " તમે અંદર જાવ હું અહિં ઉભો છુ. ઇંદિરાને મળી તેને આશ્વાસન આપી જલ્દી પાછા આવો. " શશીકાન્ત ધીમે રહી જરૂખામા ઉતર્યો. તેણે અંદર જોયુ. નજીકમા આવેલા ઈંદિરાના ઓર• ડામા દીપક ઝગઝગી રહ્યો હતો. શશીકાન્તે ધીમે કદમે ઓરડા સમિપ આવી અંદર દ્રષ્ટિ કરી, તો તેની અજબ અજાયબીની અંદર તેને અદ્દભૂત દ્રશ્ય દેખાયુ; કે જે જોતાજ શશીકાન્ત સ્તબ્ધ–આશ્ચર્યચકિત બની એકજ નજરે–આખ્યોનો એક પણ પલકારો માર્યા વિના એ દ્રશ્ય અવલોકી રહ્યો.



## ૧૩

## મધ્યરાત્રિનું મિલન.

દયાના દાતાએ અજબ પ્રિત બક્ષી જગતમા,
પ્રીતિએ શુ થાયુ સકળ જગ જોતાં નજરમા.

---

મધ્યરાત્રિ ક્યારનીએ વ્યતિત થઇ ચૂકી હતી. સમસ્ત સૃષ્ટિ નિદ્રાદેવીને શરણે પડેલી હતી. શશાંકની શાન્ત ઉજવળ જ્યોત્સનાઓ જગતને સુરમ્ય બનાવી રહી હતી. વામનરાયના મહાલયમા નિદ્રાનું સામ્રાજ્ય પ્રવર્તિ રહ્યુ હતું. એકલી ઇંદિરા તેના શયન સ્થાનમા જાગતી હતી. ઇંદિરાની મનોદશા પણ શશીકાન્તના સમાન હતી. પિતા માતાના કોપથી બાળા અંતરથી બળી રહી હતી. વામનરાયે શશીકાન્તનું અપમાન કર્યું અને તેને હવે પછી નહિ આવવાનું કહ્યાથી ઇંદીરાના શોક સંતાપનો પાર રહ્યો નહોતો. અધુરામા પૂરૂં વામનરાયે સ્પષ્ટ જણાવી દીધુ હતું કે તારૂં લગ્ન શશીકાન્ત સાથ નહિ થતા બીજાની સાથે થશે. પિતાના આ નિશ્ચયથી બાળાને માથે પ્હાડ તૂટી પડયા જેવુ થયું. રાત્રિ દિવસ તેને એજ વિચારો થઇ રહ્યા હતા. બાળા વ્યાકુળતાથી વારવાર તેના મનને પ્રશ્ન પૂછતી હતી કે શુ મારે શશીકાન્તનો ત્યાગ કરવો પડશે? વ્હાલા શશીને સમર્પણ કરેલા સ્નેહને શુ કોઇ બીજાની સાથે જોડવો પડશે? પિતાની તો એજ ઇચ્છા છે; પણ મારી ઇચ્છા એજ કે મેં જેને એક વખત મારો કહી બોલાવ્યો તેજ મારો છે. ઇંદિરા અન્યની થનાર નથી. પિતા જો બળાત્કારે ફરજ પાડશે તો આ ઇંદિરા જરૂર પોતાનો પ્રાણ ત્યાગશે."

ઈંદિરા એક ટેબલની આગળ ખુરશીપર બેઠેલી હતી ટેબલ-પર દીપક પ્રકાશી રહ્યા હતો. બે ચાર પુસ્તકો આડા-અવળા પડયા હતા. ટેબલની ઉપર બરાબર સામે એક સુંદર ફ્રેમમાં મઢેલો એક મનહર ફોટો નજરે પડે એમ ગોઠવેલો હતો એ ફોટો શશીકાન્તનો હતો વામનરાયે એ છબી દૂર કરવાને ઈંદિરાને ઘણી વખત કહેલું; પણ બાલીકા પિતાનું કહેવું કેવી રીતે માન્ય કરી શકે ? જેને તે પોતાના હૃદયમાં સ્થાન આપી ચૂકી છે; તેને તે કેવી રીતે ભૂલી શકે ? જેને તેણે પોતાનો પ્રિયતમ અરે સર્વસ્વ માન્યો છે, તે દેવની મૂર્તિને તે કેવી રીતે દૂર કરી શકે ? જ્યારે સમસ્ત સંસાર નિદ્રાને આધિન છે; ત્યારે આ પ્રેમાભિલાષી પ્રેમિકા તેના પ્રિયના વિચાર કરતી જાગૃતાવસ્થામા બેઠેલી છે. તેનું હૃદય અશાન્ત છે. તેણે આ વખતે કંઇક લખવાની શરૂઆત કરી છે. આ સાથે તે વારવાર છબીની સામે નજર કરી નિઃશ્વાસ નાખે છે, પછી કંઇક લખે છે અનેવળી પાછી લખવાનું બંધ કરી વિચારવશ બને છે.

શશીકાન્ત આ સઘળુ દૃશ્ય અવલોકી રહ્યો હતો. ઈંદિરાનો દેખાવ આ વખતે અવર્ણનિય હતો. શશીકાન્ત જો કે ઘણો સમય ઈંદિરાના સહવાસમા રહ્યો હતો; પણ આ વખતે ઈંદિરા જેવી અદ્-ભુત અને અલૌકિક ભાસતી હતી; તેવી આ પહેલા તેને કદાપિ જણાઇ નહોતી. ઈંદરાએ પુન: પત્ર લખવામા ધ્યાન આપ્યુ. તેના લખવામા ભંગ પડે એ વિચારથી શશીકાન્ત અંદર જતા અટકયો અને રમ્ય જણાતી ઈંદિરાના વદન કમળ તરફ નિહાળી રહી તેના આતુર નયનોને તૃપ્ત કરવા લાગ્યો. થોડીવારમા જ તેને એક અંગ્રેજી વાક્ય યાદ આવ્યું અને તે તેણે આત્મગત્ ઉચ્ચાર્યું.

* Beauty is truth, truth Beauty that is all,
You know on earth and all ye need to know.
—Heats

ઇંદિરા ! તું સૌન્દર્યમયી છે. બહારથી અને અંદરથી તું સત્યના સૌન્દર્યથી પરીપૂર્ણ છે. ઇંદિરા ! તું અત્યારે અદ્દભુત દેખાય છે. મારા મનમા એમ થાય છે કે તું આ ભૂલોકની ભામિની છે કે સુરલોકની સુંદરી છે ખરેખર તું દેવીનોજ અવતાર છે, પણ ભયાનક ભાગ્યના ભૂલાવાથી એક ક્રૂર નરાધમ સંપત્તિના સેવકના ગૃહમા તારો જન્મ થયો છે મનોરમા ! તારી સાથેના સ્નેહથી હું મારા મનમા અનેક અનેરી આશાઓને સ્થાન આપતો હતો. હા ! મારી તે સઘળી આશાઓમા તારા પિતાએ હળાહળ વિષ રેડયુ છે. અહા ! હું અત્યારે તને કંઇક ઓરજ જોઇ રહ્યો છુ તારા આ પવિત્ર પ્રાસાદમા આવી હું અત્યારે કંઇક અવનવોજ આનંદ અનુભવી રહ્યો છુ. ઇંદિરા ! તું અત્યારે જેવી સૌન્દર્યમયી જણાય છે; તેવી આજ પર્યંત મે તને નિહાળી નથી. દેવી ! તું સૌન્દર્યની સરિતા છે; વિધાતાની અદ્દભુત કારીગરી છે. વિલાસોનું સ્થાન-શૃંગારની પરાકાષ્ટા છે અણસુંઘ્યુ પુષ્પ, નખ વડે પણ અણચુંટી કળી, વિંધાયા વિનાનુ મોતી; ચાખ્યા વિનાનું મધ; ખડિત થવા ન પાડેલુ પુણ્ય ફળ; આ સર્વેના જેવુ કલક વિહીન તારૂં સૌન્દર્ય છે. અહા ! આવી સાક્ષાત લક્ષ્મીની સેવા ક્યા પુણ્યશાળી પુરૂષના પ્રારબ્ધમાં નિર્માણ થઈ હશે ? " આમ બોલતો શશીકાન્ત વધુ બોલતો અટક્યો ઇંદિરા પત્ર પૂરો લખી ઉભી થઈ. તેણે છબીની સામે નજર કરી. તેણે રોમાચ અનુભવ્યો. મુખ વિલાયુ. છબીની તરફ એકાગ્રતાથી જોઇ બાળા મદ અવાજે

* સૌન્દર્યંજ સત્ય છે, સત્ય સૌન્દર્ય છે, જગતમા એજ તમે જાણો, એજ જાણવા જેવું છે, એજ જાણવુ જરૂરનું છે

બોલવા લાગી; " પ્રિયશશી ! આપણા ભાગ્યમા આવા ભયાનક લેખ શાથી લખાયા હશે ? શુ તું અને હું હવે ફરીથી નહિ મળી શકીએ ? શુ હવે પછી એક બીજાની સાથે વાતો કરી હૃદયને હલકા નહિ કરી શકીએ ? પ્રિય ! શુ તને ખબર પડી હશે કે તારી ઇંદિરા તેના પિતાના અવાસમા એક એકાન્ત સ્થાને પૂરાઈ રહી છે ? અરેરે ! તારી શી દશા હશે ? મારા પિતાના શબ્દો સાભળી તને શુંતુંશુએ થયુ હશે ? દેવ ! હાલતો આપણું મિલન અશક્ય છે, પ્રભુ તને સુખી રાખો. વ્હાલા ! મારા ધારવા મુજબ તું હવે એક બે દિવસમા મુબાઈ જઈશ. હું તને કેવી રીતે મળું ? અરે મેં આ પત્ર લખ્યો છે, તે પણ તને કેવી રીતે મોકલુ ? " ઇંદિરા બોલતી બધ રહી અને જાણે છબીની સલાહ પૂછતી હોય એ પ્રમાણે છબીને નિહાળી રહી. શશીકાન્ત સાવધ થયો. તેણે ધીમે રહી ઇંદિરાના ઓરડામા પગ મૂક્યો. ઇંદિરાનુ ધ્યાન છબીમા લાગેલુ હતું. શશીકાન્તે તેની છેક નજીક જતા ધીમેથી કહ્યું; " દેવી ઇંદિરા ! "

વિજળીના ચમકારાની માફક ઇંદિરાએ ચમકીને તેના સામે જોયું. તે પ્રથમ તો ગભરાઇ અને પછી પોતાના પ્રિયનું દર્શન થતા આનંદના આવેશથી તેના કંઠે વળગતા બોલી; " પ્રિયશશી ! તમે અહિં ક્યાથી ? "

" દેવી ! હું તારો પત્ર લેવા પ્રત્યક્ષ થયો છુ. " શશીકાન્તે આનંદથી ઉછળતા હૃદયે કહ્યું.

" ત્યારે તો તમે મારા ઉદ્ગાર સાભળ્યા હશે ? " ઇંદિરાએ કંઇક શરમાતાં કહ્યું.

" હા, બરાબર. "

" તમે ક્યારના આવ્યા છો ? "

" ઘણી વાર નથી થઇ. "

" તમે ક્યા હતા ? "

" આ ઓરડાની બહાર. "

" અંદર કેમ ન આવ્યા ? "

" તમારા વિચારમાં વિક્ષેપ ન પડે એ હેતુથીજ હું ત્યા ઉભો રહ્યો હતો. "

" તમે આજે ગજબ કર્યો છે. આપ સુકુમાર યુવાન આવુ સાહસ ખેડશો એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પ્રિયતમ ! આ અભાગિનીના લીધેજ આપને આટલું કષ્ટ સહન કરવુ પડ્યુ છે. " ઇંદિરાની આખ્યોમા જળ ઉભરાયું.

શશીકાન્ત ગભીર અવાજે બોલ્યો; " દેવી ! હૃદયમા શામાટે ઓછુ આણો છે. તુ અભાગિની નથી પણ આ પિશાચપુરીને પાવન કરવા આવેલી પવિત્ર દેવકન્યા છો. ઇંદુ ! તમે મારૂ સર્વસ્વ છો, તમારા કલ્યાણને અર્થે હું પ્રાણ સમર્પણ કરવાને પણ તૈયાર છુ "

" પણ આપ અત્રે આવી શક્યા શી રીતે ? "

" જરૂખા નજીક આવેલા વૃક્ષપર ચઢીને હું તારી પાસે આવ્યો છુ. "

" અહો ! આટલી હિમત અને સાહસ ? "

" એ સૌ પ્રતાપ તમારા પવિત્ર પ્રેમનોજ છે. આપણા પ્રેમના પરીબળે જ હું આ સાહસ ખેડી શક્યો છું. "

" આપ એકલા જ પધાર્યા છો ? "

" સાથે બુલબુલખાન આવેલ છે અને તે નીચે ઉભા છે. "

" હું આ પળેજ તેને ઉપર લઇ આવું છું. "

" શી રીતે ? "

" નીચે જઇ દ્વાર ઉઘાડી તેમને લઇ આવીશ. "

" ઇંદિરા ! એવુ કરવાની કંઇ જરૂર નથી સમય પ્રતિકુળ છે. વામનરાય જાણશે તો મહા ઉત્પાત થશે. "

ઇંદિરા નીચે જતી અટકી અને કંઇક વિચારમા પડી. શશીકાન્તે ખુરસીમા સ્થાન લેતા કહ્યુ,

" દેવી ! તમે લખેલો પત્ર આપશો ? "

" પત્ર જેને મોકલવાનો હતો, તે પાસે છે, એટલે હવે પત્ર તેને વચાવવાની જરૂર નથી " ઇંદિરાએ સલજ્જ ભાવે કહ્યુ.

" પણ હું જોઉં તો ખરો કે તમે પત્રમા લખ્યુ છે શુ ? "

" કંઇ નહિ, ફક્ત મારો નિશ્ચય. "

" શુ ? "

" સાભળો; મેં મારો નિશ્ચય ટુંકમા જ આ પ્રમાણે લખી નાખ્યો છે.

ધરી મે પ્રેમની કફની પછી દરકાર કોની છે,
બની છું પ્રેમઘેલી હું પછી દરકાર શાની છે!
ભલે કોપે પિતા માતા અને આશા ઉડી જાતી,
પળે આ પ્રાણ પિંજરથી ભલેને કાય ભસ્મ થાતી.
પિયુ મારા તમે છો ને નયનના છો તમે તારા,
તમારા પ્રેમને કાજે સહુ સંકટ સકળ પ્યારા.

બસ આજ મારી ઇચ્છા અને પ્રતિજ્ઞા. આ પ્રતિજ્ઞા પાલનમાં પ્રાણ પરવરશે તો પણ પરવાહ નથી. "

" ઇંદિરા ! તારી પ્રતિજ્ઞા ભયંકર છે. "

" દ્રઢ નિશ્ચય આગળ ભયાનકતા ટકી શકશે નહિ. "

" સાહસ થાય છે. "

" પ્રેમની કસોટી કહેવાય છે. "

" બહુ દુઃખી થઇશ ? "

" પ્રેમને માટે સઘળું સહન કરીશ. "

" આ બધુ શા માટે ? "

" ફક્ત એક પ્રેમને માટે. "

" ઇંદુ ! દેવી ! શાન્ત થા. તું કષ્ટ સહન કરવાને લાયક નથી. વળી તારા પિતા કેવા ક્રૂર હૃદયના છે એ હું સારી રીતે સમજી શકું છુ. "

" એટલે મારે શુ કરવુ ? "

" તું મને ભૂલી જા, તારા પિતાની આજ્ઞાને આધિન થા."

" પિતાની ન્યાયી આજ્ઞા માનવી એ મારી પ્રથમ ફરજ છે; પણ પિતાની પાપમયી આજ્ઞાનો સવિનય અનાદર કરવો એ પિતૃ ભક્ત બાળકના ધર્મની ખાસ ફરજ છે. "

" તારા પિતા આપણી પર શાથી ચિડાયા છે એ તું જાણે છે ? "

" હા, આ ખાદીના વસ્ત્ર પહેરવાથી. "

" આ કપડા તુ ઉતારી નાખ ? "

" શામાટે ? આ કપડાંમાં—આ ખડબચડી ખાદીમા આબાદી—ખાનદાની અને દેશનુ કલ્યાણ સમાએલુ છે. વિલાયતી વસ્ત્રો કેવા અપવિત્ર છે અને દેશને પાયમાલ કરનારાં છે; તે હવે કોઇનાથી અજાણ્યુ રહ્યું નથી. પરદેશી વસ્ત્રોએજ આ દેશને પાયમાલ કર્યો છે; ભારતના ભાગ્યવતા સતાનોના મહાલયોમાથી એ ભ્રષ્ટ વસ્ત્રોએ જ ધનના ઢગલા કઢાવી છેવટે ભારતીયજનોને ધર્મભ્રષ્ટ ભીખારી બનાવ્યા છે. આવુ જાણવા છતા એવુ કોણ અભાગી

હશે કે જે વિદેશી વસ્ત્રોના મોહમા અંધ રહી ભારતના ભીખારી-ઓના ટુકડા પણ ઝુંટવી લેવાનું મહાન નાર્કી કાર્ય કરી શકશે? મારા પિતા વિલાયતી વિલાસમા છેક જ અંધ બન્યા છે. પરીણામે તેમની બુદ્ધિ ફરી છે. લક્ષ્મીએ આ ભ્રષ્ટ સ્થાનમાથી ધીમે ધીમે નીકળી જવાનું શરૂ કર્યું છે. જે જનો મહાન્ પુરૂષના વાક્યોનો અનાદર કરી પોતાને જ ડાહ્યા અને વિદ્વાન માની જડતા ધરાવે છે; તેને શ્રીનારાયણના ગયબી ફટકાથી આખરે સત્ય સમજાય છે. શશીકાન્ત ! મારા પિતાની ભવિષ્યમા થનાર દુર્દશા હુ આજથી જ જોઇ શકુ છુ." ઈંદિરાએ આવેશમા કહી નાખ્યું.

"બસ હવે હું સઘળું રહસ્ય સમજી ગયો. આપણા લગ્ન અટકાવવાનું કારણ પણ જડી ગયો. તમારા પિતાને ખોટ આવીછે, અને તેથી તે તમને કોઇ બીજા ધનાઢ્યને પરણાવી ધનની મદદ મેળવવા ઇચ્છે છે."

"સત્ય છે. વિનાશકાળે વિપરીત્ બુદ્ધિ. મહાપાપી અને નાર્કી જીવો જ દિકરીના દ્રવ્યથી સુખી થવાની ઇચ્છા ધરાવે છે. પણ એ પિશાચ પિતાની આ પુત્રી કઇંક જુદાજ પ્રકારની છે. તે તેની પ્રતિજ્ઞા પાળશે અને અનેક સંકટો સહન કરીને પણ પાપી પિતાને પતિત થતા બચાવશે."

"ધન્ય છે; વીરબાળા ! તને ધન્ય છે. તારા શબ્દો સાભળી મારી નિરાશા કંઇક અંશે દુર થાય છે. દેવી ! તારા સમાન સદ્-ગુણી બાળા સાથે સ્નેહ સંધાવાથી હું મને મહાભાગ્યવાન સમજું છુ."

"પ્રિય શશી ! મારી સાથે સ્નેહ રાખવાથી તમારે પણ મહા દુઃખી થવુ પડશે ?"

શશીકાન્તે હસીને કહ્યું; "આતો મેં તમને પ્રથમ પૂછ્યું;

એ જ તમે મને પૂછ્યું. દેવી ! તમે મને જે જવાબ આપ્યો; તેજ મારો જવાબ છે. ઇંદુ ! તમારે માટે હું જેટલુ સહન કરૂં તેટલું ઓછુ જ છે. પ્રિયાના પ્રેમને માટે વધુ સાભળવુ હોય તો સાભળો એક કવિનું કથન સભળાવુ.

પ્રિયાના પ્રેમને માટે પીયુ નીજ પ્રાણુ આપે છે,
ઝુકાવી પ્રેમથી ગરદન પિયુ નિજ પ્રાણુ ત્યાગે છે.
વિયોગીને વિહારી સૌ પ્રિયાને માન આપે છે,
મહા વનરાજ પણુ પ્રીતે પ્રિયાને સ્થાન આપે છે.
પ્રિયા છે સાર સસારે, પ્રિયા વિણુ સર્વ છે જુઠું,
પ્રિયા છે પ્રાણુ પ્યારાનો, પ્રિયા વિણુ સર્વ છે સુનુ.

ઇંદિરાએ શરમાઇને નિચું નિહાળ્યું. શશીકાન્તે તેનો હાથ પોતાના હાથમા લેતા પૂછ્યુ; " દેવી ! હવે મને શુ આજ્ઞા છે ? "

" પ્રાણુ ! શું કહું ? કહેવાનું ઘણું એ છે; પણુ કહેવાતુ નથી. "

" દેવી ! શામાટે દુ ખી થાય છે. ભગવાન એવા દિવસો પણુ દેખાડશે કે જ્યારે આપણે પૂર્ણ ઉલ્લાસથી—આનંદથી—વાર્તાવિનોદમા રાત્રિઓ ગાળશુ. "

" આપણે ક્યા સુધી વિયોગ કષ્ટ સહન કરીશું ? " ઇંદિરાએ ગમગીન વદને પૂછ્યું.

" પરમાત્માની ઇચ્છા હશે ત્યા સુધી આપણે સઘળા સકટો સહન કરીશુ. નારાયણુ આપણી કસોટી ભલે કરી રહ્યા. આપણે સંકટોમાથી શુદ્ધ સ્વરૂપે જ બહાર નીકળીશું. "

" મુંબઈ ક્યારે જવુ છે ? "

" કાલ રાતના મેલમાંજ રવાના થઇશ. "

" ઇગ્લડ ક્યારે જશો ? "

" આપણીપર આવેલી આ આફતથી ઇંગ્લેંડ જવાને મારૂં મન ના પાડે છે."

" પ્રભુ ! શામાટે નિરાશ થાવ છો ? તમે સુખે ઇંગ્લંડ જાવ અને પરીક્ષા પસાર કરો. આ ઈંદિરા તમારી જ છે અને તે તમારી જ રહેશે."

" તારી ઇચ્છા છે તો હું આવતા ગ્વીવારે ઉપડતી સ્ટીમરમાં વિદાય થઇશ, પણ મારો જીવતો તારી પાસે જ રહેશે."

" મારી ચિંતા કરશો જ નહિ. વારૂ પિતાજીની તબીયત કેમ રહે છે ?"

" તેમની તબીયત નિરંતર લથડતી રહે છે. તેઓ મને પાસ થએલો અને તારી સાથે લગ્નથી જોડાએલો જોવાને ઘણા જ આતુર છે."

" શ્રી ભગવાન તેમની આશા જરૂર પૂર્ણ કરશે."

" ઈંદુ ! મને ઇંગ્લંડ કાગળ લખીશને ? " શશીકાન્તે તેના શિરે હાથ ફેરવતા પૂછ્યું.

" પણ તમારૂં શિરનામુ ? "

" ત્યાં પહોચ્યા પછી કુસુમકાન્તભાઇ પર લખી મોકલીશ."

" અરેરે ! તે પહેલા શુંનુંશુએ વિત્યુ હશે."

" પ્રભુ તારૂં રક્ષણ કરશે. દેવી ! મને ભૂલીશ નહિ હો ?"

" પ્રભુ ! શુ હજી પણ અવિશ્વાસ ?

દેહ જુદાઈ કર્યે શુ થયુ, કદી મન જુદા નથી તે ન થવાના,
આંખથી દૂર પડયા પણુ આપણુ અંતર યાદ કરી મળવાનાં.
પ્રેમ પરસ્પર જ્યાં જામ્યો પછી દેહ પડે જુદાજ પડવાના;
કોપ ભલે આ ભાગ્ય કરે પ્રિય એથી વધુ દુઃખ શા પડવાના."

ઈંદિરાએ શશિકાન્તના સ્કંધપર શિર ઝુકાવ્યું. આ પછી બન્નેએ ઘણી-ઘણી વાતો કરી. સમય પાણીના પૂરની માફક જવા લાગ્યો વાતોમા તલ્લીન બનેલા પ્રેમી પંખીડાને સમયનું વિસ્મરણ થયું. રાત્રિનો છેલ્લો પ્રહર હતો. ઉજ્વળ ચંદ્રિકા ધીમે ધીમે નભ મંડળમા વિલુપ્ત થતી હતી. ચંદ્ર કિરણોમા ફિકાશ આવી હતી. પ્રભાતના પુણ્યમય સમયનુ આગમન સુચવતો પવન મંદ-મંદ વ્હાતો હતો. કુકડાના અવાજ પણ સંભળાયા. વ્હેલા ઉઠનારા ભક્તજનોના પ્રભાતીયાના સૂર સમયને સુરમ્ય જણાવવા લાગ્યા થોડીવાર પછી પ્રભાત થશે એનું ભાન ઇંદિરા અને શશીકાન્તને નહોતું. પણ નીચે બેઠેલો બુલબુલ પ્રભાતનું આગમન સમજ્યો અને હવે જવુ જોઇએ સમજીને તેણે શશીકાન્તને ચેતાવવા-નીચે ઉતરી આવવા એક સંજ્ઞાસુચક અવાજ કર્યો. શશીકાન્તે બુલબુલનો અવાજ ઓળખ્યો તેણે ગજવામાથી ઘડીઆળ કાઢી જોયું પાચ વાગેલા જણાયા. શશીકાન્ત આશ્ચર્ય પામતા બોલ્યો; " ઈંદિરા ! વાતેમા સમય ઘણો વિત્યો. પ્રભાતકાળ થવા આવ્યો. મારે પ્રભાત પહેલા અહિંથી નીકળી જવુ જોઈએ. "

ઇંદિરાનું મુખ વિલાયું. તે બોલી; " અરેરે ! સમયને પણ આપણી અદેખાઇ આવી. તમારે જવુ પડશે જાણી મારા મનમા અપાર વેદના ઉત્પન્ન થાય છે. પ્રભુ ! હવે આપણે ક્યારે મળીશુ ? "

શશીકાન્તની આખ્યોમાં પણ જુદાઇના ઝળઝળીયા ઉભરાયા. તેણે ઉભા થઇ સસ્નેહે ઇંદિરાનો હાથ હૃદય સાથે દાબતા કહ્યું; " દેવી ! શા માટે દુઃખી થાય છે. આપણા મિલનનો સમય શ્રી નારાયણે અવશ્ય નિર્માણ કરેલો હશે જ. ઇંદુ ! તું શોક કરી તારા સુકોમળ શરીરને સુકવીશ નહિ. હું નિરંતર તને યાદ કરીશ. ઇચ્છે-

હવે પણુ દર અઠવાડીએ તને મારા સમાચાર લખતો રહીશ. ”

“ પ્રભુ ! હું શોક ઓછો કરવાને ઘણુંએ પ્રયત્ન કરૂં છુ; પણુ નિર્બળ હૃદય સબળ થતું નથી. મનમા એમ થાય છે કે આ જુદાઇ–વિયોગ કરતાં મૃત્યુ થાય તો ઘણુ સારૂ ”

“ દેવી ! ધિરજ ધર. આ દુઃખદાયક દિવસો પણુ જતા રહેશે લ્યો હુ જાઉં છુ. મને ભૂલશો નહિ. ” શશીકાન્ત જવાને ઉત્સુક થયો ઇંદિરાએ તેનો હાથ પકડી અટકાવતા કહ્યું,

“ દેવ ! ઉભા રહો, એક ક્ષણુવાર ઉભા રહો. હું તમને ધ્યાનથી જોઇ લઉં મારા પ્રભુ ! તમે મારૂં સર્વસ્વ છો. તમારા જવાથી સસાર શૂન્યકાર જણુાશે પ્રાણુ ! તમને જાવ કહેતા જીભ જકડાય છે હૂં નિરાધાર છુ. આ સ્નેહદાન સિવાય હું તમને શી રીતે સત્કારી શકુ ? પ્રિયતમ ! આ છેલ્લી વખતે–વિયોગની વિદાય વખતે મારા નેત્રામાથી નીકળતા પ્રેમાશ્રુવડે તમને પ્રેમાંજલી સમર્પું છુ ” ઇંદિરાએ શિર નમાવી બે હાથ જોડી કહ્યું

શશીકાન્તે તેના શીરે હાથ ફેરવતાં કહ્યું, “ જીવનદેવી ! તારા પ્રેમાશ્રુની અંજલીમા મારા ભવિષ્યની અનેક અનેરી આશાઓ સમાએલી છે. તારા અશ્રુમાં અજબ પ્રેમ તત્વ અને પૂર્ણબળ રહેલુ છે. ઇંદિરા શાન્ત થાવ. આપણે આનંદથી સાથે રહીશુ એવો સમય જલ્દી આવશે. પ્રિયે ! જ્યા પ્રેમ હોય ત્યા સુખ–દુઃખ બન્ને સાથે જ હોય છે માટે તમારા શોક પૂર્ણ હૃદયને સ્વસ્થ–શાન્ત કરો. નભમંડળમા છૂપાએલા ભાસ્કર ભગવાનના કિરણો વાદળમા પણુ પ્રકાશે છે. આપણુ સુખ–આનંદ ભવિષ્યના વાદળમા થોડાક સમયને માટે છૂપાયુ છે. આપણે પ્રેમની કસોટીમાથી પરીપૂર્ણ પાર ઉતરી સુખી સૂર્યના દર્શન કરવાના છે. માટે સાવધ થાવ અને મને પ્રેમથી

વિદાય આપો. " શશીકાન્ત ઇંદિરાના વદનને નિહાળી રહ્યો.

" પ્રભુ જાવ કહેતાં જીભ ઉપડતી નથી. " ઇંદિરાએ વ્યાકુળ થતા કહ્યુ.

શશીકાન્ત તેને કંઇ કહે એવામાજ પુનઃ બુલબુલનો અવાજ સંભળાયો. શશીકાન્તે હૃદયબળ એકત્ર કરતા કહ્યું; " દેવી ! હું જાઉં છું "

" શુ જશો જ ? " ઇંદિરાએ શશીકાન્તના બન્ને હાથ તેની આંખ્યોએ અડાડી મૂકી દેતા કહ્યુ

" હા, તમારૂ કલ્યાણ થાવ " શશીકાન્તની આંખ્યોમા પણ અશ્રુ ઉભરાયા.

" પ્રિય ! પધારો. હૃદય હવે પત્થરનું બનાવ્યુ છે હુ સ્વસ્થ છુ.પ્રભુ આપનું રક્ષણ કરો પરદેશ જઇ મને એક પળવાર પણ ભૂલશો નહિ. પશ્ચાત્ય મોહિનીથી સાવધ રહેશો. ધર્મ–નીતિ અને સ્વદેશને એક પળ વાર પણ ભૂલશો નહિ. હૃદયેશ્વર ! કહેવાનુ ઘણુએ છે પણ બોલાતું નથી. છેવટમા વધુ એજ વિનંતિ કે; આ તમારી ઇંદિરાને યાદ કરજો તે તેનુ હૃદય તમને સમર્પણ કરી ચુકી છુ. તમારા સિવાય આ સંસારમા તેનુ કોઇ નથી એ સ્મરણમા રાખજો."

શશીકાન્તથી બોલી શકાયુ નહિ. તેણે ઇંદિરાને હૃદયદાન દઇ પોતાની આંગળીએથી એક હિરાની વીંટી ઉતારી ઇંદિરાની આંગળીએ પહેરાવી અને પછી " જાઉ છુ " શબ્દનો ઉચ્ચાર કરી તેણે તરતજ ત્યાંથી પ્રયાણ કર્યું ઇંદિરા તેની પાછળ જરૂખામા આવી ઉભી અને ચિત્રમા ચિતરેલી પુતળીની માફક સ્તબ્ધ બની સજળ નયને શશીકાન્તને વૃક્ષ પર થઇ નીચે ઉતરતો જોઇ રહી. શશીકાન્ત થોડીવારમા નીચે ઉતર્યો. તેણે ફરી બુલબુલખાને જરૂખા તરફ જોયુ. શશીકાન્તે રૂમાલ હલાવી કહ્યુ, " ઇંદુ ! જાઉ છું. "

" હા, પધારો ! ઈંદિરાનો ધીમો અવાજ સંભળાયો. બુલબુલ અને શશીકાન્ત દિવાલ કુદી બહાર નીકળ્યા. બન્ને દેખાયા ત્યાસુધી ઈંદિરા તેમની પાછળ જોઇ રહી; અને પછી નિ:શ્વાસ નાખી ઓરડામા પાછી ફરી. બુલબુલ અને શશીકાન્ત શાન્તિ સ્થળમા આવ્યા, અને ત્યાના નિવાસી જનો સાથે પ્રભુ પ્રાર્થનામા ભળ્યા પ્રાતઃકાળ થતા બુલબુલખાન અને શશીકાન્ત વિબુધરાયના બંગલે જઇ કુસુમકાન્તને મળ્યા શશીકાન્તે ઈંદિરા સાથેની તમામ વાત તેને વિદીત કરી. શશીકાન્તનું સાહસ સાંભળી કુસુમકાન્ત અજબ થયો બન્નેએ ઘણી વાતો કરી શશીકાન્તે રાત્રિએ જવાનુ જણાવ્યું. કુસુમકાન્તે તેને વધુ રોકવાનો આગ્રહ કર્યો પણ શશીકાન્તે મુબઈ જઇ તરત ઉપડતી સ્ટીમરમા ઇંગ્લેંડ જવાની ઇચ્છા જાહેર કરી કુસુમકાન્તે તેને કેટલીક સૂચનાઓ આપી. શશીકાન્તે ઇંદિરાની સંભાળ લેવાનું કુસુમકાન્તને સૂચવ્યુ. બાદ ભોજન સમય થતાં બન્ને ભોજનાલયમા ગયા. કુસુમાવતી અને તેના પિતા સાથે વાર્તાલાપ ચાલ્યો. ભોજન કાર્યથી વિમુક્ત થઇ શશીકાન્ત કુસુમકાન્તની સાથે શાન્તિ સ્થળમાં આવ્યો. બુલબુલ અન્ય કાર્યના પ્રસંગે બહાર ગયો. શશીકાન્તે દરેક મિત્ર-સ્નેહીજનોને મળી વિદાય માગી સુધાકર—મનહર—નવનીત આદિ મિત્રોએ તેની સફર સફળ ઇચ્છી. તે પછી કુસુમકાંત અને તે જોનસન સાહેબને બંગલે જઇ સાહેબને મળી આવ્યા. દિવસ પૂરો થયો. રાત્રિ પડી. શશીકાન્ત સર્વની રજા લઇ ગાડીમા બેઠો. કુસુમકાન્ત અને બુલબુલખાન તેને સ્ટેશન સુધી મૂકવા જવા તેની સાથે ગાડીમા બેઠા. આવજો—પધારજોના અવાજો વચ્ચે ગાડી ચાલતી થઇ અને થોડી વારમા સ્ટેશને આવી. મિત્રો નીચે ઉતર્યા. બુલબુલખાને મજુર બોલાવી સામાન ઉપડાવી સ્ટેશનમા પ્રવેશ કર્યો.

બન્ને મિત્રો સ્ટેશનની અંદર એક બાકડા પર બેઠા. બુલબુ-

લખાન સેકન્ડક્લાસની ટીકીટ લઇ આવ્યો. ટાઇમ થતા ધરણી ધમ-ધમાવતો મેલ સ્ટેશનયાર્ડમા આવી ઉભો. શશીકાન્ત ડબ્બામા બેઠો. પેસેન્જરોની ધમાલ મચી રહી મેલ ઉપડયો. કુસુમકાન્ત મિત્રની સાથે હાથ મેળવી છૂટો પડયો. બુલબુલખાને સલામ કરી. ગુજરાત મેલ જોતજોતામા સીગ્નલ બહાર નીકળી દૃષ્ટિ મર્યાદામાથી અદૃશ્ય થયો.

---

## ૧૪

## દંપતિનો વિનોદ.

* The treasures of the deep are not so precious
as are the concealed comforts of a man
Locked up in woman's love.

—*Middleton*

---

કુસુમકાન્ત અને કુસુમાવતીના લગ્ન થએ કેટલાક મહિના વિતી ગયા છે. બંન્ને આદર્શ દંપતિ મનાયાં. પતિ-પત્ની સાદુ જીવન ગુજારી ગરીબ દેશબંધુઓની સેવા કરતા. અન્નપૂર્ણા કુસુમાવતીને સગી બ્હેનની માફક ચ્હાતી. નિર્દોષ બાલીકા ચૈતન્યને યાદ કરી નિરંતર ઉદાશ રહેતી. કુસુમકાન્ત પણ ચૈતન્યના વિયોગથી મનમા વ્યાકુળતા અનુભવતો જોન-સન વગેરે સરકારી માણસોની તપાસ ચાલુ હતી પણ હજુ સુધી ચૈત-ન્યનો પત્તો મળ્યો નહોતો. આથી સઘળાને ચૈતન્યના જીવનની શંકા વધવા લાગી. બુલબુલખાન ચૈતન્યને યાદ કરી એકાન્તમા વારવાર અશ્રુપાત કરતો તેને અને અન્નપૂર્ણાને કુસુમકાન્ત આશ્વાસન આપતો.

* રત્નાકર માહેના રત્નો કરતા પણ પત્નીના-સ્ત્રીના પ્રેમમા બદ્ધ થએલ ગુપ્ત સુખો મનુષ્યને વધુ કિંમતી છે.

આવી રીતે સમય વિતવા લાગ્યો. પ્રભુ કૃપાએ કુસુમાવતી સગર્ભા થઇ. આ સાથે તેને જીર્ણજ્વર પણ લાગુ પડયો. કુસુમકાન્તે અને અન્ય સ્નેહિ જનોએ તેને આરામ લેવાનું સૂચવ્યું; પણ એ પતિ પ્રેમી પ્રેમદા આરામને બદલે પતિની સાથે જનસેવા ઉપસ્રત શાન્તિ સ્થળના દરેક કામ સ્વહસ્તે કરતી હતી. સુધાકર દવા આપતો પણ જ્વર જતો નહોતો જોનસને બહારની હવા ખાવાનુ સૂચવ્યુ. અન્ય જનોએ પણ તેમા સમતિ દર્શાવી વિબુધરાય અને કુસુમાવતીની માતાએ પુત્રીની સાથે જવાની તૈયારી કરવા માંડી શાન્તિસ્થળમાથી કુસુમાવતી સાથે અન્નપૂર્ણાને જવાનું નક્કી થયું. આજે પૂર્ણીમાની ઉજ્વળ રાત્રિએ પતિ–પત્ની ખુલ્લા મેદાનમાં બેઠા હતાં. નજીકમા કોઇ હેતુ નહિ શિતળ ચદ્રકિરણો શાન્તિ સમર્પી રહ્યા હતા. કુસુમકાન્તે કુસુમાવતી પ્રત્યે કહ્યુ; "પ્રિયે ! પેલી રાત્રિ યાદ છે કે ?"

" કઇ રાત્રિ ? " કુસુમાવતીએ પૂછયું.

" પેલી શરદ પૂર્ણીમાની રાત્રિ કે જે રાત્રિએ આપણા પ્રેમનુ મંગળાચરણ થયું હતું અને ત્હેં આ પ્રેમદેવને પૌવા આપી પ્રેમ પાસમા જકડવાનો પ્રારંભ કર્યો હતો. કેમ તે સઘળુ યાદ છે ને ? "

" કેમ ન હોય ? તે રમ્યરાત્રિ કદી ભૂલાય તેમ એમ નથી. પ્રભુ ! એ પવિત્ર પ્રેમના પ્રતાપે જ આપણે દંપતિ બની અત્યારે આનદ અનુભવી રહ્યા છીએ. "

" કુસુમ ! આખરે ત્હે મને ફસાવ્યો ખરો ? એકલો રહેવા ઇચ્છનારને તે નવા પથેજ ચઢાવ્યો. પ્રિયતમા ! એ સઘળો પ્રતાપ તારા પ્રેમનો જ છે "

" હુંતો એમાનું કઈએ સમજતી નથી તમે ભલે તમારા મનમા એમ માનતા હો કે મેં તમને નવા પંથે ચઢાવ્યા; પણ હું

પોતે તો એમ જ માનું છુ કે આ બધુ કરનાર તમે જ છો; તમે ભોળી અબળાને ભુરકી નાખી ભરમાવી અને છેવટે પ્રેમ બંધનમા સજ્જડ સપડાવી. "

" દેવી ! શુ એમા મારો દોષ ? "

" હું તો એમજ માનુ છુ." કુસુમાવતીએ સલજ્જભાવે કહ્યું.

" તું ભલે માને; પણ દોષ પ્રેમદેવતાનો કે જેણે આપણને એક કર્યાં." કુસુમાવતી હશી. કુસુમકાન્તે કહ્યુ; "આ જાડી ખડબચડી ખાદી પહેરવાથી શરીરે કષ્ટ તો નથી થતું ને ? "

"શુ આ ખાદી પહેરવાથી મને કષ્ટ થાય ! પિયુ ! આવો પ્રશ્ન આજે શાં કારણથી પૂછો છો ? આ ખાદીતો દેશનુ ગૌરવ છે, દેશનો ઉદ્ધાર સ્વદેશીમા જ છે એ રહસ્ય આપના પ્રતાપે હું બરાબર સમજી શકીછુ."

" પણ તમારે ખાદી પહેરવાની શુ જરૂર ? પુરૂષો ભલે પહેરે ? " કુસુમકાન્તે આગમા પૂછ્યુ.

" શુ સ્રીયો એટલી નષ્ટ હશે કે પુરૂષો સ્વદેશી વસ્રો પહેરે અને તેઓ વિદેશીને પસંદ કરે ? જો તેમ બને તો ખરેખર શરમનીજ વાત ગણાય "

" તમે જોતા નથી કે જ્યારે પુરૂષો ખાદી પરીધાન કરે છે; ત્યારે તેમનીજ પત્નીઓ વિદેશી વસ્રો વાપરે છે ? "

" હુ જોઉ છુ અને મનમા દુઃખી થાઉ છુ. સ્વદેશી વસ્રોમા શુ તત્વ રહેલું છે, તેમા કેટલી પવિત્રતા-સાદાઇ રહેલી છે; તે અજ્ઞાન અબળાઓ હજી સમજી શકી નથી જો તેઓને સ્વદેશીનુ રહસ્ય બરાબર સમજાવવામા આવે તો હુ ધારતી નથી કે એક પણ સ્રી વિદેશી વસ્ર પરીધાન કરી શકે. વળી આ બાબતમા-દેશના ઉદ્ધાર

ના આ પવિત્ર કાર્યમા સ્ત્રીયોના પતિઓએ પણ બેદરકારી રાખ- વાની જરૂર નથી. તેમણે પોતાની પત્નિઓના હૃદયમા સ્વદેશ ભાવના દ્રઢ ઠસાવી–યથાર્થ જ્ઞાન આપી વિદેશી વસ્ત્રોનો પરીત્યાગ કરાવવો જોઇએ. "

" કુસુમ ! તમારી વાત વ્યાજબી છે, પણ પુરૂષો એટલા દબાઇ ગએલા હોય છે કે તેઓ તેમની પત્નિઓને એક શબ્દ પણ કહેવાની હિંમત ભાગ્યે જ કરી શકે છે. "

" પ્રભુ તે લોકોને પૂરતું બળ આપો. હું એક સ્ત્રી મંડળ સ્થાપવાની ઇચ્છા રાખુ છુ અને તે દ્વારા સ્ત્રી વર્ગમા સ્વદેશીનો પ્રચાર કરવા ધારૂ છુ "

" હાલમા મંડળ સ્થાપવાની જરૂર નથી. "

" કેમ ? "

" તમારી તબીયતને સંપૂર્ણ આરામ થયા બાદ એ કાર્ય હા થમા લેજો. "

"આપની કૃપાથી મારી તબીયત સારી છે અને સારીજ રહેશે "

" તમારા શરીરમા જીર્ણજ્વર રહ્યા કરે ત્યા સુધી તમારે કંઇ પણ કાર્ય કરવાની જરૂર નથી. "

" કંઇ પણ કામ કર્યા વિના બેસી રહેવુ એ સ્ત્રી જાતને કેમ પાલવે ? હું તો મારૂં કામ કર્યા કરીશ. "

" જોને; અત્યારે પણ તારૂ શરીર કેવુ ગરમ છે ? " કુસુમ- કાન્તે તેના હાથને સ્પર્શ કરી કહ્યું.

" એ તો તમારા પ્રત્યેના પ્રેમના ઉભળકાથી શરીરનું લોહી અત્યારે તપી રહ્યું છે. "

" પ્રિયે ! તારા તે હું શા વખાણ કરૂં ? તારી પ્રાપ્તિથી હું અત્યારે સ્વર્ગીય સુખ અનુભવુ છુ. "

" અને તમારાથી હું નહિ કે ? " કુસુમાવતીએ કુસુમકાન્તના કંઠમા હસ્તારોપણુ કરી પૂછ્યુ કુસુમકાન્ત હસ્યો. એવામા કુસુમાવતીને કંઇક યાદ આવતા ઉભી થઇ બોલી, "આપ થોડીવાર એકલા બિરાજો. હું દવા પી આવુ. "

" શુ દવા પીવાનો વખત થયો ? "

" હા, વાતોમા હું ભૂલી ગઇ. "

" કુસુમ ! તમે બેસો. હું દવાની શીશી અહિ જ લઇ આવુ છુ. "

" ના, મને જવા દયો. "

" કેમ બીજુ કંઇ કામ છે ? "

" ના, પણુ હું તમને કષ્ટ આપવા નથી ઇચ્છતી. "

" અરે એમાં કષ્ટ શાનુ ? "

" આપ મારા પ્રત્યેના પ્રેમથી ભલે એમ માનો; પણુ હુંતો એમજ માનું છુ કે પત્નીએ પતીને કોઇ પણુ પ્રકારનું કષ્ટ આપવુ નહિ નાથ ! હું ચાલી શકું એવી છુ. આપને દવાની શીશી લાવવાની જરૂર નથી, હુ જાતેજ લઇ આવીશ. "

" પણુ હું મારી ઇચ્છાથી લાવુ છુ. "

" નાજી, તમે દવાની શીશી લાવો અને હું પીઉં, તેથી મને પાપ લાગે. "

" કુસુમ ! તું આજે આ શુ બોલે છે ? તને શાનું પાપ લાગે? "

" તમારી પાસે કામ કરાવ્યાનું. "

" અરે જારે જા, એમાં તે પાપ શુ ? "

"પ્રભુ ! પતિ એ પત્નીને પ્રભુ સ્વરૂપ છે. તેને કઇ પણ કહેવાય નહિ તેમ તેની પાસે કઈ પણ કાર્ય કરાવાય નહિ. સ્ત્રી એતો પતિની સેવીકા છે. કોઇ સેવીકાએ પતિપ્રભુ પાસે સેવા અગર કાર્ય કરાવ્યુ સાભળ્યું છે ? "

" કુસુમ ! પ્રિયતમા ! આજનું તારૂ બોલવુ સાભળી હું આશ્ચર્ય પામુ છુ. સ્ત્રી દાશી હોય એમ હું કોઇ કાળે માનનાર નથી. જે લોકો સ્ત્રીયોને દાશી-અધમ વગેરે માને છે, તેઓને હુંતો મૂર્ખજ માનુ છું. આ જગતમા સ્ત્રીયો એતો સાક્ષાત દેવીઓ છે પુરૂષોની ભાગ્ય લક્ષ્મીઓ છે; ઉત્તમ પુણ્ય ભડાર છે; સંસારમા સ્વર્ગ બનાવનાર છે. શાસ્ત્રમા પણ કહ્યું છે કે; જ્યા સ્ત્રીઓનું સન્માન સચવાય છે; જ્યા સ્ત્રીઓ આનંદ અને સંતોષથી નિવાસ કરે છે; ત્યાજ સર્વ કલ્યાણ સમાએલુ છે. કુસુમ ! તું ભ્રમમા ભુલે છે. જેટલા હક્ક પુરૂષોને છે એટલાજ હક્ક સ્ત્રીયોને પણ છે. આ જગતમા સ્ત્રીયો એ શક્તી સ્વરૂપ છે જો સાભળ હું એક હિંદી કાવ્ય તને સંભળાવુ.

અબળા જનોકા આત્મબળ સસારમેં વહ થા નયા,
જાહા ઉન્હોંને તો અધિક ક્યા, રવિ ઉદયભી રૂક ગયા.
જીસ ક્ષણ્ધ મુનીકી દ્દષ્ટિસે જલ કર વિહગ ભૂપર ગીરા,
વહભી સતી કે તેજ સન્મુખ રહ ગયા નિષ્પ્રભ નીરા.

આ સાભળ્યુ છે ને ? સતીના નિશ્ચય-પ્રતિજ્ઞાથી સૂર્ય પણ ઉદય થઇ શક્યો નહોતો. પવિત્ર પ્રેમદાના પ્રભાવથી એક સિદ્ધી મેળવેલા સિદ્ધનો ગર્વ પણ ગળી ગયો હતો. "

"પ્રાણેશ ! તે સઘળો પ્રતાપ પાતિવ્રતનોજ છે સ્ત્રીયો પતિની સેવા વડેજ એવી મહત્તા મેળવી શકે છે. સ્ત્રીયોના દેવાધિદેવ પતિ જ છે. પતિ રૂપ પ્રભુને મૂકી જે અબળાઓ પ્રભુને ખોળવા-સેવા

કસ્વા મંદિરોમાં ભટકે છે; તે સ્ત્રીયો ખરેખર અધમજ છે. શ્રીસીતાજી-તારા-અનસુયા વગેરે દેવીઓ પતિ સેવાના કારણેજ સતીયો ગણાઇ. સમજ્યા કે મારા પ્રભુ ? " કુસુમાવતીએ ધીરેથી કુસુમકાન્તના ગાલ પર આંગુલી સ્પર્શ કરતાં કહ્યું.

" તું હવે મને કંઇક બોલવા દઇશ ? "

" બોલોને; કે જેથી હું પણ વાક્યામૃતનું પાન કરી પવિત્ર થાઉં."

" તું આવી પતિઘેલી બનીશ એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. "

" હવે તો થયોને ? પ્રાણેશ ! હું તો આપની સેવાને અર્થેજ સૃજાએલી છું. "

" એતો જાણે સમજ્યા. તું જેમ મારી સેવાને માટે; તેમ હું પણ તારી સેવાને માટેજ. "

" હવે જવા દો એ વાત. તમે તો એવા છો કે વાત વાતમા મારા ગુણ ગાવા મંડી પડો છો. તમે મને પતિઘેલી કહો છો; તેમ હું પણ તમને પત્નિ ઘેલા માનુ છુ. "

" તું ગમે એમ માન; પણ હું તો તારી પ્રશંસા કરવાનોજ. " કુસુમકાન્તે કહ્યું

" લ્યો હવે હું દવા પી આવુ ? "

" ના, આજે તો મેં પ્રતિજ્ઞા કરી છે કે હુ જાતેજ દવા લઇ આવી તને પાઉં. "

કુસુમાવતી હસવા લાગી. કુસુમકાન્ત દવા લેવા ગયો. કુસુમાવતી નભ મંડળમા દોડતા શશીને અવલોકી રહી. એવામા એક અજબ કૌતક થયુ. કુસુમાવતી જે સ્થળે બેઠી હતી, ત્યાથી થોડેક દૂર એક આંબાનું વૃક્ષ આવેલુ હતું. તે વૃક્ષની ઓથે કુસુમાવતીને એક

શ્યામ ઓળો જણાયો. રમણી કંઇક ભયગ્રસ્ત થઇ એ તરફ જોઈ રહી. કાળો ઓળો અદૃશ્ય થયો. કોઇક માણસ ત્યા હોય એવી શકા ઉદ્દ્ભવી. કુસુમકાન્ત દવા લઇ આવ્યો. પતિએ પીયુના હસ્તે દવા પીધી. કુસુમાવતીએ દેખાએલા ઓળા વિશે કહ્યું. કુસુમકાન્ત તરત એ તરફ ગયો અને તપાસ કરી તો કઈ જણાયુ નહિ. કુસુમકાન્તે પાછા આવી કઈ નથી એમ જણાવ્યુ પતિ-પત્નિ ઉજ્વળ ચદ્રિકા નિહાળી આનદ અનુભવવા લાગ્યા. ચદ્ર માથે આવ્યો. અન્ય વાતોને અંતે કુસુમકાન્તે પૂછ્યુ; " હવા ફેરને માટે કયુ સ્થળ નિર્માણ કર્યું છે ? "

" આપ આજ્ઞા આપો ત્યા જાઉં ? "

" તમારી ઇચ્છા શુ છે ? "

" મારી ઇચ્છા છે કે ચાંદોદ જાઉં. તે સ્થળ નર્મદા કિનારે આવેલુ છે. સ્થળ રમ્ય છે. અનેક દેવસ્થાન ત્યાં આવેલા છે. સતી શીરોમણી શ્રી અનસુયા માતાનું સ્થાન પણ ત્યા છે મારે તે દેવીના દર્શન કરવાની અધિક ઇચ્છા છે "

" મને તે સ્થળ પસદ છે. તમને આરામ થયા બાદ મારો વિચાર તમારી સાથે ત્યા જઇ એકાદ મહિનો રહેવાનો છે. "

" ત્યારે મારી સાથે જ ચાલોને ? "

" ના, હાલતો તમે એકલા જ પધારો સાથે પિતા-માતા અને અન્નપૂર્ણા બ્હેન છે એટલે તમને આનદ મળશે "

" પણ તમે સાથે હો અને જેવો આનદ મળે તેવો તો નહિ જને ? " કુસુમાવતીએ પતિના ખભે હાથ ટેકવી કહ્યુ.

" એ આનદ પણ મળશે કહો હવે ક્યારે જવાનું નિરધાર્યું ? "

" પરમ દિવસે સવારની ગાડીમા. "

" ઠીક; ત્યારે કાલથી કરો તૈયારી. "

વાતોમા મધ્યરાત્રિ થઇ. બન્નેની આખ્યો ઉંઘથી ઘેરાઇ. દંપતિ ઉભા થયા અને પરસ્પરના હાથ પકડી તેમના શયનસ્થાને આવી નિદ્રાને શરણુ થયા. તેમના ગયા બાદ કુસુમાવતીને જે સ્થળે ઓળો જણાયાનો ભાસ થયો હતો; તે સ્થળે આવેલા વૃક્ષ રાજીમા ખડખડાટ થયો. થોડીવારમાં જ એક પ્રચંડ શ્યામ આકૃતિ વૃક્ષ પરથી નીચે ઉતરી અને ધીમે પગલે આસપાસ જોતી શાન્તિ સ્થળની દિવાલ કુદી બહાર નીકળી ગઇ. આ શ્યામ વ્યક્તિ અન્ય કોઇ નહિ પણ નરાધમ મહારાજ હતો.

## ૧૫

## સરિતામાં શયતાન.

અકળ કળા છે દૈવની, કોથી નવ કળાય,
મનસૂબા માનવ કરે, પણ લખ્યું લલાટે થાય.

વૈશાખ શુક્લ સપ્તમીનો દિવસ આખા હિંદુસ્થાનમા પવિત્ર મનાય છે મહારાજા ભગીરથની ઉગ્ર તપશ્ચર્યાના પ્રભાવે શ્રીગંગાજીએ આ સપ્તમીના શુભ દિવસે જ સ્વર્ગભૂમિમાથી પધારી આ પૃથ્વીપર પોતાનો પુણ્યમય પ્રવાહ વહાવ્યો હતો. શ્રીભગીરથ આ દિવસે પિતૃઓને ઉદ્ધારી ઋણ મૂક્ત થયા હતા. આ શુભ દિવસે જ તે પ્રજાવત્સલ પૃથ્વીપતિએ ગંગાજીને સ્વર્ગમાંથી આ મૃત્યુલોકમાં આણી પરોપકારનું મહાન પુણ્ય પ્રાપ્ત કર્યું હતું. આ દિવસ ગંગાસપ્તમીના નામથી પ્રસિદ્ધ હતો. આ શુભ દિવસે સરિતામા સ્નાન કરવાથી શ્રદ્ધાળુ જનો પોતાને પાપમુક્ત થએલા માને છે. આ કા-

રણુથી ગંગાજીના પવિત્ર સ્થાનોએ સપ્તમીના દિવસે અનેક નર-નારીયો સ્નાનાર્થે આવે છે ગરવી ગૂજરાતમા શ્રીનર્મદાજીના પવિત્ર પુણ્યમય પ્રદેશમા ચાંદોદ નામક પુણ્યક્ષેત્ર આવેલુ છે. શ્રીનર્મદાજીના ઉંચા-છૂટા છવાયા-ગહન કોતરોના ટેકરાઓપર આવેલા નાના-મોટા મકાનોથી ચાંદોદ ગામનો દેખાવ કંઇક ઓરજ ભાસે છે. બરાબર નિહાળતા આ ગામ કુદરતની રચનારૂપજ જણાય છે સરિતા કિનારે અને ગામમા અનેક દેવ-દેવીઓના સ્થાનો આવેલા છે. પુરાણોમા જણાવ્યુ છે કે જ્યારથી આ પૃથ્વીપર ગંગાજીનું આગમન થયુ; ત્યારથી દેવલોકોએ સ્વર્ગ ત્યાગી ગંગાના કિનારે જ રહેવાનું પસંદ કર્યું. ઋષી-મુનીયોએ પણ આ પુણ્યવતી સરિતાને કિનારે આશ્રમો બાંધી તપશ્ચર્યા આદરી. શ્રી કુબેરભંડારી; વ્યાસ-વશિષ્ઠ-શુકદેવ-અત્રી વગેરે મહર્ષીજનોના પુણ્યધામો આજે પણ નજરે પડે છે. અનેક યાત્રીયો આ પુણ્ય સ્થાનોના દર્શન કરી પોતાને પાપમૂક્ત થએલા માને છે નર્મદાજીના કંકર શંકર તરીકે પૂજાય છે શિવાલયો સ્થળે-સ્થળે દ્રષ્ટિગોચર થાય છે. શ્રી શુકદેવજી જન્મતા જ આ પુણ્યધામમા દોડી આવ્યા હતા. શ્રી શુકભગવાન ઓર ભર્યા નાઠા, એ ઉપરથી અત્યારે શ્રી નર્મદાજીનો એક આરો ઓસ્સગના આરાના નામથી પ્રચલિત છે આ સ્થળે એક બીજી સરિતાનો સંગમ શ્રી નર્મદાજી સાથે થાય છે, આ સરિતા ઓર નામથી ઓળખાય છે આ સંગમ સ્થળે સ્નાન કરવાથી મહાન પુણ્ય સંપાદન થાય છે. દૂર દેશથી આવેલા યાત્રાળુઓ આ પવિત્ર સ્થળે સ્નાન કરીને પિતૃઓના તર્પણ-પીંડદાન કરે છે. ગામમા ભગવાનને પ્રિય બ્રાહ્મણોની વસ્તી વિશેષ પ્રમાણમા છે. ખાસીયો એ બ્રાહ્મણો કે જેઓ ઓરમા નામથી ઓળખાય છે; તેઓને ત્યા ઉતારો કરે છે.

વિષ્ણુધરાય, કુસુમાવતી–અન્નપૂર્ણા વગેરે એક અઠવાડીયુ થયા આ પુણ્યક્ષેત્રમા આવી તેમના ગોર ( બ્રાહ્મણ ) ને ગૃહે રહ્યા હતા. સરિતાનો વિશાળ પટ, તેમા જતા–આવતા વ્હાણો; કિનારે આવેલા દેવસ્થાનો; ઝાડ–કોતરો વગેરે રચના નિહાળતા કુસુમાવતી અન્નપૂર્ણા અપૂર્વ આનંદ અનુભવતાં સરિતામા સ્નાન કર્યાના ત્રીજેજ દિવસે કુસુમના શરીરમાના જ્વરે વિદાય લીધી. અશક્તશરીર ધીમે ધીમે સશક્ત બનવા લાગ્યુ. ચૈતન્યના વિયોગથી વ્યાકુળતા અનુભવતી અન્નપૂર્ણાને પણ કંઈક શાન્તિ પ્રાપ્ત થઇ. દરરોજ પ્રાતઃકાળે અને સાયકાળે કુસુમાવતી અને અન્નપૂર્ણા એક સેવકને સાથે રાખી સરિતા કિનારે દૂર સુધી ફરવા જઇ કુદરતી રચના અવલોકતા. ચાંદોદથી થોડેક દૂર શ્રી નર્મદાજીના કિનારે શ્રીગગનાથ મહાદેવનું શિવાલય આવેલું છે. આ સ્થળનો દેખાવ અલૌકિક છે આજે ગગા સપ્તમી હોવાથી અનેક યાત્રાળુઓ શ્રીગગનાથ મહાદેવના દર્શનાર્થે આવેલા હતા. માણસોની મેદની પુષ્કળ જામી હતી. વિષ્ણુધરાય પણ કુસુમાવતી–અન્નપૂર્ણા વગેરેને લઇ આ સ્થળે દર્શનાર્થે આવેલા હતા. બાદ આસપાસની રમ્યતા અવલોકી રાત્રિ પડતા પહેલા ગામમા આવ્યા. આજે રાત્રે તેમને અનસુયા જવાનું હતું. અનસુયા માતાનુ સ્થળ લગભગ સાતેક માઇલ દૂર આવેલુ હતું. વિષ્ણુધરાયના ગોરદેવતાએ એક હોડીયુ ભાડે કરી રાખ્યું હતું. ઉન્હાળાના દિવસો હોવાથી વિષ્ણુધરાયે રાત્રિએજ જવાનુ પસંદ કર્યું હતું અજવાળી રાત્રિ હતી. નવ વાગ્યાના સુમારે વિષ્ણુધરાય–કુસુમાવતી –અન્નપૂર્ણા વગેરે સરિતા તટે આવ્યા હોડી તૈયાર હતી. શ્યામ રંગના બે ખારવાઓ તૈયાર થઇ ઉભા હતા હોડીયામા ગાદલા બીછાવેલા હતાં. સઘળાંએ હોડીમાંમા સ્થાન લીધુ. કુસુમાવતી તેની

માતાની સાથે વિવિધ વાતો કરવા લાગી. વિબુધરાય શાન્ત વદને વિભુની અકળીત કળા અવલોકી રહ્યા. પવન અનુકુળ હોવાથી હોડી તીર વેગે જવા લાગી. શશીકાન્તદેવ નભમંડળમા પ્રકાશી રહ્યા હતા. સર્વત્ર રૂપેરી તેજ પથરાએલુ હતું ચારે તરફ પૂર્ણ શાન્તિ વ્યાપી રહી હતી. ઝાડ અને ઉંચા કોતરો શાન્ત અને ગભીર જણાતા હતા હોડીયું મધ્ય વિભાગે ચાલી રહ્યુ હતુ પવનમા ફરકતા સઢના અવાજ સિવાય કંઈ પણ સંભળાતુ નહોતુ. સરિતાના ઉછળતા જળમા જાણે ચંદ્રદેવ રમત રમતા હોય એમ ભાસ થતો હતો. સમય અને દેખાવ સુરમ્ય હતો સંસારના તાપથી તપ્ત થએલા અને નિરંતર ધન મેળવવાને દોડાદોડી કરી રહેલા મનુષ્યોને આવા શાન્ત સમયનો અને કુદરતના અદ્ભુત દેખાવનો અલભ્ય લાભ ક્વી રીતે અને ક્યાથી મળી શકે ? પ્રભુની લીલા આવાં રમ્ય સ્થળોએ જ જણાય છે. રાત્રિ વ્યતિત થતી હતી. વિબુધરાય અને તેમના પત્નિ નિદ્રાને શરણ થઇ ચૂક્યા હતા પવન પણ ધીમો પડયો હતો. ખારવાઓ હલેસા હલાવતા કંઇક ગીત લલકારી રહ્યા હતા કુસુમાવતી અને અન્નપૂર્ણા રાત્રિની ગભીરતા સાથે સૃષ્ટિ સૌન્દર્ય અવલોકી રહ્યા હતા. અન્નપૂર્ણાને આ વખતે ચૈતન્ય યાદ આવ્યો. શાન્ત હૃદય કંઇક ઉદ્વેગમય બન્યુ. બાલિકાએ નિઃશ્વાસ નાખી ચૈતન્યના મંગળને માટે શ્રીનર્મદામાતાને પ્રાર્થના કરી. કુસુમાવતીના મનમા પણ આ વખતે અવનવા વિચારો થઇ રહ્યા હતા. થોડીવાર શાન્તિમા વ્યતિત કરી અન્નપૂર્ણાએ કહ્યું; "મોટા બ્હેન ! કેવો અદ્ભુત દેખાવ બની રહ્યો છે ?

"અન્નપૂર્ણા ! દેખાવ અને સમય અલૌકિક છે. આપણે જાણે કોઈ આનંદ ભૂમિમા આવ્યા હોઇએ એમ જણાય છે. આ વખતે

તારા મોટાભાઇ સાથે હોત તો કંઇક અવનવો આનંદ મળત."

" મોટી બ્હેન! મને લાગે છે કે તમે જતે દિવસે ગાડા બની જશો. ' અન્નપૂર્ણાએ કહ્યું.

" કેમ વારૂ ? "

" મારા મોટાભાઇની જંખનામા. અહિ આવે હજી ઘણા દિવસ થયા નથી, એટલામા તો વળી મારા મોટાભાઇ યાદ આવ્યા. એવુ હતું તો તેમને સાથે શામાટે ન લાવ્યા ? "

" મે'તો તેમને ઘણુએ કહ્યું; પણ તે ન આવ્યા તેમા હુ શું કરૂં ? અન્નપૂર્ણા' તુ હજી અજ્ઞાત છે. હૃદયની ઐક્યતા થયા પછીનો સ્વર્ગિય સ્નેહ કેવો હોય છે, એતો ફક્ત અનુભવી જ સમજી શકે છે. બ્હેન' તારા લગ્ન થવા દે, પછી હુ પણ તને બતાવીશ કે તારી દશા મારા જેવી થાય છે કે નહિ ? " કુસુમાવતીએ સહાસ્ય વદને કહ્યુ.

"પણ હુંતો પરણવાનીજ નથીને ?" અન્નપૂર્ણાએ ગંભીર વદને કહ્યુ.

" ગાડી ! પરણ્યા વિના તે ચાલતુ હશે કે ? "

" કેમ ન ચાલે ? પરણ્યામા શુ સાર છે ? પરણીને તો પસ્તાવાનુ છે. "

" પસ્તાવુ શામાટે પડે ? "

" બ્હેન એતો કોઇ પરણેલાને પૂછી જુઓ. આપણે તો સાભળ્યુ છે કે પરણ્યામા કઇ સાર નથી. "

" પણ પરણ્યા વિના સ્ત્રી જાતનો ઉદ્ધાર નથી. તેં પેલી બ્રહ્મબાળા નર્મદાનું દ્રષ્ટાંત વાચ્યુ છે ને ? તે કુમારિકા રહી અને તપશ્ચર્યાના પ્રભાવે સ્વર્ગ–મૃત્યુ અને પાતાળમા જઇ શકતી; પણ વૈકુંઠમા તેનાથી જવાયું નહિ. એનું કારણ એજ કે પતિસેવા વિના સ્ત્રી વૈકુંઠની અધિકારી નથી. આથી જ નર્મદાને લગ્ન કરી પતિની

સેવા કરવી પડી હતી. સમજી મારી શાણી બ્હેન" કુસુમાવતીએ કહ્યું

" એ બધુ ગપાષ્ટક છે હુ તો એમાનું કંઇએ માનતી નથી. બિચારી અબળાઓને દાશીયો-સેવા કરનારીઓ બનાવવાને માટે જ કોઇ પંડિત દેવતાએ એવુ દ્રષ્ટાંત પુરાણમા ઘુસાડી દીધુ હશે " અન્નપુર્ણાએ કહ્યું.

કુસુમાવતીને હસવુ આવ્યુ તેણે શાન્ત વદને સતી સન્નારીયોનો ધર્મ અન્નપૂર્ણાને સમજાવ્યો વાતોમા રાત્રિ ઘણી વીતી મધ્યરાત્રિ થઇ ચૂકી હતી. ચંદ્રદેવ ધીમે ધીમે નભમંડળમાં પ્રવેશતા હતા તેમને હવે અન્ય પ્રદેશમા જવાનુ હોવાથી તેમના તેજસ્વી કિરણો પણ ધીમેધીમે આકાશમા અદૃશ્ય થતા હતા કુસુમાવતી અને અન્નપૂર્ણાને નિદ્રાએ ઘેર્યા પાછલી રાત્રિ થતાજ ચંદ્રદેવ આકાશમા અદૃશ્ય થયા. પૃથ્વીતલ પર ઘોર અંધકાર પથરાયો રમણીયતા જતી રહી. ભયાનક કાળરાત્રિ ઉપસ્થિત થઈ ધર્મ-કર્મનુ ભાન ભૂલેલી અને ગુલામીની સાંકળોથી સંકળાએલી ભારતભૂમિને જાણે અંધકારરૂપી રાક્ષસ ગળી જતો હોય એવો ભાસ થઇ ગયો સરિતાના ઉછળતા જળતરંગોમા પણ શાન્તિ જણાઇ ખારવાઓ પણ હલેસા હલાવી-હલાવીને થાકયા હતા. તેઓ પણ હોડીઆને રામ ભરોસે સોપી લગીર આડા થયા અને થાક-ઉજાગરાથી થોડીવારમાજ નિદ્રાદેવીના તાબેદાર થઇ પડયા હોડીયુ ધીમે ધીમે પ્રવાહની સાથે ગમન કરવા લાગ્યુ આ સ્થળે પાણી ઘણું ઉંડુ હતું અંધકારના યોગે કંઈપણ જણાતું નહોતું. તારાઓ પ્રકાશી રહ્યા હતા, સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. હોડીયામા સૂતેલા જનો જગતની તમામ જંજાળ ત્યાગી નિદ્રાની સુખદ છાયામા શાન્ત થઇ પડયા હતાં. આ અરસામા એક અવનવુ કૌતક થયુ દૂર કંઇક અજવાળુ જણાયુ. એક નાની હોડી

અતી ઝડપથી ચાલી આવતી જણાઇ. જોતજોતામા તો તે હોડી છેક નજીક આવી પહોચી. તેમા એક ફાનસ સળગતું હતું. હોડીમા પાચ માણસો બેઠેલા હતા તે પાચે જણાના સર્વાંગ કાળા જબ્બાથી ઢકાએલા હતા આ બુરખાધારીયો આ વખતે ભયાનક ભૂત સમાન ભાસતા હતા. આ નિશાચરો કોણ હશે ? શુ ચાચીયાઓ હશે ? દેખાવ તો એવો જ હતો આગળનુ હોડીયુ મદ ગતિએ ગમન કરી રહ્યુ હતું. તેની નજીકમા આ નિશાચરોની હોડી આવી. તરત બે બુરખાધારીયો ઉભા થયા; અને તેમની હોડીના કડામા જડેલા આકડા વિબુધરાયની હોડીના કડામા ભરાવી દીધા બન્ને હોડીયા સાથે ચાલ્યા. એવામા જ એક પ્રચંડ બુરખાધારીએ ઉભા થઇ સાથેના માણસોને કઇક ધીમેથી સમજાવ્યુ, કે જેથી તરત જ ચારે માણસો ધીમે રહીને વિબુધરાયના હોડીયામા પ્રવેશ્યા.

તે ચાર માણસોમાથી બે જણા કુસુમાવતી અને અન્નપૂર્ણાની નજીક ગયા અને બુરખામાથી દવાની બે શીશીયો કાઢી બન્ને બાળાઓના નાક આગળ ધરી. બાકીના બે પિશાચોએ વિબુધરાય અને તેમની પત્નિ નજીક જઇ એ પ્રમાણે કર્યું. ખારવા ઘસઘસાટ ઉંઘતા હતા બીજી હોડીમા ઉભેલો પિશાચ ખારવાઓ તરફ પિસ્તોલ તાકી રહ્યો હતો. કાળા અધકારમા કાળુ કાર્ય થઇ રહ્યુ હોય એમ સમજાતું હતું થોડીવાર થતા જ પિસ્તોલ તાકી રહેલા નિશાચરે કઇક સંકેત ધ્વની કર્યો; કે જેથી તેના માણસો તત્કાળ ઉભા થયા. શીશીયો બુરખામા મૂકી દીધી અને તેઓ કુસુમાવતીને અને અન્નપૂર્ણાને ઉપાડી પોતાના હોડીયામા પાછા આવ્યા. બેશુદ્ધ બનેલી બન્ને બાળાઓને હોડીમા બિછાવેલા ગાદલાપર સૂવારી. બન્ને હોડીઓ સાથે સાથે જવા લાગી. લગભગ એક માઇલ દૂર આવી

વિભુધરાયની હોડીને છૂટી કરી આ બોટોએ પોતાની હોડીને પાછી વાળી. નિશાચરોની હોડી સડસડાટ જવા લાગી અને અલ્પ સમયમા તો તે કાળા અંધકારમા અદ્દસ્ય થઇ. વિભુધરાયની હોડીને જે સ્થળે છૂટી કરવામા આવી, તે સ્થળે પાણી પુસ્કળ હતું. ત્યા વમળના કારણે પાણી ચકરીઓ ખાતું હતું. અધુરામા પૂરૂં પવન પણ છૂટયો હતો. પાણીના મોજા ઉંચે ઉછળતા હતા. વિભુધરાયની હોડી વમળમા ફસાઇ ચક્કર-ચક્કર ફરવા લાગી. ધીમે ધીમે પાણી પણ અંદર આવવા માંડયુ. વિભુધરાય અને તેમના પત્નિ દવાના કારણે બેશુદ્ધ હતાં ખારવાઓ નિદ્રાને લીધે નિશ્ચેષ્ટ થઇને પડયા હતા. ગોળાકાર ફરતું નાવડું જેમ જેમ પાણી ભરાતું ગયુ તેમ નીચે બેસતું હતું નાવડામા પાણી ઘણું ભરાયુ. ખારવા સફાળા જાગી ઉઠયા. ઘોર અંધકારમા નાવ ડુબતું જણાયુ. ખારવાઓ ડોલવડે પાણી કાઢી નાખવા મંડયા; પણ તેમના એ કાર્યને સફળતા મળી નહિ. ભયંકર ઘટના બનવાનું વિધીએ નિર્માણ કરેલુ હોવાથી હોડીયું છેવટે ડુબ્યુ. ખારવાઓ તરવા લાગ્યા બન્નેએ વિભુધરાય અને તેમના પત્નીને બચાવવા તનતોડ મહેનત કરવા માંડી. પણ આ સ્થળે પાણીનુ વ્હેણુ જબરૂ હોવાથી ખારવાઓની મહેનત નિષ્ફળ નિવડી. વિભુધરાય અને તેમના પત્ની હોડીયા સાથેજ તળીએ ગયાં અને તે બન્નેનાં શબ સરિતાના અથાગ જળમાં ગૂમ થઇ ગયા. ખારવાઓની સ્થિતિ દયાજનક થઇ પડી. પ્રાતઃકાળ થતા તે બન્ને મહામુશીબતે કિનારે આવ્યા. બપોર થતા એક હોડી ત્યા થઇને નીકળી. ખારવા તે હોડીમા બેસી ચાદોદ આવ્યા અને હોડી ડુબવાની હકીકત ગોરને જણાવી. ગોરના શોકનો પાર રહ્યો નહિ, તેણે તરત જ પોલીસને ખબર આપી. પોલીસે બન્ને ખારવાઓને કબજામા લઇ ગુન્હાની શોધ કરવા માંડી.

ત્રણ દિવસ અને રાત્રિ સતત મહેનત કરવા છતા શબ હાથ લાગ્યા નહિ. ખારવાઓને બેદરકારીના કારણે સજા મળી. ગોરે આ કમનશિબ બનાવનો તાર મૂક્યો. ચાંદોદ આવેલા વિશુધરાય અને તેમના પત્નિ અકાળે મરણને શરણ થયા. કુસુમાવતીને અને અન્નપૂર્ણાને પાપીઓ ઉપાડી ગયા. વિધીની વક્રીલાની હાલ તો આવી રીતે સમાપ્તિ થઇ ચૂકી



## ૧૬

### અમંગળની આગાહિ.

કદિ શક્ય હો સભાવના થાવા શિતળતા સૂર્યની,
કદિ થાય હિમાચળસમી, ધરણેથી ડગલી ધ્રુવની;
કદિ કથીરમા કંચન જુઓ, આવી મળે કંઈ ચેતવી,
રતિ કુદરતી રતી ના ઘટે, રતિ મૂળ બળવત્તર થતી.



ભાગ્યમા લખાએલા લેખ કદી મિથ્યા થતાજ નથી. કોણે જાણ્યુ હતું કે શ્રી રામચંદ્રજીને પ્રાતઃકાળે વન ગમન કરવુ પડશે ? શ્રી સીતાપતીએ પણ નહોતું જાણ્યું કે શ્રી સીતાજીનું રાવણથી હરણ થશે. અનસૂયા જવાની ઇચ્છાએ નીકળેલા કુસુમાવતી–અન્નપૂર્ણા વિશુધરાય અને તેમના પત્નીની સર્વ આશાઓ–ઇચ્છાઓ મનમાજ રહી. સરિતાના મધ્ય વિભાગે; રાત્રિના ભયંકર કાળા અંધકારના સમયેજ તેમના ભાવીની ભયાનક ઘટના બની. આ સર્વ ભાગ્યનીજ લીલા જગતના દુખીયાઓને ભાગ્ય શબ્દથીજ સંતોષ માનવાનો છે. આ કમનશીબ બનાવથી હજી કુસુમકાન્ત અજ્ઞાત હતો. રાત્રિના દ્વિ-

તીય પ્રહરે તે નિદ્રાધિન થઈ શૈય્યામા સૂતેલો હતો. આજે આખો દિવસ તેણે સખ્ત મહેનત કરેલી હોવાથી તેને વ્હેલી નિદ્રા આવી હતી. નદિ વિભાગ તરફ આવેલા ખુલ્લા ધાબામા એક શુભ્ર શૈય્યાપર કુસુમકાન્ત શાન્ત નિદ્રાસુખ અનુભવી રહ્યો હતો ચદ્રકિરણો તેના ગૌર મુખની શોભામા વૃદ્ધિ કરી રહ્યા હતા કુસુમકાન્ત પૂર્ણ શાન્તિ સુખમા સૂતેલો હોય એમ અનુમાન થતું હતુ, પણ થોડીવાર પછી તેની શાન્તિ રહી શકશે કે કેમ ? તેની ભાગ્યદેવી અટ્ટહાસ્ય કરી રહી હતી. ભાગ્યદેવીનું ભયાનક માયાવી સ્વરૂપ શાન્ત સૂતેલા જનસેવકના ઉપહાસ્ય સાથે વિરૂપ નૃત્ય કરી રહ્યુ હતુ. ચદ્રની શુભ્ર જ્યોત્સનાઓમા રૂડેલા ભાગ્યની ભયકારક કાળાશની છાયાઓ તરવરી રહી હતી. શાન્તિ સ્થળ શાન્ત હતું; પણ ભયના આભાસ પ્રતિપળે થઇ રહ્યા હોય એવુ દૃશ્ય વિલોકાતું હતું. સર્વત્ર મરણ સમાન નિસ્તબ્ધતા વ્યાપેલી હતી. ચીબરીયો કઠોર અવાજે ભાવી અમગળ સૂચવી રહી હતી. શાન્તિ સ્થળના મેદાનમા એક ખાટલાપર બુલબુલખાન સૂતેલો હતો. તે હજી નિદ્રાધિન થયો હોય એમ જણાતું નહોતું આજે તેને અજપો થઇ આવ્યો હતો. ઉઘવાને માટે તેણે ઘણીવાર પાસા ઘસ્યા; પણ નિદ્રાદેવીએ તેનીપર કૃપા કરી નહિ. બુલબુલખાન આખ્યો બંધ કરી ઘણીવાર પડયો રહ્યો એવામાજ ચીબરીયોના કર્કશ અવાજથી તેની આખ્યો ઉઘડી ગઇ તે બેઠો થયો. આસપાસ જોયુ. નિર્મળ ચદ્રિકા પથરાઇ રહી હતી. બુલબુલખાન ખાટલામા બેઠો-બેઠો રાત્રિનું દૃશ્ય અવલોકી રહ્યો આજનુ દૃશ્ય તેને કંઇક જુદુંજ ભાસવા લાગ્યુ. શાન્ત શાન્તિ સ્થળ અત્યારે તેને ભયકાર ભાસવા માડયુ. વૃક્ષોના જથ્થાના અંધકારમા કાળા ઓળા ફરતા હોય એમ તેને ભાસ થઇ રહ્યો. તેના હૃદયના ધબકારા પ્રતિ-

પળે વધવા લાગ્યા બુલબુલખાન આશ્ચર્ય પામ્યો તેણે હૃદયપર હાથ મૂકી આત્મગત્ બોલવા માંડયું

" અરે ! આજે મને આ શું થઇ રહ્યું છે? મારા મનમાં આ અજંપો શો ? કોઇ દિવસ નહિ અને આજે મારૂ મન ભયભીત કેમ બને છે ? આ ચંદ્ર કિરણો શિતળ છે, પણ તે મને અત્યારે શિતળતા સમર્પી શકતા નથી આ શાન્તિ સ્થળની શાન્તિ મને અત્યારે સ્મશાનની શાન્તિસમ સમજાય છે આ પવિત્ર ભૂમિમાં પણ જાણે ભૂતના ઓળાઓ નાચતા હોય એવો દેખાવ મારી આંખ્યો નિહાળી રહી છે અરે આજે આ શો ઉત્પાત? આ અશાન્તિ શી? નિશાચર પક્ષીઓના કઠોર અવાજ મારી શંકામાં વધારો કરે છે. મારૂ મન ગભરાય છે કંઇક અમંગળ બનવાની આગાહી થાય છે. ભગવત ! આજે આ શો ગજબ ! " બુલબુલખાન ઉભો થયો; અને ઝાડના જથ્થા તરફ ગયો. કોઇનાથી કદી ભય નહિ પામનારા આ મુસ્લીમ યુવકના હૃદયમાં ભયના ભણકારા વાગી રહ્યા. પગ શીથીલ બન્યા; પણ હિંમતવાન યુવક આગળ વધ્યો. ઝાડની નજીક જતા તેને કંઇ જણાયું નહિ. તેની શંકા દૂર થઇ તે તત્કાળ ત્યાંથી પાછો ફર્યો અને ખાટલા પર આવી બેઠો. મન વિચારવશ બન્યું મધ્યરાત્રિ થઇ. મીલોમાં ફરતા ચોકીદારોએ ઘડીઆળો વગાડી. બાર વાગ્યા બુલબુલખાન અનેક વિચારોથી અકળાઇ સ્વગત્ બોલી ઉઠયો; "આજે ઉંઘ પણ દુષ્મન થઇ હોય એમ જણાય છે બાર વાગ્યા. મારી પ્રકૃત્તિમાં આજે આ શો અજબ ફેરફાર ? મન શાથી ધડકી રહ્યું છે તેની મને સમજ પડતી નથી ગમે તેમ હો પણ આજની રાત્રિ ખરેખર ભયકારક છે. કંઇક ખરાબ થયું છે અગર થવાનું છે એમ મારો આત્મા કહી રહ્યો છે. આ સ્થળની જમીન પણ મને

ભયાનક ભાસી રહી છે. ચાલ મોટાભાઇ પાસે જાઉં અને જોઉં કે તેઓ શું કરે છે ? મને લાગે છે કે તેઓ હજી લખતા જ હશે ?" આમ વિચારતો બુલબુલખાન ઉભો થયો અને કુસુમકાન્ત જ્યાં સુતો હતો ત્યાં આવી ઉભો. મધ્યરાત્રિ સુધી લખનાર-વાચનારને આજે શાન્ત નિદ્રામાં પડેલો જોઇ બુલબુલખાનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે એકાગ્ર નજરે કુસુમકાન્તના મુખ મંડળને અવલોકી રહ્યો અને મનમાં બોલ્યો, " મોટાભાઈ ! આજે તમને ઉંઘતા જોઇ મને આશ્ચર્ય સાથે અદેખાઇ ઉત્પન્ન થયિ છે. હું વ્હેલો સુનાર આજે મધ્યરાત્રિ થવા છતાં જાગુ છું કોણ જાણે કે શાથી આજે મારી ઉપર નિદ્રા રૂઠી છે " બુલબુલખાન ત્યાંથી ખસી ધાબાની બેઠક પર બેઠો. સરિતા તરફનો પવન શરીરને શિતળતા સમર્પી રહ્યો હતો. સરિતા તરફનું રેતીનું મેદાન ચંદ્ર કિરણોથી શ્વેત બની રહ્યું હતું. બુલબુલખાન એ તરફ જોઇ રહ્યો. એવામાજ એકાએક કુસુમકાન્ત એક ચીસ પાડી બેઠો થયો. બુલબુલખાન ગભરાઇને તેની નજીક દોડી આવતા બોલી ઉઠયો; " મોટાભાઇ ? "

"કોણ બુલબુલ ?" કુસુમકાન્તે તેના સામે જોઇ પૂછ્યું.

" હા "

" તું અત્યારે અહિં ક્યાંથી ? "

" તે હું જણાવું છું; પણ આપ પ્રથમ જણાવો કે તમે એકાએક સફાળા કેમ જાગી ઉઠયા ? "

" બુલબુલ ! કોણ જાણે કે શાથી આજે-અત્યારે મારૂં મન અસ્થિર બન્યું છે. મેં જીંદગીમાં આજ પર્યંત એક પણ સ્વપ્ન અવલોક્યું નથી, પણ આજે મેં એક અદ્દભુત અને અતી ભયકારક સ્વપ્ન જોયું છે. આ સ્વપ્નના દેખાવથી મારૂં મન ભયભીત બન્યું

છે. મને હજી પણ ભયનો ભાસ થઇ રહ્યો છે. મન કંપી રહ્યું છે. સ્વપ્નનો દેખાવ મારી નજરે જણાઇ રહ્યો છે." કુસુમકાન્તે હૃદય-વેદના પ્રકટ કરી.

" સ્વપ્નમા શુ જોયુ ? "

" એક રાક્ષસ જેવો પુરૂષ મને અને કુસુમાવતીને બાધી તેની સાથે લઇ ગયો અને એક ઉચા પ્હાડપર ચઢી તેણે અમને એક મોટા સમુદ્રમા ફેકી દીધા બસ એ સાથે જ હું ચીસ નાખી જાગી ઉઠયો "

બુલબુલખાન છાતી ઉપર હાથ મુકી મનમાં જ પોકારી ઉઠયો; " ઓ પ્રભુ આજે આ શો ઉત્પાત ? "

કુસુમકાન્તે તેને શાન્ત ચ્હેરો જોઇ પૂછ્યુ, " કહે હવે તું અહિં ક્યાથી ? "

બુલબુલખાને પોતાના અસ્થિર હૃદયની વાત વિદિત કરી. કુસુમકાન્ત આશ્ચર્યમાં ડુબ્યો. તેણે થોડીક ક્ષણ વિચારવશ રહી કહ્યું; "બુલબુલ ! અત્યારના બનાવથી હું એવા અનુમાનપર આવુ છુ કે કંઇક ભયાનક આફત આપણી તરફ દોડી આવે છે. ચાંદોદ ગએલ કુસુમાવતી વગેરે કંઇક આફતમા સપડાયા હોય એવી શકા પણ હૃદયને વ્યાકુળ બનાવી રહી છે. '

" મારો આત્મા પણ આપના અનુમાનને મળતો થાય છે. કોઇ દિવસ નહિ અને આજે મને ભયાનક ભયની આગાહી થાય છે. મારૂં જીગર બળ્યા કરે છે. મનમા કઇ કઇ શકાઓ ઉત્પન્ન થઇ સતાપી રહી છે મોટાભાઇ ! શુ થશે ? " બુલબુલખાન ગંભીર વદને કુસુમકાન્તના મુખ તરફ દ્રષ્ટિ કરી રહ્યો. કુસુમકાન્તે બહાદુર વદને આસપાસ નજર કરી કહ્યુ.

" પ્રભુની ઇચ્છા મુજબ બનશે. તુ પેલુ પ્રભુ ભજન ગા "

" કયુ ? " બુલબુલે પૂછયુ

" પેલુ અજબ હયરાન છુ ભગવત. "

બુલબુલખાન નીચે બેઠો અને થોડીકવાર મનમા ગણગણી તેણે ઉચ્ચ સ્વરે ગાન આરભ્યુ કુસુમકાન્ત ધ્યાનથી ગાન સાંભળી રહ્યો શાન્ત ઉજવળ રાત્રિએ ગાનની મીઠાશ અદ્ભુત ભાસવા લાગી ગાન આ પ્રમાણે હતુ

અજબ હૈરાન છૂ ભગવત, તને શી રીત રીઝાવુ હુ,
નથી કોઇ વસ્તુ અહિ એવી, જે સેવામા ધરાવુ હુ;
તુ વ્યાપક સર્વ મૂર્તિમા, વળી વ્યાપક તુ ફૂલોમા,
અરે ભગવાન પર ભગવાન શી રીતે ચઢાવુ હું.
વિભો ! તવ જ્યોતિથી ઝગે સૂરજ ચદ્ર અને તારા,
ખરે ધિક્કાર યુક્ત ગણાય, તને દીપક બતાવુ હું,
ચઢાવા ભોગ જો જઇએ, ખરે અપમાન એક ગણાય,
ખવડાવે છે સહુને જે જમાડુ તેને કેમ કરી હું.
કહે વેદો તું નિરાકાર, નથી કર પાદ શીર્ષ લલાટ,
કહે નિર્લેપ નારાયણ તો કયા ચદન લગાવુ હું.

ભજન.

ગાન પૂર્ણ થયું. કુસુમકાન્તે સર્વવ્યાપી પરમાત્માનુ ધ્યાન ધર્યું. બુલબુલખાન પણ મન સાથે પ્રભુનું નામ ઉચ્ચારતો જણાયો એટલા-માજ શાન્તિ સ્થળના મુખ્ય દરવાજે કોઇક બૂમો પાડતુ સંભળાયુ. કુસુમકાન્ત અને બુલબુલખાનનુ ધ્યાન એ તરફ ખેચાયુ. તત્કાળ બુલબુલખાન નીચે ઉતરી ઝાંપા તરફ દોડયો. દ્વાર રક્ષક બેઠો જાગૃત

થઇ ઝાપો ઉઘાડવાની તૈયારી કરતો હતો; એવામા જ બુલબુલખાન ત્યા આવી પહોચ્યો. ભૈયાએ ઝાપો ઉઘાડયો એક માણસ અંદર પ્રવેશ્યો બુલબુલખાને તેને ઓળખ્યો. એ માણસ વિધુધરાયનો મૂનીમ હતો. વિધુધરાયના ગયા પછી તે વિધુધરાયના બગલેજ રહેતો હતો. તેને આ સમયે આવેલો જોતાજ બુલબુલખાનને ફાળ પડી મુનીમનુ મુખ પણ શોકની છાયાથી ગમગીન જણાતુ હતુ તેણે પૂછ્યુ; " કુસુમકાન્તભાઇ ક્યા છે ? "

" ચાલો હું તેમની પાસે લઇ જાઉ. " બુલબુલખાન આગળ ચાલ્યો; અને મુનીમને લઇ કુસુમકાન્તની પાસે આવ્યો. કુસુમકાન્ત તેને જોતાજ સ્તબ્ધ બન્યો, શકા વધી એટલામાજ મુનીમે રડી દીધુ. કુસુમકાન્ત અને બુલબુલખાન ચોકયા અને એક સાથેજ બોલી ઉઠયા.

" કા શુ છે ? "

" ગજબ થઇ ગયો છે. " આમ બોલતો તે મુનીમ ચાદોદથી આવેલો તાર કુસુમકાન્તના હાથમા મૂકી નીચે બેસી ગયો અને બેફાટ આક્રદ કરવા લાગ્યો. બુલબુલખાને નજીકમા પડેલુ વોલસીટ સળગાવી દીવો કર્યો. કુસુમકાન્ત તાર વાચના જ ધરતીકપના આચકાની માફક કપ્યો. તેણે તાર ફેકી દઇ બે હાથે પોતાનુ માથુ પકડી લીધુ અને એ સાથેજ તેના મુખમાથી નિશ્વાસ યુક્ત વાક્ય નીકળી પડયુ કે, " ઓ પ્રભુ ! તને આ શુ ગમ્યુ ? "

બસ આ વાક્યના અંતીમ ઉચ્ચારની સાથે જ કુસુમકાન્ત આખે અધારા વળવાથી શૈય્યામા ઢળી પડયો.



## ૧૭

### વિદાય-અર્ઘ્ય.

Be still ! sad heart ! and cease repining,
Behind the cloud the Sun is still shining,
They fate is the common fate of all,
In to each life some rain muֿst fall,
Some days must be dark and dreary

---

એક વિદ્વાન દુ:ખીને દિલાસો આપતા ઉપરોક્ત કથન નિવેદન કરે છે. તે કહે છે કે " તમારા દુઃખી હૃદયને શાન્ત કરો અને વિમાસણ કરતું અટકાવો; વાદળની પાછળ યશસ્વિ દિનમણી દિવ્ય રશ્મિથી પ્રકાશે છે. સર્વવ્યક્તિ જેવુજ તારૂ નશિબ છે. પ્રત્યેક મનુષ્યને દુ ખરૂપી વાદળની આવશ્યકતા છે, કારણકે યશસ્વિ ભાગ્ય જોવાને દુઃખની અગત્યતા છે; તેથી કેટલાક દિવસો દુઃખી અને ઉદાશી પણ હોય.

કુસુમકાન્તની દશા નિહાળતાજ બુલબુલખાન આભો બન્યો તેના હૃદયમા આ વખતે દારૂણ દુ:ખ દમી રહ્યું હતું. તેની આખ્યોમા અશ્રુ ઉભરાયા હતાં. તેણે તત્કાળ કુસુમકાન્તનું માથું ખોળામા લઇ મોટા અવાજે " મોટાભાઇ ! ઓ મોટાભાઇ " કહી બૂમો પાડવા માંડી

પણ કોણ બોલે ? હૃદયના આઘાતથી દેશભક્ત ભાન ભૂલ્યો હતો બુલબુલખાનના મોટા અવાજથી શાન્તિ સ્થળનાં અન્યજનો પણ જાગૃત થઇ ઉપર દોડી આવ્યા. મુનીમે કકળતા અંત:કરણે હોડી ડુબ્યાના સમાચાર જણાવ્યા. શોકનું વાદળ ફરી વળ્યુ બુલબુલખાન એક નાના બાળકની માફક રડી પડયો કારમુ કલ્પાત મચી રહ્યું.

કરૂણ કલ્પાતના અવાજે કુસુમકાન્તને સાવધ કર્યો. તે બેઠો થયો. આ વખતે તેનો દેખાવ હાસ્યમય હતો. તેની આખ્યોમા અશ્રુ ન્હોતાં; પણ ભીની થએલી આંખ્યોમા દીનતા દેખાઇ રહી હતી. મુખ શોકાચ્છાદિત–ગભીર બન્યું હતું. તેણે રડતા હૃદયે; પણ ગભીર અવાજે રડતા જનો પ્રત્યે કહ્યું; " તમે શામાટે રડો છો? શાન્ત થાવ ભાવિએ આપણા ભાગ્યમા એજ નિર્મ્યું હશે. પ્રભુની ઇચ્છાને આધિન થાવ."

કુસુમકાન્ત વધુ બોલી શક્યો નહિ. એકાએક તેની આખ્યોમાથી અવિરલ અશ્રુધારાઓ વહેવા લાગી. પ્રાતઃકાળ થયો. આ કમનશિબ બનાવની ખબર પડતા સર્વત્ર શોક વ્યાપિ રહ્યો. સ્નેહિ મિત્રોથી શાન્તિ સ્થળ ભરાઇ ગયુ. રૂદન અને શોકોદ્દગારથી દેખાવ કરૂણ બની રહ્યો. મધ્યાન્હ થયા. કુસુમકાન્ત ધૈર્ય ધારણ કરવાને ઘણોએ પ્રયત્ન કરતો હતો; પણ ક્યમે કરી તેનુ વ્યથિત મન શાન્ત થતું નહિ. તેનું મન કુસુમાવતીને પોકારી રહ્યુ હતું. આખ્યો કુસુમાવતીની દીન છાયામૂર્તિને અવલોકી રહી હતી. કુસુમાવતી જળશાયી થઇ એવુ સ્મરણ થતાજ તેનું હૃદય ચૂર્ણ–વિચૂર્ણ થતું. નાડીયોમા વ્હેતું રૂધીર ઠરી જતું. કુસુમાવતી ગઇ; સદાને માટે ગઇ આ આખ્યો હવે તેને જોઇ શકનાર નથી. જીવન એકલવાયું થયુ. સુખી મનાતો સસાર શૂન્ય બન્યો. હા! શુ થશે? આ શી દુર્દશા?" આવા આવા અનેક શોકોદ્દગાર તેના હૃદય સમૂહમાં તરવરી રહ્યા હતા. દુઃખમા દિલાસો દેવા આવેલા મિત્રો તેને વિટાઇને બેઠા હતા. સાજ પડી. કુસુમકાન્ત ગભીર બન્યો. બળાત્કારે મનને શાન્ત કર્યું. તેની આખ્યોનાં અશ્રુ સૂકાયા; પણ હૃદય તો રડીજ રહ્યું હતું. તે ઉપરથી જો કે શાન્ત જણાતો હતો; પણ હૃદયમાં અશાન્તિના પ્રચંડ મોજાં ઉછળી રહ્યાં હતાં. એકમ

થએલા માણસો શોકપૂર્ણ વદને વિખરાયા. મિત્રમંડળી પોતપોતાના સ્થાને વિદાય થયુ. રાત્રિ પડી. કુસુમકાન્ત એકલો પડયો. એકાન્તમા ગયો. કુસુમાવતીને યાદ કરી ખૂબ રડયો એવામાજ બુલબુલખાન એક તાર લઇ તેની પાસે આવ્યો કુસુમકાન્તને રડતો જોઇ તેનુ હૃદય પણ ભરાઇ આવ્યુ. બન્નેએ ઘણીવાર રૂદન કરી હૃદય હલકા કર્યાં. બુલબુલે તાર આપ્યો તાર જોનસન સાહેબે વડોદરેથી મૂક્યો હતો

કુસુમકાન્તે તાર વાચી એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. બુલબુલખાને પુછ્યુ; "મોટાભાઇ! તાર કોનો છે?"

"તાર જોનસન સાહેબનો છે તેમણે પેપરો દ્વારા સર્વ સમાચાર જાણ્યા છે સાહેબ દિલાસો દેતા જણાવે છે કે દુઃખને અંતે સુખ મળશે. પણ સુખ, હા! મારૂ સુખ હવે સ્મશાનની ચિર શાન્તિમા જ છે. કુસુમાવતી સિવાયનુ સુખ મારે નથી જોઇતુ બિચારા સાહેબને આપણા દેશના આર્ય લગ્નના પ્રેમની મહત્તા ક્યાથી સમજાય? હા! એક વખતે વિનોદમા મે તેમને જણાવ્યુ હતું કે, A husband is one Person with his wife. પતિ પત્નીના યોગથી જ સપૂર્ણ ગણાય છે. કુસુમાવતી જતા મારૂ સર્વસ્વ જતું રહ્યું. હુ અસહાય બન્યો સંસાર સ્મશાન સમાન થયો. મિત્રો સ્નેહિયો મારા સંતપ્ત હૃદયને કઈ પણ શાન્તિ સમર્પી શકશે નહિ મારી શાન્તિ હવે સ્મશાનમા છે." કુસુમકાન્તે કકળતા અતઃકરણે કહ્યુ. બુલબુલખાન આવુ સાભળતા પુશ્કળ રડયો. કુસુમકાન્તે તેને હૃદય સાથે દાબી શાન્ત કર્યો. રાત્રિના અગીઆર વાગ્યા. શોકના કારણે સર્વત્ર શુન્યકાર જણાતું હતું. ચદ્રકિરણોમા પણ કઇક ફિકાશ હોય એમ ભાસતું હતું કુસુમકાન્તે બુલબુલખાનને સુવાની સૂચના કરી. બુલબુલખાન દેશભક્તનુ વ્યથિત હૃદય વિચારી તેના શયન સ્થાને નહિ

જતા જમીનપર સાદડી બિછાવી ત્યાજ સુતો. કુસુમકાન્ત ઉંડા વિચારમા પડયો મધ્યરાત્રિ થતા બુલબુલખાનને નિદ્રાએ ઘેર્યો. કુસુમકાન્તની આખ્યોમા ઉઘ નહોતી. તે ધીમે રહી ઉઠયો. મદ બળતા દીપકને સતેજ કર્યો પછી મેજ આગળ પડેલી ખુરશીમા સ્થાન લઇ તે નિરાશવદને લમણે હાથ ટેકવી ઘણીવાર સુધી કઇક વિચાર કરતો બેસી રહ્યો; અને અંતે કઇક નિશ્ચય પર આવી તેણે મેજપર પડેલા એક કોરા કાગળમા થોડીકવાર કઇક લખી તે કાગળને વાળી મેજ પર મુકયો રાત્રિ વ્યતિત થતી હતી. પૂર્ણ શાન્તિ છવાઇ રહી હતી. ફક્ત ઘડીઆળને ટકટક અવાજ શાન્તિને વિખેરતો હતો એવામા ઘડીઆળમા ત્રણ ટકોરા થયા. કુસુમકાન્ત ચમકીને ઉભો થતા બોલ્યો; "ત્રણ વાગ્યા. અહો ! કેવી ભયાનક શાન્ત રાત્રિ ? શાન્તિ સ્થળ ખાવા ધાય છે. ભૂત-પ્રેતોના ભમવાનો ભાસ થાય છે. આ શુ પરિવર્તન ? કુસુમાવતી પ્રત્યેના પ્રેમ પ્રાબલ્યનુ જ આ પરિવર્તન. મન ચિરાય છે. આત્મા કકળે છે અને ધૈર્ય ધરવાનું સુચવે છે. આહ ! હૃદયનો જખમ વધુ તિવ્ર બને છે આ શ્વેત ચદ્રિકાયુક્ત રાત્રિ મને ભિષણ અધકારમયી લાગે છે. જગતના તમામ દુખો મારી ભયાનક ભાગ્યદેવીની સાથે મારૂ અટ્ટહાસ્ય કરી રહ્યા છે. હવે અહિ શા માટે રહું ? વિચાર-આશાઓ અદૃશ્ય થઇ જીવનની અમૃત સરિતા સ્વર્ગમા જતી રહી. શુષ્ક જીવન શુ કામનુ ? હવે જવામા જ સાર છે. જનારીની પાછળ હુ ન જાઉ તો કૃતઘ્ન લેખાઉ. ચાલ; સઘળા ઉંઘે છે; આ રાત્રિ અનુકુળ છે. કુસુમાવતી; પ્રિયતમા-આનદ મૂર્તિ ! ગરીબોની દેવી ! હુ આવું છુ. તું જ્યા હશે ત્યા આવવા હુ આ પળેજ નીકળુ છુ "

આમ પ્લાવે એમ આત્મગત બોલતો કુસુમકાન્ત શોકોન્માદ હૃદયે

ઉંઘતા બુલબુલખાનના મુખ સામે થોડીકવાર જોઈ રહ્યા પછી શયન સ્થાનમાંથી બહાર નીકળ્યો. આ વખતે તેની આંખોમાંથી ચોધાર અશ્રુધારાઓ વહેતી હતી. તેણે શાન્તિ સ્થળમાં ચારે તરફ નજર ફરી ત્યાંની મૃતિકા કપાળે ચોપડી અને એકવાર પોતાના ઓરડા તરફ જોયું. તેના મુખમાંથી નિઃશ્વાસ યુક્ત શબ્દો નીકળ્યા. "કુસુમાવતી અજાપૂર્ણા ગયા; બધા ગયા. હું જાઉં છુ, પ્રણામ" બસ આ સાથે જ કુસુમકાન્તે ઉતાવળે પગે ત્યાંથી ગમન કર્યું. ઝાંપો ઉઘાડો હતો. ભૈયો ગાઢ નિદ્રામાં હતો એક સજળ-કોમળ નજર ફેંકી કુસુમકાન્ત બહાર નીકળ્યો અને સરિતા તરફના શૂન્ય પ્રદેશમાં અતિ ઝડપથી જવા લાગ્યો. ચંદ્રીકામાં તે ઘણે દૂર સુધી જતો જણાયો પણ છેવટે રાત્રિએ તેને છુપાવ્યો. કુસુમકાન્ત ગયો; જન સેવક પ્રિયતમાના વિયોગથી વ્યાકુળ બની રાત્રિએ ચાલી નીકળ્યો. સવાર થતાજ બુલબુલખાન જાગ્યો. કુસુમકાન્ત ન જણાયો. તેને ફાળ પડી. ચારે તરફ ફરી વળ્યો. મેજ પરથી પત્ર હાથમાં આવ્યો વાંચતાજ બુલબુલખાન મોટા અવાજે રડી પડયો ત્યાંના નિવાસીઓ ભેગાં થઇ ગયા. કુસુમકાન્તના જતા રહેવાની જાણ થઇ. કરૂણ કલ્પાંત શરૂ થયું. બુલબુલખાને માણસ મોકલી સુધાકર નવનીત અને મનહરને બોલાવ્યા. કુસુમકાન્તના જવાના સમાચારે મિત્રોના હૃદયમાં સખ્ત આઘાત થયો. સઘળાએ કકળતા અંતઃકરણે કુસુમકાન્તે લખેલો પત્ર વાંચ્યો. તેમાં ટુકુંજ લખેલુ હતું "મિત્રો! મારા જવાથી કોઇ દુ:ખી થશો નહિ. આપણા સંસ્કાર પૂરા થએલા હોવાથી હું જાઉં છુ. મારી શોધ કરશો નહિ શાન્તિ સ્થળની વ્યવસ્થાનું કાર્ય ભાઇ સુધાકર અને મનહરને સોંપુ છુ વિબુધરાયની મિલ્કતની વ્યવસ્થા નવનીત અને જોનસન સાહેબ યોગ્ય રીતે કરશો એવી મારી તેમને પ્રાર્થના

છે. બુલબુલ મારો ભાઇ છે. તેને સુખી કરજો. સર્વને મારા પ્રણામ અને સાથે ગરીબોની સેવાનુ સૂચન. સર્વનું શુભ થાવ." આટલુંજ લખેલુ હતું સઘળા દિગ્મૂઢ બની એક બીજાની સામે જોઈ રહ્યા. કુસુમકાન્તના જતા રહેવાની ખબર વાને વેગે ફેલાઇ. જોનસનને પણ તારથી ખબર મળી. શોધમા ઘણા માણસો દોડયા પણ પત્તો કયાથી મળે? કુસુમકાન્ત ગયો તે ગયોજ શાન્તિસ્થળમા નિરાશા ફરી વળી. સાથે આ શોકમય દિવસની પણ સમાપ્તિ થઇ ચૂકી.

---

## ૧૮

### કમનશિબ કેદી.

સુખની પાછળ દુઃખનો જ્યમ છાય તડકો થાય છે,
નશીબની લીલા તણા પણ રંગ બહુ બદલાય છે;
કાયમ ન કોઇની સ્થિતિ હમેશા એક રહેવાની,
સુખી આજે દુઃખી કાલે હમેશા એમ થાવાની.

---

મહિ નદી કે જેને મહિસાગરના નામથી પણ ઓળખવામા આવે છે. એ સાગર સમાન જળ પ્રવાહવાળી સરિતાના બન્ને કિનારે ઉંચા ગગન ચુંબીત કોતરો આવેલાં છે. આ કોતરો કેટલા વિકટ, ગહન અને અગમ્ય હોય છે એતો નજરે નિહાળનાર જ સમજી શકે છે. એ કોતરોમા અનેક નાના ગામડાઓ આવેલા છે અનેક હિંસક પ્રાણીઓ પણ ત્યાં નિવાસ કરે છે. આવા અગમ્ય અને કુદ-રતની રચના રૂપ કોતરમા એક પડી ભાગેલુ ખંડીએર આવેલુ હતું. દંતકથા એવી છે કે આ ખંડીએરના સ્થાને અગાઉ એક ગામ આવેલુ હતું; અને એ ગામની પાદરે બાદશાહી વિહાર સ્થાનો આવેલા

હતા. ખંડીએરના દેખાવ પરથી અનુમાન થતું કે આ ખંડીએરો અગાઉના વખતમાં ભવ્ય મહાલયના રૂપમા હશે. પણ આજે તેમાનું કાઇ નહોતું. ખ ડીએરમા ઈંટોના ઢગલા, સડી ગએલા કાટમાળ અને ટૂટી પડેલા પત્થરો નજરે પડતા હતા આ ખંડેર ઘણું લાંબુ હતું. અંદરના ભાગમા એક નાનો કિલ્લો આવેલો હતો. આ કિલ્લાની અંદર એક મોટો ઓરડો આવેલો હતો. ઓરડો ઘુમ્મટના આકારનો હતો ઓરડાની ચારે તરફની દિવાલો પત્થરની હતી. આ ઓરડાની પછીતે મહિ નદીનો પ્રવાહ વહન કરી રહ્યો હતો આ ખ ડીએર અને તેમા આવેલા કિલ્લાની આસપાસ ઉંચા કોતરો આવેલા હતા વિવિધ પ્રકારના વક્ષોથી કોતરો ભરપુર હતા. આસપાસનો દેખાવ ભયકારક ભાસતો. રાત્રિના સમયે તો અતી અદ્દ્ભુત અને ભયકારક દેખાવ બની રહેતો. તરૂવરો અને ઉંચાં કોતરો તરફ નજર કરતા જાણે ભૂતાવળ ઉભા હોય એવો ભાસ થઇ રહેતો રાત્રિના દ્વિતીય પ્રહ-રની પૂર્ણાહુતી થવા આવી હતી. સર્વત્ર ભિષણ અંધકાર વ્યાપેલો હતો. તારાઓ અંધકારને ભેદવા વૃથા પ્રયત્ન આદરી રહ્યા હતા. સર્વત્ર શૂન્યકાર જણાતું હતું દૂરના કોતરોમા શીયાળવાના રૂદન ધ્વનિ સંભળાતા હતા. આવા ભયકારક સમયે કિલ્લના ઓરડામા દીપકનું એક કોડીયુ મ દ મંદ પ્રકાશે પ્રકાશી રહ્યું હતું. તેના અજ-વાળામા જોતા જણાતું હતું કે એક યુવાન લમણે હાથ ટેકવીને ચિંતાતુર વદને ઓરડાની વચ્ચે પાથરેલા એક ખાટલાપર બેઠેલે હતો ખૂની અને બહારવટીઆઓને છૂપાઈ રહેવાના આ ભેદી સ્થ-ળમા બેઠેલો એ યુવાન કોણ હશે?

તેનો દેખાવ કેદી જેવો જણાતો હતો. તેનુ મુખ ફીકકુ પડેલુ હતું. આંખ્યો ઉંડી ઉતરેલી હતી. શરીરપર પ ચીયુ અને પહેરણુ

સિવાય અન્ય વસ્ત્ર નહોતું. ચિંતાવશ યુવાન વારવાર નિઃશ્વાસ નાખતો હતો. કોઇ અજાણ્યો માણસ કદાચ જો આ સ્થળે આવી ચઢે અને એ બેઠેલા યુવાનને જુએ તો જરૂર તે માણસ ભયથી છળીજ મરે. સર્વત્ર નિસ્તબ્ધતા વ્યાપેલી હતી. મહિમાતાના જળનો ગભીર ઘુઘવાટ શાન્તિને વિખેરતો હતો. ચિંતાતુર વદને બેસી રહેલો યુવક આખરે કંટાળી ઉભો થયો અને ઓરડાના દ્વાર પાસે આવ્યો. દ્વાર બંધ હતાં. નિ.શ્વાસ નાખી તે પાછો ફર્યો. આ કમનશીબ યુવાન કોણ હશે ? પાઠકો ! તમે તેને ઓળખો છો ? શુ એટલીજ વારમા તેને ભૂલી ગયા ? સાંભળો અને જુઓ કે તે અન્ય કોઇ નહિ, પણ ભાગ્યદેવીની ભયંકરતાના કારણે દુષ્ટ ખુની મલ્લરાજના દગાનો ભોગ થઇ આ વિકટ સ્થાનમા પૂરાએલો આપણો પરિચિત ચૈતન્ય કુમાર છે જે વખતે વામનરાયે ટેલીફોન કરી પોલીસની મદદ માગી; તે વખતે તે મલ્લરાજ પોલીસ ઑફિસમા હાજર હતો. તત્કાળ તે પોતાના મળતીયા સિપાહીઓને લઈ મોટરમા બેસી બીલમા આવ્યો. ચૈતન્ય એ લોકોને તાબે થઇ મોટરમા બેઠો. મોટરમા બેઠેલા મલ્લ-રાજે એક રૂમાલ કાઢી ચૈતન્યના નાક આગળ ધર્યો; ચૈતન્ય ચમક્યો. તેને દગો સમજાયો. પણ પછી તરત તે બેશુદ્ધ બન્યો. આ પછી મોટર નિર્જનસ્થાનમા આવેલા એક મકાન આગળ આવી અટકી. ચૈતન્યને તે મકાનમાં ઉપાડી જવામા આવ્યો; અને પછી તેને એક થેલામાં પૂરવામા આવ્યો. થેલાની અંદર પવન જઇ શકે તેને માટે બાકા પાડેલા હતા. એ થેલાને ઉંટ પર ચઢાવી પાપી મલ્લરાજ મહિમાતાના કોતરોમા આવ્યો અને ચૈતન્યને ઉપર જણાવેલા ખડી-એરના ઓરડામા પૂર્યો. આ પછી ચૈતન્ય તેની મેળેજ સાવધ થયો અને જોયું તો પોતાને એક ઓરડામા પૂરાએલો જોયો. મલ્લરાજ નજી-

કમાજ હતો. ચૈતન્યે તેને ઓળખ્યો. એ સાથેજ તેના મુખપર ક્રોધ-શોક અને દુઃખની છાયાઓ છવાઇ. મલ્લરાજે તેને મારી નાખવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. ચૈતન્યે તેને ઘણુંએ સમજાવ્યો; પણ પાપાત્માના હૃદયમા દયાનો લેશમાત્ર પણ આવિર્ભાવ થયો નહિ. ચૈતન્યે નાશીપાસ થઇ તેને તેજ વખતે પોતાને મારી નાખવાની વિનતિ કરી, પણ પાપીએ તેને જવાબ આપ્યો કે તને હાલમા મારી નહિ નાખતા આ સ્થળે પૂરી રાખવામા આવશે. હુ તારા બાપની શોધમા જાઉં છુ. હું તારા બાપને અને તારા દોસ્ત પેલા બુલબુલખાનને પકડી આણીશ અને પછી તે લોકોની સાથેજ તારો ઘાત કરીશ. આટલુ કહી તે પાપી હસ્તો-હસ્તો ત્યાથી ચાલ્યો ગયો. ચૈતન્ય આ ખડીઓરમા રહી દુ.ખી દિલે દિવસો નિર્ગમન કરવા લાગ્યો. મલ્લરાજ તરફથી આ કિલ્લામા એક વૃદ્ધ માણસ રહેતો હતો. આ વૃદ્ધ બ્હેરો અને મુગો હતો. દર ત્રીજે દિવસે કેદીને રોટલા આપવાનુ કાર્ય તે કરતો હતો આ વૃદ્ધ માણસ જો કે બ્હેરો અને મુગો હતો, પણ દેખાવે મજબુત અને ક્રૂર હતો. ચૈતન્યે તેને ઇસારતથી સમજાવવા માડયો; પણ કસાઇના દિલમા કરૂણાનો સંચાર શી રીતે થાય ? ચૈતન્યને આ સ્થળે આવીને રહે ઘણા દિવસ વીતી ચૂક્યા હતા. એકાન્ત વાસથી ચૈતન્ય ઘણો કટાળી ગયો હતો. તેનો દેખાવ એક કગાલ સમાન થઇ પડયો હતો તેણે આ સ્થળેથી છૂટવાને માટે ઘણાએ પ્રયત્નો કરી જોયા, પણ તે તેના એકે પ્રયત્નમા ફાવ્યો નહિ તેના મનમા મરણના ભણકાર પળે પળે થતા હતા. કુસુમકાન્ત-અન્નપૂર્ણા બુલબુલખાન વગેરેને યાદ કરી ચૈતન્ય અશ્રુ વિમર્જન કરતો. દુઃખ અને શોકથી સતપ્ત થયેલો ચૈતન્ય આજે મધ્યરાત્રિ થઇ હતી; છતા જાગૃતાવસ્થામા બેસી રહ્યો હતો. આજે

તેના હૃદયની વ્યાકુળતાનો પાર નહોતો. મરણને શરણ કરવાનું કહીને ગએલો મલ્લરાજ પાછો આવ્યો નહોતો. ચૈતન્યના હૃદયમા અનેક તર્ક-વિતર્ક થઈ રહ્યા હતા. પોતાનું મૃત્યુ જલ્દી થાય એમ તે ઇચ્છતો હતો, વળી પોતે જે ઓરડામા પૂરાયો હતો, તે ઓરડો ઘણો લાંબો અને વિશાળ હતો. દિવસે પણ તેમા અંધારૂં રહેતું. દીવાનું એક કોડીયું તેને આપેલુ હતું આવા ભયાનક સ્થળમા પૂરાવાથી યુવાન ચૈતન્ય હતાશ-નિરાશ બની મરણ કાંઠે પહોચેલા માણસની દશા અનુભવી રહ્યો હતો આજે તેના હૃદયમા દારૂણ વ્યથા ઉત્પન્ન થઇ રહી હતી અંતે હૃદયવેગ રોકી નહિ શકાવાથી તે બોલી ઉઠયો, " પરમાત્મા! જગતના મનુષ્યો તમને ભાવથી ભજે છે, તમે ભક્ત વત્સલ; ભય-વિદારક ભગવાન કહેવાઓ છો. તો શુ તમને મારી દયા નથી આવતી? મારા ભાગ્યમા આવા ભયાનક લેખ શાથી લખાયા છે ? પાપથી ડરનાર અને આપનામા પૂર્ણ શ્રદ્ધા ધરાવનારના ભાગ્યમા શું આવા સકટો સહન કરવાનું નિર્માણ થયુ હશે ? પ્રભુ ! મને સમજ પડતી નથી દુઃખના દાવાનળથી મારી શ્રદ્ધા ટૂટે છે. જગત તમને પ્રભુના નામથી માને છે; તે પ્રભુ ખરેખાત તમે હશો કે કેમ તેની શકા ઉદ્દભવે છે. પ્રભુને નહિ માનનારા; નીતિનો નાશ કરનારા અને ધર્મને ધરામા દબાવનારા આજે મહાન સુખી જોવામા આવે છે. લોકો કહે છે કે ભગવાન કષ્ટ આપી ભક્તની કસોટી કરે છે પણ આ કેમ માની શકાય ? શુ મારી કસોટી હજી પૂરી નહિ થઇ હોય ? " આમ બોલતા ચૈતન્યના મુખ પર કઇંક રોશ પ્રકટયો હોય એમ જણાયુ. તે થોડીક ક્ષણ શાન્ત રહી પુન. બોલી ઉઠયો

આહ ! એક વખતના સુખી-શ્રીમાન પુત્રની આ શી દુર્દશા ? માતા સ્વર્ગે સિધાવી. પિતા ! શુ તમે જીવતા છો ? હું નથી

માનતો; પણ પાપી તમને જીવતા માને છે. ઓહ ! કેવો ભયંકર પાપી ! એક વખતનો નિરાધાર નિમકહરામ બન્યો. ઉપકાર ભૂલી ગયો અને તેના સુખદાતાનુંજ સર્વનાશ કરી પૂરેપૂરો શયતાન બન્યો. પાપી ! મારો જીવ લેવા ઇચ્છે છે. હજી તેનો શુ સ્વાર્થ બાકી બચ્યો હશે કે જેથી તે પાપાત્મા મને રીબાવી રહ્યો હશે ? આહ ! આ અંધારા ઓરડામા પૂરાવાથી હુ જીવતો છુ છતા મૂએલા સમાન છુ. હાય શુ કરૂ ? ક્યા જાઉં ? શી રીતે બચું ? હુ ગભરાઉ છુ. સર્વત્ર ઘોર અંધકાર અવલોકુ છુ

ચઢ્યુ છે ચિત્ત ચકડોળે, હૃદય આ શૂન્ય છે મારૂ,
જણાયે જોર જાલીમનું, નહિ આધાર હું ભાળુ.
દિસે દુનિયાં બધી સૂની, અને આ સ્થાન છે બુરૂં,
નથી બચવા તણી બારી, દિસે છે ઘોર અધારૂ.

શુ આ ભિષણ અંધકારમા જ ચૈતન્યના જીવનની સમાપ્તિ થશે ? શુ તે તેના સ્નેહિઓને ફરીથી નહિ જોઇ શકે? મલ્લરાજ! જુઠ્ઠા નામધારી પિશાચરાજ ! આ તારી કેવી ભયાનક સ્વાર્થ જાળ ? " આમ બોલતા ચૈતન્ય ઉશ્કેરાયો હોય એમ જણાયુ. તેના નિસ્તેજ વદનપર ગુસ્સાની લાગણીઓ સ્પષ્ટ થઇ તેની આખ્યો ચળકવા લાગી. તે કંઇક ઉચ્ચ સ્વરે બોલ્યો; " બસ હવે ડરવાનુ ગભરાવાનું કંઇ કારણ નથી. ભગવાન હો યા ન હો, તે મદદ કરે યા ન કરે; મને હવે કોઇની પરવાહ નથી દયા, ભય શોક તમે બધા હવે માગથી દૂર થાવ આ ચૈતન્યે હવે એક જ નિશ્ચય કરી લીધો છે મ્હોતને મિત્ર બનાવ્યુ છે. મલ્લરાજ આવ, આ ચૈતન્યનો ઘાત કરવા આવ. હું તારી આતુરતાથી રાહ જોઇ રહ્યો છું. તું મને

અહિ પૂરીને ક્યા જતો રહ્યો છે ? જાલીમ! આવ, આવ; આ ચૈતન્ય તારા નામના પોકાર પાડી રહ્યો છે બસ હવે તો;

એ નરાધમના રક્તથી, મમ આગને શિતળ કરૂ,
વૈરાગ્નિનો રચી કુંડ હું બાળી ભસમ તેને કરૂ.
સંહારવા શયતાનને નહિ પાય પાછો હું ધરૂ,
વહાવી રક્તની ધારા; મમ વૈરનું તર્પણ કરૂ

આવ, જલ્દી આવ; ઓ પિશાચરાજ ! દોડી આવ. હું છૂટો છુ. તારો સત્કાર કરવા; તારો ભયાનક ભોગ લેવા, હું તને બોલાવી રહ્યો છુ. આ અંધકાર તેના કાળા સાળામા તને છૂપાવી દેવા આતુર થઇ રહ્યો છે. મૃત્યુ મુખ વિકાશી તારી આતુરતા ધરાવી રહ્યુ છે. આવ, ઓ પ્રેત ! જલ્દી આવ " ક્રોધના આવેશમા ભાન ભૂલેલો ચૈતન્ય ઉગ્ર દેખાયો. તેનું વદન વિકાળ જણાવા લાગ્યુ. હાથની મૂઠ્ઠીઓ વાળી હોઠ-દાંત પીસી ચૈતન્ય ફાટી આંખે ઓરડાના દ્વાર તરફ જોઇ રહ્યો. લગભગ એક કલાક સુધી તેની આવી સ્થિતિ રહી. અંતે તેનો ક્રોધાવેશ કંઇક સમ્યો. તે ખાટલાપર સ્થાન લઇ થોડીક ક્ષણ વિચારમા રહી કંઇક નિશ્ચયપર આવી બોલ્યો; " આ ઓરડો ઘણો મોટો છે. ચાલ તેની તપાસ કરૂ કે આ સ્થળેથી બહાર નીકળવાનો કોઇ ગૂપ્ત માર્ગ મળી આવે છે. " ચૈતન્ય ઉભો થયો અને દીવાનુ કોડીયુ હાથમા પકડી ઓરડાના ઉંડાણુ ભાગ તરફ જવા લાગ્યો આ પહેલા પણ ચૈતન્યે ઓરડાના આગળના ભાગની તપાસ ઘણી વખત કરી હતી; પણ ઓરડાના છેક અંદરના ભાગ તરફ કે જ્યા દિવસે પણ ઘોર અંધકાર વ્યાપી રહેતો; ત્યા જઇ તપાસ કરવાની તેણે હિંમત કરી નહોતી. આ સ્થળે પૂરાયા પછી તે છેકજ નિરાશ બની ગયો હતો. પણ વધુ દુઃખ પડવાથી માણસ હિંમત-

વાન બને છે; એ ન્યાયે ચૈતન્ય આજે નિરાશા ત્યાગી હિંમતવાન બન્યો હતો. દીપકનું કોડીયુ પકડી આગળ વધતો ચૈતન્ય ઓરડાની છેક પછીતે આવ્યો આ પછીત આગળ એક નાની દેરડી આવેલી હતી. ચૈતન્યે દેરડી સામે દ્રષ્ટિ કરી દેરડીમા કઇ મૂર્તિ જેવુ જણાયુ નહિ. આ દેરડી શાકારણથી હશે એવો વિચાર તેના મનમા થઇ આવ્યો. તેણે ઉંચે જોયુ છેક ઉપરના ભાગમા એક નાનું બાકુ નજરે પડયુ. તેમાથી પવન આવતો હતો ચૈતન્યે દેરડી ઉપર ચઢી બાકાની બહાર નજર કરી તો તેને અધકાર વિના કઇ જણાયુ નહિ તેને ફક્ત એટલુ જ માલમ પડયુ કે પાછળ નદી આવેલી છે સરિતાના જળનો ઘુઘવાટ તેના કા'ને પડયો. ચૈતન્ય નીચે ઉતર્યો શુ કરવુ? કેવી રીતે છૂટવુ? પ્રયત્ન તો કરવો જ. આ બાકું મોટુ કર્યું હોય તો સ્હેલાઇથી બહાર નીકળાય. પણ તે ખોદવાનુ સાધન ક્યાથી લાવવુ? ચૈતન્ય વિચારમા પડયો. દીવાને નીચે ગોઠવી ચૈતન્ય દેરડીને અઢેલી બેઠો. તેનો દેખાવ આ વખતે અદ્દભુત બની રહ્યો હતો બાકું ખોદી બહાર નીકળવાના વિચારમા તે તદ્રુપ બન્યો હતો. એવામાં એક અજબ કૌતક થયુ, કે જેથી ચૈતન્ય વિચારમાથી મૂક્ત થઇ ચોકયો અને ભય-ગભરાટ અને કૌતુહલથી આસપાસ નજર કરવા લાગ્યો. ચૈતન્યના ગભરાટનું કારણ એ હતું કે તે જે સ્થળે બેઠો હતો; તે સ્થળની જમીનના અ દરના ભાગમા કંઇક ભારે વસ્તુ પડયા-અથડાયાનો અવાજ એકાએક સભળાયો. તરતજ ચૈતન્યની ખાત્રી થઇ કે જમીનની અ દર પોલાણુ છે. ચૈતન્યે પગ પછાડી પોલાણુની વધુ ખાત્રી કરી એવામા વળી પાછો નીચે ખડખડાટ થયો. ચૈતન્યે જમીનપર સૂઇ રહી કા'ન માડયા. તેની અજાયબીનો પાર રહ્યો નહિ. જમીનના પેટા ભાગમાંથી

કોઇક મનુષ્યનો ધીમો અવાજ સંભળાયો. અવાજના શબ્દો જો કે સ્પષ્ટ સંભળાતા નહોતા; પણ ચૈતન્યની ખાત્રી થઇ ચૂકી કે નીચે પોલાણ છે અને અંદર કોઇક મનુષ્ય છે. ચૈતન્ય ઘણીવાર સુધી કાન માંડી રહ્યો છેવટે તેને અંદરના કોઇક દુઃખી મનુષ્યના દુઃખપૂર્ણ નિઃશ્વાસ ધ્વનિ સ્પષ્ટ સંભળાયા. ચૈતન્યે વિચાર્યું કે નક્કી આટલામા ક્યાંક ગુપ્ત ભોંયરૂં હોવુ જોઇએ; અને તેમા પ્રવેશવાનો રસ્તો પણ આટલામાજ હોવાનો સંભવ છે. આમ વિચારી ચૈતન્યે આસપાસની જમીન બારીકાઇથી તપાસવા માંડી. જમીનપરના પત્થર સજ્જડ અને એક પણ તરડ વિનાના જણાયા. છેવટે તેણે દેરડી તપાસવા માંડી. તપાસને અંતે દેરડીની અંદર સામી બાજુની દિવાલમા એક સમચોરસ નાનો ગોખલો આવેલો જણાયો. તે ગોખલામા હાથ ફેરવતા એક લોખંડી સાંકળનો છેડો હાથને અથડાયો. આમાજ ભેદ છે ધારીને ચૈતન્યે તે સાંકળના છેડાને જોરથી આંચકો માર્યો અદ્ભુત આશ્ચર્ય ! જમીનપરના એક સમચોરસ પત્થર પર આવેલી દેરડી પત્થર સાથે દૂર ખસી ગઇ અને તે સાથેજ જમીનની અંદર ઉતરવાના પગથીઆ નજરે પડયા. ચૈતન્યના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે અંદર ઉતરવાનો નિશ્ચય કર્યો તે ઉભો થયો અને ઓરડાના બારણાને અંદરથી સાંકળ દઇ પાછો આવ્યો આ પછી તેણે હાથમા દીવાનું કોડીયુ પકડી પૂર્ણ સાવચેતીથી પગથીઆ ઉપર પગ મૂકી નીચે ઉતરવા માંડયુ આસરે પચીસેક પગથીઆ ઉતરી ચૈતન્ય એક નાના ચોકમા આવી ઉભો. ચોકની જમીન લીસી હતી, ત્યાંએક દ્વાર આવેલું હતું. તેના બારણા લાકડાનાં હતા. બંન્ને દ્વાર બંધ હતાં. ચૈતન્યે તેનીપર કાન માંડયા.તેમાથી કોઇ માણસના આહ—ઓહના દુઃખપૂર્ણ અવાજ ચૈતન્યને

સંભળાયા. ચૈતન્યના મનમા પ્રથમ તો ભૂત-પ્રેતની કલ્પના થઇ; પણ તેની તે કલ્પના તરતજ દૂર થઇ. અંદરનો માણુસ ધીમા અવાજે પોકારી ઉઠયો, "ઓ પ્રભુ મને શાને રીબાવે છે ? મારો છુટકો કરી નાખો." ચૈતન્યે તે માણુસના આ શબ્દો બરાબર સાંભળ્યા. તેણે જોરથી ધકકો મારી દ્વાર ઉધાડી નાખી અંદર પ્રવેશ કર્યો. આ સાથેજ ચૈતન્યની નજરે અદ્દભૂત-હૃદયદ્રાવક દેખાવ નજરે પડયો; કે જે નિહાળતાં જ ચૈતન્યનુ હૃદય ધબકવા લાગ્યુ ચૈતન્ય એકજ દ્રષ્ટે એ દેખાવ અવલોકી રહ્યો.

---

## ૧૯

### ચૈતન્યે શું જોયુ ?

બડે બડેકુ દુઃખ હય, છોટેસે દુખ દૂર,
તારે સબ ન્યારે રહે, ગ્રહે શશી ઓર સુર.

---

ચૈતન્યે એક વૃદ્ધ માણુસને હાલહવાલ સ્થિતિમા દુઃખથી તરફડતો ખાટલા પર પડેલો નિહાળ્યો. આ વૃદ્ધનુ શરીર શોક-રોગ વગેરેના કારણે કાષ્ટવત્ જણાતું હતુ. માથાના તથા દાઢીના શ્વેત કેશ લાંબા વધી ગયા હતા. આંખ્યો ઉંડી ઉતરેલી હતી. દેખાવ કરૂણુ હતો. પાષણુ હૃદય પણુ પિગળે એવો દેખાવ તે વૃદ્ધનો થઇ રહ્યો હતો. જમીનની નીચે પોલાણુમા આવેલા આ ગુપ્ત ઓરડામા-ભયંકર અંધકારમય સ્થાનમા ભાગ્યદેવીની ગયબી ઘટનાથી એ વૃદ્ધ પુરૂષ પૂરાએલો હોય એમ અનુમાન થતું હતું. ચૈતન્ય જીંદગીમા અને સ્વપ્નામા પણુ નહિ જોએલો આવો હૃદય-ભેદક દેખાવ અવલોકી રહ્યો. ચૈતન્યનું શરીર ધ્રુજવા લાગ્યુ. તેનું

શરીર નિર્બળ બનવા લાગ્યુ. દીપકનુ કોડીયુ પડી ન જાય તેને માટે તેણે તેને મજબુત પકડી રાખ્યુ. ચૈતન્યે આસપાસ નજર કરી. એક વિશાળ ઓરડો આવેલો હતો બીજી કોઇ વસ્તુઓ નજરે પડી નહિ ડોસાના ખાટલાની આગળ પાણીથી ભરેલુ એક માટલુ; અને એક લોખંડના પતરા પર સુકાઇ ગએલા ચારેક રોટલા નજરે પડયા.. દેખાવ ભયાનક કેદખાના જેવો જણાયો. વૃદ્ધ માણસ આખ્યો બંધ કરીને પડયો રહ્યો હતો શ્વાસના જોરથી તેનુ પેટ છાતી ઉછળતા હોય એમ જણાતુ હતું. મરણની આશાએ જીવતા એ વૃદ્ધના મુખમાથી દુ:ખપૂર્ણ નિઃશ્વાસધ્વનિ નીકળતા હતા. ચૈતન્ય ઘણીવાર સુધી કરૂણ દ્રષ્ટે આવો વિલક્ષણ અને હૃદયભેદક દેખાવ અવલોકી રહ્યો. તેણે મનમાં વિચારવા માંડયુ કે, આ માણસ કોણ હશે ? તેની દશા અવલોકતા સમજાય છે કે તે હવે વધુ સમય જીવી શકે એમ નથી. અરેરે ! આ દુઃખીયારા માણસની અંતકાળે પણ સભાળ લેનાર અહિ કોઈ નથી. હા ! પ્રભુ ! આ શુ ? ” ચૈતન્યની આખ્યોમા જળ ઉભરાયુ. તેણે તે વૃદ્ધની પાસે જવાનો નિશ્ચય કર્યો. હાથમાના દીવાને નજીકમા આવેલા એક નાના ગોખમા ગોઠવ્યો. એવામાજ પેલા વૃદ્ધના મુખમાથી નીકળતા નિઃશ્વાસ સાથે ધીમો અવાજ સભળાયો કે;

“ ઓ ભગવાન ! મને લઇ જાવ. મને શામાટે સંતાપી રહ્યા છો ? ઓહ ! આહ ! રામ. ” ચૈતન્યે આ શબ્દો સ્પષ્ટ સાભળ્યા તેની ખાત્રી થઇ ચૂકી કે આ માણસ પાપી મલ્લરાજથી જ પીડાએલો હોવો જોઇએ ચૈતન્ય ધીમે પગલે વૃદ્ધના ખાટલા નજીક ગયો અને ધીમે રહી નીચે બેસી તેણે વૃદ્ધના કપાળ પર હાથ મૂકયો. વૃદ્ધની આખ્યો એકાએક ઉઘડી. પાસે મનુષ્યને જોતાજ તેણે કારમી

ચીસ નાખી. ચૈતન્યે તેને શાન્ત રહેવાને કહ્યું; પણ તે વૃદ્ધ શાન્ત રહેવાને બદલે તેનામા જાણે નવુ બળ આવ્યુ હોય એ રીતે એકદમ બેઠો થયો; અને જેમ દરીયામા ડુબતો માણસ હોડીયુ મળતા વળગી પડે એમ આ વૃદ્ધ પુરૂષ ઘણા વરસે માણસને જોતા જ ચૈતન્યને વળગી પડયો વૃદ્ધના હાથ ચૈતન્યના ગળાની આસપાસ વિંટાયા ચૈતન્ય ગભરાયો. વૃધ્ધે ઉંડી ઉતરેલી આખ્યો વિકાશી ઉન્માદ મનુષ્યની માફક પૂછ્યુ, " ત...તમે જમના દૂત છો ? લઇ જાવ; મને આ નર્કસ્થાનમાથી લઇ જાવ. હું દુ:ખી થાઉં છું." આ અંતિમ્ શબ્દોની સાથે જ એ વૃદ્ધ બેભાન થએલો જણાયો. ચૈતન્યે પોતાના ગળાની આસપાસ વિંટાએલા વૃદ્ધના હાથ ઢીલા થવાથી અલગ કર્યા અને તે વૃદ્ધને ધીમે રહી ખાટલામા સુવાર્યો. આ પછી ચૈતન્યે નજીકમા પડેલા માટલામાથી પાણી લઇ વૃદ્ધના માથા પર થોડુંક પાણી રેડયુ. ડોસામાં શુદ્ધિ આવી. પુનઃ તેણે આખ્યો ઉઘાડી ચૈતન્ય સામે નજર કરી. ચૈતન્યે તેને શાન્ત રહેવાનું હાથની ઇસારતથી સમજાવ્યુ. વૃધ્ધે દીન દ્રષ્ટે ચૈતન્ય સામે જોઇ રહી હાથ જોડયા અને પછી તેણે બેઠા થવાનો પ્રયત્ન આરંભ્યો. તરતજ ચૈતન્ય ઉભો થયો નજીકના એક ખૂણામા ગોદડાનો ગાભો પડેલો હતો તે ઉંચકી લાવી ચૈતન્યે ખાટલામા મૂકયો અને પછી તે વૃદ્ધને ધીમે રહી બેઠા કર્યો વૃધ્ધે બેઠા થઇ એક દીર્ઘશ્વાસ મૂકયો. તેણે ચૈતન્યને ખાટલાપર બેસવાની સુચના કરી. ચૈતન્ય ખાટલાપર વૃદ્ધની નજીકમા બેઠો. વૃધ્ધે ધીમા અવાજે પૂછ્યુ; " તમે કોણ છો ? "

ચૈતન્યે પોતાની તમામ વાત ટુંકમા તે વૃદ્ધને કહી સમજાવી વૃદ્ધે ઉંડી હાય મારી કહ્યું; " આ જગતમા ન્યાય ધર્મ

જેવુ હવે કંઇજ રહ્યું નથી. પાપીઓ હસે છે; પુણ્યવાનો રડે છે. જગતના જાલીમો તમારો નાશ થાવ." આટલુ બોલતા વૃદ્ધ ઉશ્કેરાએલા જેવો જણાયો. તેની આંખોમા કંઇક અદ્દભુત તેજ છવાયુ. ચૈતન્યે પૂછ્યુ; "આપની આ દુઃખી દશાથી મને કંઇક જાણીતો કરશો?" ચૈતન્યના આ શબ્દો સાભળતાજ તે વૃદ્ધની આંખોમા જળ ઉભરાયુ. તેણે તેનો શુષ્ક-કાષ્ટવત્ હાથ ચૈતન્યના ખભાપર ટેકવતા મંદ અવાજે પણ ગભીરતાથી કહેવા માડયુ; "અંતકાળે જે પાસે હોય તેજ ખરેખરો હિતસ્વી અને સગો મનાય છે. ભાઇ! હુ તમને શુ કહું? મારી સઘળી કષ્ટ કથા જણાવવા જેટલો સમય હવે રહ્યો નથી. મ્હોતની રાહ જોતા હુ હવે મ્હોતને નજીદીક આવતું અવલોકુ છુ હુ તમારી સાથે વાત કરૂ છુ; પણ અંદરથી મારો આત્મા અકળાય છે-જીવ ઉંડાણુમા ઉતરે છે-નાડીયો ધીમે ધીમે તૂટે છે લોહી ઠંડુ પડતુ જાય છે, છાતીમા ગભરામણુ થાય છે. પ્રભાત થતામા તો આ નારકી સ્થાનેથી મારૂં પ્રયાણુ અવશ્ય થઇ જશે. બંધુ! તમે મારા પુર્વના કોઇક શુભ સંસ્કારે જ મારી આ છેલ્લી ઘડીએ મારી પાસે આવ્યા છો. મારૂં મરણુ હવે શાન્તિથી થશે. ભાઇ! ભગવંત તમારૂં ભલું કરો." આટલું બોલી તે માણુસ શ્વાસ ચઢવાથી મૌન રહ્યો. ચૈતન્યે તેને જરા પાઇ પૂછ્યુ.

"આપ કેટલા સમયથી આ સ્થળે છો?"

વૃધ્ધે દાઢીપર હાથ ફેરવતા કહ્યુ, "આ સ્થળે રાત્રિ-દિવસ અંધકારજ રહે છે, એથી મને દિવસ અગર રાત્રિની બરાબર ખબર પડતી નથી હું અનુમાનથી ધારૂ છુ કે મને આ સ્થળે પૂરાઇ રહે ઘણા વર્ષ વીતી ગયા છે."

"શુ તમે ઘણા વર્ષોથી આ ભયંકર ભૂતખાનામા છો?" ચૈતન્યે ગભરાઇને છાતી પર હાથ મૂકતા પૂછયું.

" હા, ભાગ્યના ખેલ કંઇક એવા જ હશે. " વૃધ્ધે નિઃશ્વાસ યુક્ત અવાજે કહ્યું.

" આપને આ ભિષણુ સ્થાને લાવી પૂરનાર પાપાત્મા કોણુ છે ? ' ચૈતન્યે ક્રોધમિશ્રીત અવાજે પૂછ્યુ

" જે દુષ્મને તને દુ ખમા ડુબાવ્યો છે, તેજ નરાધમે મને દગાથી આ ભોયરામાં પૂર્યો છે. "

" શુ મલ્લરાજે ? '

" હા; તેજ નરાધમ નામધારી શયતાનરાજે. " વૃધ્ધે હોઠ પીસ્યા.

ચૈતન્યે થોડીક ક્ષણુ વિચારવશ રહી પૂછ્યુ; " તેને આવુ કરવાનું કારણુ ? "

વૃધ્ધે રૂંધાતા કંઠે કહેવા માડયુ; " પૂર્વના કોઇક કઠિણુ કર્મ સયોગે જ તેના દાવમા હું સપડાયો. ચૈતન્ય ! મારા ભાઇ ! મારા મનમા એમ થાય છે કે હુ તને મારી સર્વસ્વ કર્મકથા કહી દઉ; પણુ, પણુ...મારો સમય હવે પૂરો થવા આવ્યો છે. મારે હજી કેટલીક અગત્યની વાતો કરવાની છે. તું એમ ન સમજીશ કે મારી વાતથી તુ અજ્ઞાન રહીશ. મેં મારા જીવનની તમામ ઘટનાઓ એક ચોપડીમા લખી રાખી છે. તે ચોપડી હું તને આપીશ. તે તુ વાચજે અને આ કમનસિબની કથાથી માહિતગાર થઇ મારી પ્રત્યેની દયાથી બે આસુ પાડજે. " વૃદ્ધના હૃદયમા ડુમો ભરાઇ આવ્યો. ચૈતન્યે તેને ઝાલી સુવાર્યો. વૃદ્ધની આખ્યોમાથી જળ વહેવા લાગ્યું ચૈતન્યે દુઃખપૂર્ણું અવાજે કહ્યું; " તમે દુઃખી શા માટે થાવ છો ? તમે ગભરાશો નહિ. મને તમારો પોતાનો જ સમજજો. "

વૃદ્ધે ચૈતન્યનો હાથ પકડી કહ્યું; " ભાઈ ! ગરીબના બેલી '

આ અતહાળે તુંજ મારૂં સર્વસ્વ છે. પણ મને અફસોસ એ થાય છે કે તારી સાથે વાત કરવાને હું પૂરા બે કલાક પણ જીવી શકીશ નહિ. મારો વખત ભરાઇ ચૂક્યો છે. દેવના દૂતો આ દુ:ખના દરીયામાંથી મને ઉદ્ધારવા અહિં આવેલા છે. એમને હું હવે સ્પષ્ટ જોઇ શકું છું ચૈતન્ય ! મારાથી મહાપરાણે જ બોલાય છે. ઘણા વર્ષે મનુષ્યના દર્શન થવાથી જ મને થોડીવારને માટે નવું બળ મળેલું હોય એમ સમજાય છે. ભાઇ ! તારે હવે મને કંઇ પૂછવું છે ?"

"હા."

"તારે જે પૂછવું હોય તે પૂછીલે; પછી હું તને મારી એક છેવટની ઇચ્છા જણાવું "

"આપે આપની કષ્ટ કથા આ સ્થળે લખી છે ?"

"હા, એ લખવામાંજ હું અહિંનો વિકટ સમય વ્યતિત કરતો."

"લખવાનું સાધન ક્યાંથી મેળવ્યું.'

"મેં અનેક વિનંતિઓ કરી ત્યારે પાપીએ મને એ સાધન મોકલાવી આપ્યું."

"પાપાત્મા અહિં ક્યારે આવે છે ?"

"મારા અત્રે પૂરાયા પછી તે મારી પાસે આશરે પાંચેક વખત આવી ગયો હશે."

"તમારે માટે ખાવા-પીવાની શી વ્યવસ્થા હતી ?"

"એક મુંગો-બ્હેરો માણસ અત્રે આવીને એક સામટા રોટલા આપી જાય છે અને માટલામાં પાણી ભરી જાય છે."

"રોટલા સિવાય બીજું કંઇ ખાવાનું તો નહિજ ને ?"

"ના." વૃધ્ધે ઉંડી હાય નાખી કહ્યું

"ખાવાનું આપવા આવનાર માણુસ ક્યા થઇને આવે છે ?"

વૃધ્ધે એક દિશા તરફ હાથ લંબાવી કહ્યુ; "આ બાજુએ એક સીડી આવેલી છે; ત્યા થઇને એ માણુસ આવ–જા કરે છે."

"હુ ત્યા જઈ તપાસ કરી આવું ?"

"શુ કરવા ?"

"જો માર્ગ મળે તો આપણે બન્ને બહાર નીકળી જઇએ '

ડોસા દુ:ખમા પણુ હસ્યો અને બોલ્યો, " ભાઇ ! તારી આ આશા આકાશના ચન્દ્રને લેવા જેવી છે મે પૂરાયા પછી તપાસ કરી હતી; પણુ ત્યા પત્થરનું ઢાકણુ મજબુત બંધ કરેલુ છે "

ચૈતન્ય નિરાશ થતા બોલ્યો; "આપની હવે શુ ઇચ્છા છે ?"

"મારી એક છેલ્લી ઇચ્છા મહત્વની છે; અને તેને તું પૂર્ણ કરીશ એવી મારી આશા છે."

"હું એ ઇચ્છાને જરૂર પૂર્ણ કરીશ "

" વચન આપ. "

ચૈતન્યે વચન આપ્યું. ડોસાના મુખ પર શાન્તિ વહ્યાના ચિન્હો જણુાયા. તેણે કહ્યું; "ચૈતન્ય ! ઉભો થા અને આ જમણી બાજુના ખૂણામા જા. તે ખૂણામા એક નાનો ચોરસ ગોખલો આવેલો છે. તેની અંદર એક પત્થર તને જણાશે. એ પત્થરને તું ખુબ જોર કરી ખેંચી કાઢજે, કે જેથી એ પત્થર અલગ થતા તને મોટુ બાકોરૂ જણાશે તેની અંદરથી તને જે મળે તે તું લઇ મારી પાસે આવ." ચૈતન્યે વૃદ્ધનું કહેવુ ધ્યાનપૂર્વક સાભળી એ તરફ ગમન કર્યું. ત્યા જઇ જોતા તેને તે વૃદ્ધના કહેવા મુજબ ગોખલો જણાયો. ચૈતન્યે તેમાના પત્થરને જોરથી ખેંચી કાઢયો. અંદર લાબુ–

પ્હોળુ પોલાણુ જણાયુ. ચૈતન્યે હાથ નાખી એક નાની પેટફી બહાર ખેંચી કાઢી. તે પેટફીને આશ્ચર્યતાથી જોતા ચૈતન્ય વૃદ્ધની પાસે આવ્યો અને પેટફી વૃદ્ધના હાથમા આપી વૃધ્ધે ચૈતન્યને પેટફી છોડ વાની સૂચના કરી ચૈતન્યે પેટફી છોડી. તેમાથી શુ નીકળ્યુ? એક હાથની લખેલી ચોપડી અને એક જાડો લાબો-પ્હોળો કાગળ. તે કાગળમા કોઇક મોટા મકાનનો પ્લાન ચીતરેલો હતો. ચૈતન્યે તે બન્ને વસ્તુઓ વૃદ્ધને બતાવી. તે વૃદ્ધે કહ્યુ; " જે ચોપડી છે તેમા મે મારા જીવનની ઘટના આલેખેલી છે. તુ તેને નિવૃત્તિથી વાચજે અને જે કાઇ જાણી લેવા જેવુ હોય તે જાણી લઇ આ જગતના દુષ્ટ મનુષ્યોથી સદાકાળ સાવધ રહેજે. ચૈતન્ય! હવે જે કાગળ છે તેના ભેદથી હુ તને જાણીતો કરૂં છુ, પણ તે પહેલા હુ તને જણાવુ છુ કે આ કાગળ તું જીવના જોખમે પણ જાળવજે. એ કાગળમા શુ ભયકર ભેદ છૂપાએલો છે, તે મારી આત્મકથા વાચતા માલમ પડશે. કદાચ પ્રભુની દયાથી તુ જ્યારે છૂટો થઇ બહાર નીકળે ત્યારે તારે એક છોકરાની તપાસ કરવાની છે. એ છોકરાની નાની ઉમ્મરની છબી મારી આત્મકથાની ચોપડીના વચલા ભાગના કાગળ ઉપર મે ચોઢેલી છે તે છોકરો આજે તો જો કે મોટી ઉમ્મરનો થયો હશે; પણ તું ચાલાક હોવાથી તેને તરતજ ઓળખી શકીશ. બધુ! યાદ રાખજે કે તે છોકરો મારૂ જીગર છે; અને મારો દુષ્મન મલ્લરાજ તેને તેનો જાલીમ દુષ્મન માને છે. માટે સંભાળજે. ખૂબ સાવચેતીથી તું તારૂ કામ કરજે વધુમા તને એ છોકરાની વધુ નિશાની બતાવુ છુ. તે એ કે તે છોકરો ગૌરવર્ણનો હશે; તેના માથાનાવાળ વાકડીયા અને સોનેરી રંગના જણાશે. તેને જોતા જ તને પ્રેમ ઉભરાશે. વળી તે છોકરાની ડાબી બગલમા એક રાતું લાખું છે.

તું આ નિશાનીઓ ધ્યાનમા રાખી દયાની ખાતર તારાથી બને એટલા પ્રયત્ન કરી તે છોકરાને ખોળી કાઢજે. આજથી તું તે છોકરાનો ભાઇ થયો છે ચૈતન્ય ! આ કાગળમા જે નકશો છે; તે મકાન હાલ તો ખંડેર જેવું થઇ ગયુ હશે. ભગવાન જાણે કે આજે તેનુ માલીક કોણ હશે? આ મકાન મણીપુર નગરમા આવેલું છે આ નકશો સાથે રાખી તુ ત્યા જજે અને ત્યા જઇ આમા જે સ્થળે ચોકડી અને લીલુ ટપકુ કરેલુ છે, તે સ્થળે ખાડો ખોદજે આશરે પાચેક ફુટ ઉંડુ ખોદતા તને તેમાથી એક સમચોરસ હાથી દાતની નાની પેટી મળી આવશે તેમા હિરા–નિલમ–મોતી સુવર્ણ ઉપરાંત મ્હોરો ભરેલી છે. કેટલાક મુદ્દાના કાગળો પણ છે તે પેટી તું તારે કબજે લેજે. ચૈતન્ય ! હવે મારે તને વિશેષ કહેવા જેવુ કઇ નથી. મારી આખ્યોએ લાલ–પીળા દેખાય છે છાતીની ગભરામણ વધે છે. ચૈતન્ય ! છેવટમા તને વધુમા એજ કહેવાનુ અને જણાવવાનું કે, તું મારા તે દિકરાને દગો દઇશ નહિ. તું તેને તારો ભાઇ સમજીને જ ધનની યોગ્ય વ્યવસ્થા કરજે. કદાચ ન કરે ને નારાયણ તે છોકરો તને ન મળે એવી તારી ખાત્રી થાય તો એ સઘળા ધનનો માલીક તું થજે. ભાઇ ! ચૈતન્ય ! હવે મારાથી વધુ બોલાતું નથી. બધા બનાવો અત્યારે તાજા થઇ મારી નજરે તરી આવે છે. મારા પ્યારા બાળકનુ દીન મુખ આ ગયુ ઓહ ! આવ; બાપુ ! આવ શુ તને પાપી મારે છે ? " વૃદ્ધની તબીયત બગડી ઉન્માદ વધ્યો. તે વિકળતાથી ચારે તરફ જોઇ રહ્યો. ચૈતન્યે વૃદ્ધને આશ્વાસન આપવા માડયુ. પણ તેનું આશ્વાસન હવે શુ કામનું ? વૃદ્ધની દશા ગભીર બની રહી ભય–ત્રાસ અને દુઃખની ઝીણી ચીસો તેના મુખમાથી નીકળવા માડી તે હવે ચૈતન્યને ઓળખતો નહોતો, તેણે

અત્યાર સુધી ચૈતન્યની સાથે મહા મુશ્કેલીએ વાતો કરી હતી. મરણ કાંઠે તરફડતા તે વૃદ્ધની આશા તેને મરવામા અંતરાય રૂપ થતી હતી, પણ તે આશા-ઇચ્છા ચૈતન્યના મિલનથી પૂર્ણ થઇ. ડોસાએ બળાત્કારે આત્મબળ એકત્ર કરી ચૈતન્ય સમક્ષ તેની આશા-ઇચ્છા વ્યક્ત કરી ચૈતન્યે વચન આપ્યુ. હૃદયની વાતનો ખુલાસો થતાજ વૃદ્ધનું બળ ટૂટ્યુ ઉન્માદ-સન્નીપાત શરૂ થયો. ચૈતન્યની ખાત્રી થઇ ચૂકી કે ડોસો હવે થોડીકવારનો મ્હેમાન છે. ચૈતન્ય સજળ નયને મ્હોતને માટે તરફડતા તે વૃદ્ધની દયાજનક દશા અવલોકી રહ્યો આશરે એકાદ કલાક ઉન્માદ દશાને આધિન રહી વૃદ્ધ શાન્ત થયો. તેની આંખ્યો ખુલ્લી-ફાટેલીજ રહી. છાતી જોરથી ઉછળવા લાગી. ચૈતન્યે તેના શરીરે હાથ ફેરવ્યો શરીર શીતળ જણાયુ નાડીની ગતી પણ અટકી ગએલી માલમ પડી. પોતાનું આપ્ત જન મરણને શરણ થતું હોય એવુ કષ્ટ ચૈતન્યના મનમા થઇ રહ્યું. તેણે પ્રભુના નામનું સ્મરણ કરવા માડયુ. અંતે વૃદ્ધનો પ્રાણ પખી તેના જર્જરીત દેહને ત્યાગી પરલોક તરફ પ્રયાણ કરી ગયો. ચૈતન્યે સજળનયને વૃદ્ધના પર અશ્રુ સીચન કરી તેના આત્માની શાન્તિને અર્થે પ્રભુની પ્રાર્થના કરી. ચૈતન્યને આ વખતે ઘણુંજ લાગી આવ્યુ. મલ્લરાજ પ્રત્યે ક્રોધ પણ ઉત્પન્ન થયો. પોતાની હાલતનું સ્મરણ થયુ. અંતે તે હિમત રાખી ઉભો થયો. વૃદ્ધના શબ પર ગોદડી ઓરાઢી અને પછી પેલો કાગળ તથા ચોપડીની પોટકી લઇ ચૈતન્યે દીવો ઉપાડી ત્યાથી ચાલવા માડયુ. પુનઃ તેણે એકવાર વૃદ્ધના શબ તરફ સજળ નયને નિહાળ્યુ અરેરે ! બિચારાના શબને અગ્નિ સસ્કાર પણ કોણ કરશે ? પ્રભુ તારા દયાના દરબારમા આશો ઇન્સાફ ? આમ મનમા બોલતો ચતન્ય જે રસ્તે આવ્યો હતો તે રસ્તે થઇને પોતાના

સ્થાને આવ્યો અને ઉશીકા નીચે પેલી પોટકી મૂકી શયન કર્યું. તેના હૃદયમા અત્યારે કાતિલ વેદના ઉત્પન્ન થઇ રહી હતી. તેણે સૂતા-સૂતા એક અને તે છેવટનો નિશ્ચય કરી લીધો. તે એ કે આ બારણું ખૂલતા જ જે કોઇ આપે તેનુ ખૂન કરી આ સ્થળેથી નાશી છૂટવુ અથવા તો દુષ્મનની સાથે લઢીને મરવુ તેના આ નિશ્ચયની સમાપ્તિ સાથે જ દયાળુ નિદ્રાએ તેની પર દયા દર્શાવી તેને પોતાના શરણુમા લઇ લીધો

૨૦

**હૃદયભેદક આત્મકથા.**

ખેલ ખલકના અજબ છે; ઘડી ઘડી પલટાય,
મનસૂબા માનવ કરે, પણ વિધીનુ ધાર્યું થાય.

બીજે દિવસે છેક સાજના સમયે ચૈતન્યકુમાર નિદ્રા ત્યાગી બેઠો થયો. પાસે પાણીનુ માટલુ ભરેલુ હતુ તેમાથી પાણી લઇ મુખ પ્રક્ષાલન કરી તે સ્વસ્થ બન્યો બાદ તેણે બંધ દ્વારના એક ઝીણા છીદ્રમાથી બહાર દ્રષ્ટિ કરી. હજી સૂર્યને આથમવાની વાર હતી. બહાર પ્રકાશ પથરાઇ રહ્યો હતો, પણ આ ઓરડામા તો પ્રકાશનુ નામ નિશાન પણ ન્હોતુ ચૈતન્ય એક ખૂણામા ગયો. એક સામટા આપવામા આવતા રોટલામાથી ખાતા વધેલા ત્રણેક સૂકા રોટલામાંથી એકને ઇન્સાફ આપી તેણે ક્ષુધાને સંતોષી. ચૈતન્ય ક્ષુધા-તૃષાથી મૂક્ત થઇ દીપક આગળ બેઠો; અને વૃધ્ધે લખેલી ચોપડી પોટકીમાથી છોડી જોવા લાગ્યો. ચોપડીની વચ્ચેના ભાગમા આવેલા એક કોરા પાનાપર એક નાના સુકુમાર બાળકની છબી ચોઢેલી

જોવામા આવી. આ છબીની સામે ચૈતન્યે થોડીકવાર જોઇ રહી આત્મગત્ બોલવા માડયુ; " અહા ! કેવો સુંદર ચ્હેરો છે ? આ બાળકની છબીને જોતા જ પ્રેમ ઉપજે છે ભાઇ ! તું ક્યા હોઇશ ? તને શોધી કાઢવાની તારા મૃત પિતાની મને આજ્ઞા થએલી છે. મેં તને મારો સગો ભાઇ માન્યો છે. બાપુ ! તું ક્યાં હોઇશ ? હુ તારી શોધ ક્યાં અને કેવી રીતે કરૂ ? જે જાલીમના જુલ્મથી તુ પિતા વિહીન બન્યો છે; તેજ નરરાક્ષસના દગાનો ભોગ થઇ આ તારો નવો ભાઇ આ એકાન્ત વાસમા કેદ પૂરાયો છે. જો પ્રભુ કૃપાએ આ સ્થળેથી છૂટો થાઉં તો હરકોઇ ઉપાયે તને ખોળી કાઢું. પણ અહિથી છૂટવુ શી રીતે ? " ચૈતન્ય વિચારમા પડયો અને અંતે કંઇક નિર્ણય પર આવતા બોલ્યો; " એમજ કરવુ. બે ત્રણ દિવસમા પેલો મુગો બુઢ્ઢો ખાવાનું આપવા આવશે. બસ તેજ વખતે તેને જમીનદોસ્ત કરી અહિથી પસાર થઇ જવુ; પણ બહાર નીકળી જવુ ક્યા ? ચારે તરફ કોતરોની મજબુત દિવાલો આવેલી છે. માર્ગ વિકટ છે. એક મોટી ગુફા જેવુ આ સ્થાન છે. શુ કરવુ ? બસ ગમે એમ થાય પણ અહિથી તો નીકળવુ. બહાર નીકળ્યા પછી સૌ કાંઇ થઇ રહેશે. જો ભગવાન ભક્ત વત્સલ હશે તો જરૂર મારી વ્હારે ધાશે. બસ હવે એજ નિશ્ચય. ચાલ હવે આ ચોપડી વાચી પરલોક પ્રયાણ કરી ગએલા વૃદ્ધ જનથી પરિચીત થાઉં " ચૈતન્યે ચોપડીનું પ્રથમ પૃષ્ટ કાઢી વાચવા માડયુ. ચાર ચોપડી ભણેલા નાના બાળકને પણ સારી રીતે વચાઇ શકે એવા સાફ અક્ષરો લખેલા હતા. ચૈતન્યે પૂર્ણ ધ્યાનથી વૃદ્ધની વાત વાચવાની શરૂઆત કરી.

સમુદ્ર કિનારે આવેલા અબાવટી નામક નગરમા મ્હારો જન્મ

થયો હતો. પિતા-માતા મારી બાલ્યાવસ્થામા મરણુ પામ્યાં હતા. મારૂ નામ નારાયણુ મારા પિતાના એક ભલા મિત્રે મને પાળી પોષી મ્હોટો કર્યો મારા પિતાના એ પુણ્યશાળી મિત્રનું નામ વ્રજ કિશોર હતું. તેને પુત્ર નહિ હોવાથી તે મને તેના પેટના પુત્રની પ્રમાણે ચ્હાતો. તેની પાસે સાધારણુ સંપત્તિ હતી. તેની પત્નિ મરણુ પામેલી હોવાથી ઘરમા અમે બે જણુ રહેતા. હુ ગુરૂને ગૃહે વિધ્યાભ્યાસ કરવા જતો. વ્રજકિશોરે યોગ્ય ઉમ્મરે મારૂ લગ્ન કર્યું મારી પત્નિનુ નામ ચદ્રિકા હતુ. મારા લગ્ન બાદ વ્રજકિશોરની શારીરિક પ્રકૃત્તિ અસ્વસ્થ રહેવા લાગી ઘણુા ઉપચાર કર્યા પણુ કઇ આરામ જણાયો નહિ. આ રોગથી મૃત્યુજ થશે ધારી વ્રજકિશોરે તેની તમામ સંપત્તિનો માલિક મને બનાવ્યો. આ પછી તે વધુ દિવસ જીવ્યા નહિ. મેં તેમની ઉત્તરક્રિયા કરી પ્રભુ કૃપાએ મને પત્નિ પ્રેમાળ મળી હતી અમે એક બીજાને અપૂર્વ પ્રેમથી ચ્હાતા. બાલ્યકાળથીજ મારા વિચાર કઇક જુદા હતા. મનુષ્ય જન્મ જગતમા શા માટે હશે ? એવા વિચાર મને વારંવાર થતા. મારાથી કોઇનું કષ્ટ જોઇ શકાતું નહિ. ગરીબ-અનાથ-રોગીને જોતા જ મારૂ હૃદય રડી પડતું. મે એકાન્તમા રહેવાની ઇચ્છા થવાથી નગર બહાર એક ખેતર ખરીદયુ. તેમા ફળ-ફુલ-શાક વગેરેના વૃક્ષો વાવ્યા અને મધ્ય વિભાગે એક નાનકડુ મકાન બંધાવ્યુ અમે પતિ-પત્નિ તે પછી ત્યા રહેતા. અમારી પાસે બે ગાયો હતી. તેની અમે સેવા કરતા આ પછી અમે સેવામંડળ સ્થાપ્યુ. અમારૂ મંડળ ગરીબ-રોગી-દુઃખીજનોની સેવા કરતું. ગામમા અગર કોઇ બીજા ગામમા કોઇ આફત યા અકસ્માત વખતે અમે પહોચી જતા અને અમારાથી બનતી મદદ કરતા. અમારા કાર્યથી પ્રજાજનો ઘણુા ખુશી થતા. આવી રીતે

આનંદમા અમારો કાળ નિર્ગમન થતો થોડાક વર્ષ વીતતા પ્રભુ કૃપાએ મારે ઘેર એક કન્યા રત્નનો જન્મ થયો. પુત્રીનું નામ જ્યોત્સના રાખ્યું અમે પુત્રીને રમાડી આનદ અનુભવવા લાગ્યા. સમય વિતવા લાગ્યો. જ્યોત્સના ઉમ્મરે વધવા લાગી. હું અને તેની માતા તેને યોગ્ય કેળવણી આપવા લાગ્યા આ વખતે હું સુખની પરિસીમાએ હતો. મને કોઇ જાતનુ દુઃખ ન્હોતું મારૂ નિવાસ સ્થાન નંદનવન સમાન હતુ એકાદ મહાત્માની માફક મારૂ જીવન સુખ-સતોષમા વ્યતિત થતું હતું, પણ કાળની ઘટના અજબ છે. જગતમા સુખ-દુ ખની ઘટમાળ સદૈવ ફર્યા જ કરે છે. રાત્રિ-દિવસવત્ સુખ દુ ખ આવે જાય છે. મેં ઘણું સુખ ભોગવ્યુ હોવાથી દુઃખને મારી ઇર્ષ્યા આવતી હોય એમ જણાયુ મારી પત્નિ ચંદ્રિકા એકાએક બિમાર પડી. જ્યોત્સનાની ઉમ્મર આ વખતે તેર વર્ષની હતી. અમે પિતા-પુત્રીએ તેની સારવાર કરવા માડી. અનેક વૈદ્યરાજોની દવા શરૂ કરી, પણ જેની બુટ્ટી તેની ન જડે બુટ્ટી. અંતે મારી ચંદ્રિકા મરણ પામી. મને ઘણું લાગી આવ્યુ. મારા સુખ-દુઃખની ભાગીદાર ભામિની સ્વર્ગમા સિધાવી જવાથી મારા શોકની સીમા રહી નહિ. હું અને જ્યોત્સના ખૂબ રડયા. ચદ્રિકાના જડ દેહને દરિયા કિનારે લઇ જઇ ભસ્મ કરવામા આવ્યો. ચદ્રિકા વિના મને સર્વત્ર શૂન્યકાર લાગવા માડયુ. જ્યોત્સનાની દશા પણ માતા વિના વ્યાકુળ બની રહી. મે તેને આશ્વાસન આપ્યુ; અને પછી મે પણ મારા મનને મજબુત કર્યું ચદ્રિકા ગઇ; હુ એકલો રહ્યો; પ્રભુ આમા આપનો શો ભેદ હશે? આમ વારવાર વિચારતો હું એકાન્તમા જઇ ચદ્રિકાને યાદ કરી તેની શાન્તિને અર્થે પ્રભુની પ્રાર્થના કરતો. ચદ્રિકાની પાછળ મે મારી યોગ્યતા પ્રમાણે દાન-ધર્મમા દ્રવ્ય ખરચ્યુ. દિવસો વિતતા ચદ્રિકાનો શોક

કઇંક અંશે ઓછો થયો. અમે પિતા-પુત્રીએ સેવા ધર્મમા ધ્યાન આપવા માંડયુ અમે દરરોજ સવારમા ગરીબ જનોના મહોલ્લામા જતા અને તે જનોને ધર્મ-કર્મ સ્વચ્છતા આદિના નિયમો સમજાવતા. ગરીબ જનો અમને જોઇ ખુશી થતાં અને અમને તેમના ભાઇ અગર કુટુંબી જેવા સમજી તેમના તમામ દુઃખ જણાવતા. અમે બની શક્તિ સ્હાય આપી ગરીબ જનોના દુ:ખ દૂર કરતા. રોગી જનોની સેવા કરતા અમને ઘણો આનંદ થતો. મારી જ્યોત્સના આવા પરોપકારી કાર્યમા મારા કરતા વધુ ભાગ લેતી. જ્યોત્સના ગરીબ વર્ગમા દેવી તરીકે મનાતી ગરીબ જનો તેને જોતાજ સર્વ દુ:ખ શોક ભૂલી તેની પાસે દોડી આવતાં મધ્યાન્હકાળે અમે ઘેર આવતા અને પછી છેક સાંજના સમયે બહાર નીકળી બીજાં અન્ય કાર્યો કરતા. આવી રીતે અમારો સમય વ્યતિત થતો હતો. એવામા એક દિવસના સમાયોગે પવનનુ પ્રચંડ તોફાન થયું. આકાશમાં વાદળા ચઢી આવ્યા આકાશ મેઘથી આચ્છાદિત થયુ. મેઘ ગર્જના અને વિજળીયોથી જગત કંપાયમાન બન્યુ પવનના પ્રચંડ વેગની સાથ ધોધમાર વરસાદ ટૂટી પડયો નાના મકાન અને ઝુંપડા જમીનદોસ્ત થયા. દરીયાના મોજા પર્વતની માફક ઉંચે ઉછળી ભયાનક અવાજ ઉત્પન્ન કરી રહ્યા. આ સમયે બહાર નીકળવાની હિંમત કોઇ પણ માણસ ભાગ્યેજ કરી શકે એમ હતું હું મારા મકાનના આગલા ભાગમા ઉભો રહી શ્રી જગનિયંતાની આ અદ્ભુત કળા અવલોકી રહ્યો. જ્યોત્સના મારી બાજુમા ઉભી રહી સર્વ દ્રશ્ય નિહાળી રહી હતી મે તેને પ્રભુની લીલાનું ભાન કરાવ્યુ. એવામાજ બે માણસો શ્વાસભર મારા મકાન તરફ દોડી આવતા જણાયા. સર્વાંગે પલળેલા અને ટાઢથી ધ્રુજતા તે

બન્ને માણસોને ધસમસ્યા આવતા જોઇ નક્કી કંઇ આફત છેધારી હું તેમની તરફ જોઇ રહ્યો તેઓ મારી પાસે આવી ઉતાવળથી કહેવા લાગ્યા; " નારાયણ ! તમે વગર વિલંબે અમારી સાથે ચાલો. દ્વારિકા જતું એક વ્હાણ દરિયાના પ્રચંડ મોજાંથી કિનારાથી થોડેક દૂર ડુબ્યુ છે તેમા વીસ માણસો હતા. સવળા જળશાયી થયા છે; ફક્ત એક જુવાનને અમે બચાવી બહાર કાઢયો છે. તે પણ મરણના શ્વાસ લઇ રહ્યો છે. જો તેને તરતમા મદદ મળશે અને યોગ્ય ઉપચાર થશે તો તેનુ જીવન બચવાનો સંભવ છે. અમે તોફાનથી ગભરાઇ ગયા છીએ. માટે તમે આ પળે જ અમારી સાથે ચાલો' અને તે યુવાનને મરતો બચાવો. " આ માણસો અમારા સેવા મંડળના હતા હું તરતજ તેમની સાથે ચાલ્યો. પવન અને વરસાદનું જોર કંઇક ઓછું થયુ હતું. તે બે માણસોની સાથે હું દરિયા કિનારે આવ્યો. સિંધુરાજ સિંહ સમાન ગર્જના કરી જળના મોજા ઉંચે ઉછાળી રહ્યા હતા. કિનારા પર એક યુવાન મુડદાની માફક પડેલો હતો. આ યુવાનની અમારે સારવાર કરવાની હતી. મે અને મારી સાથેના બે માણસોએ તેને ઉપાડી મારા મકાનમા આણી બિછાના પર સૂવાર્યો એક જણે દેવતા સળગાવ્યો. બાદ અમે તે યુવાનના પેટમાથી પાણી કાઢી નાખવાનો પ્રયત્ન આરંભ્યો. અમારા તરતના પ્રયત્ન–પ્રયોગથી થોડીવારમા જ તેના પેટમાથી ઘણું પાણી મુખદ્વારે બહાર નીકળ્યુ. આ પછી તેને પથારીમા સૂવારી તેના શરીરે શેક કરવા માંડયો. જ્યોત્સના સપાટાબંધ શેક કરતી હતી એક માણસને વૈદ્યને બોલાવવા દોડાવ્યો. હું યુવકના મુખ સામે જોઇ રહ્યો. તેની આંગળીએ હિરાની વિંટીયો અને ગળામાં મોતી સુવર્ણની માળાઓથી માલમ પડતુ હતું કે આ યુવાન કોઇ શ્રીમાન

પુત્ર હોવો જોઇએ. ગમે તેમ હોય પણ એક જીવાત્મા બચ્યો છે જાણી મે પ્રભુનો ઉપકાર માન્યો. વૈદરાજ આવી પહોચ્યા. તેમણે સબ તુલ્ય પડેલા યુવકની શારીરિક ચિકિત્સા કરી જણાવ્યું કે કઇ ભય નથી આ માણુસ બચશે. આટલુ કહી તેમણે કંઇક દવા આપી. તે દવા ગરમ પાણીની સાથે તેને પાઇ દીધી. આ પછી વૈદરાજ કેટલીક સુચનાઓ કરી ચાલતા થયા લગભગ બે કલાકે દવાની અસર થએલી જણાઇ. યુવાનમા ચૈતન્ય આવ્યુ તેણે પાસુ ફેરવ્યુ. હું જ્યોત્સના અને પેલા બે માણુસો તેની પથારી પાસે બેસી રહ્યા હતા. રાત્રિનો સમય થવા આવ્યો જ્યોત્સનાએ દીપક પ્રકટાવ્યો. પેલા બે માણુસો તેમના ગૃહે ગયા. રાત્રિના નવ વાગે યુવાને આખ્યો ઉઘાડી. જ્યોત્સનાએ તેના મુખમા થોડુક દુધ રેડયુ. યુવાન દીનદ્રષ્ટે અમારી તરફ જોઇ રહ્યો મે તેના કપાળે હાથ મૂકી તેને આશ્વાસન આપ્યું. યુવાનની આખ્યો મિચાઇ. અમે પણ તેની નજીકમા પથારીઓ પાથરી સુતા. આખી રાત્રિ શાન્તિમા પસાર થઇ. પ્રાતઃકાળ થતા યુવાન જાગ્યો હું તેની પાસે બેઠો હતો. તેણે બેઠા થવાનો પ્રયત્ન આરભ્યો. મે તેને મારા હાથનો ટેકો આપી બેઠો કર્યો. તેણે ઉપકાર માનતો હોય એવી નજરે જોઇ મને પૂછયુ; "હુ કયા છું ?" મે તેને મારૂ નામ અને સ્થાન જણાવી સઘળી હકીકત કહી પોતાનો જીવ બચાવવાને માટે તેણે વિનય ભર્યા શબ્દોથી મારો ઉપકાર માન્યો. ઉપકારની આવશ્યકતા નથી એમ મે તેને જણાવી પૂછયુ; "તમે કોણ છો અને આ આફતમા શી રીતે ફસાયા ?" મારો પ્રશ્ન સાભળી તે માણુસે લમણે હાથ મૂકી તેની વાત કહેવા માડી. આ વખતે જ્યોત્સના અમારી નજીકમા બેઠી હતી. યુવાને કહેવા માંડયુ; "મારૂં નામ મદનચદ્ર છે. હું એક

શ્રીમાન પિતાનો પુત્ર છુ. મારા પિતા પાચેક વર્ષપર સ્વધામ સિધાવ્યા છે હું મારી વૃદ્ધ માતા અને ચારેક નોકરોને સાથે લઇ શ્રી દ્વારિકાધિશની યાત્રાએ નીકળ્યો હતો; પણ દૈવવશાત્ દરિયામા તોફાન થયુ અને મારૂ વ્હાણુ ડુબ્યુ. મારી સાથે વ્હાણુમા બેઠેલા બીજા યાત્રાળુ, મારી માતા-હું અને મારા નોકરો દરિયામા ડુબ્યા. પછી મને ખબર નથી કે મારૂ શુ થયુ અને મને કોણે બહાર કાઢયો? હું ધારૂ છુ કે આપનીજ કૃપાના પરિણામે મારૂ જીવન બચ્યુ છે. હું સદાને માટે આપનો ઉપકારી છુ." આટલુ જણાવી તે યુવકે તેના સંબંધી બીજી કેટલીક વાતોથી મને માહિતગાર કર્યો. તેની વાત કરવાની રીત અજબ હતી. તેના બોલવામા-શબ્દોમા મીઠાશ અને નમ્રતા હતી. આ સાથે તે તેની આત્મશ્લાઘા પણ વિશેષ કરતો. પોતે ખાનદાન-શ્રીમાન અને મોટો જમીનદાર છે એમ વારવાર જણાવતો. તેની વાત કરવાની છટા એવી હતી કે જાણે તેની વાત સાભળ્યાજ કરીએ. યુવાન મદનચદ્ર બળીષ્ટ બાધાનો અને દેખાવડો હતો. મારી જ્યોત્સનાને તેની વાત સાભળવી ઘણી ગમી. તે ભોળી બાળા ઘણીવાર સુધી એકજ નજરે તે યુવાનની સામે જોઇ રહેતી. આ પછી મદનચદ્રના પૂછવાથી મે મારી પણ કેટલીક વાત તેને જણાવી. તે ખુશ થયો. પુનઃ તેણે મારો ઉપકાર પ્રદર્શિત કર્યો. દિવસો વિતવા લાગ્યા. મદનચદ્રને સપૂર્ણ આરામ થયો. પદર દિવસ થતામા તો તે જાણે અમારો કુટુબીજન હોય એવી રીતે અમને પ્રિતી પાત્ર થઇ પડયો. જ્યોત્સનાને તેનો સહવાસ ઘણો ગમ્યો મદનચદ્ર નવ-નવી વાતોથી તેને સદા ખુશ રાખતો. બન્ને સવાર સાજ દરિયા કિનારે ફરવા જતા. ટુંકાણુમા તે બન્નેનો પ્રેમ દિનપ્રતિદિન વધવા માડયો. હું આ સઘળુ શાન્તિથી અવલોકતો.

જગતમા હું જેને મારૂ સર્વસ્વ માનતો; તે ફક્ત મારી જ્યોત્સના હતી. હું તેને સુખી જોવાને ઘણોજ આતુર હતો હું તેને કોઈ શ્રીમાન–ગુણજ્ઞ સાથે પરણાવી મારી ફરજમાથી મૂક્ત થવાની ઈચ્છા રાખતો હતો. જ્યોત્સનાને પરણાવ્યા બાદ મે કોઈ પ્હાડી પ્રદેશના એકાન્ત સ્થાનમા જઈ બાકીનું જીવન આત્મચિંતવન કરવામા જ પૂર્ણ કરવાનો મનથી સંકલ્પ કર્યો હતો. મારી જ્ઞાતિમા જ્યોત્સનાને લાયક એકે વર ન્હોતો. જ્યોત્સના પરણાવવાને લાયક થઈ હતી. પણ તેને ક્યા પરણાવવી ? હું મુઝાયો અને વિચાર સાગરમા ડુબ્યો. હુ જગતના લોકોથી કંઈક જુદાજ વિચારનો હતો. મનુ ભગવાને અસલથી જણાવેલી ચાર જ્ઞાતિઓને જ હું માનતો જ્ઞાતિઓના અનેક પેટા વિભાગથી દેશની દુર્દશા કેટલી થઈ છે એ હવે કોઈનાથી અજાણ્યુ રહ્યુ નથી. આથી મે ન્યાતિના પેટા વિભાગમા જ્યોત્સનાને લાયક વર ધ્યાનમા નહિ આવવાથી મ્હે મારી વિશાળ જ્ઞાતિમાથી લાયક વર મેળવવાનો પ્રયત્નારંભ કર્યો; પણ હજી સુધી મારી ઈચ્છા સફળ થઈ નહોતી. મદનચંદ્ર મારી જ્ઞાતિનો હતો. તેની વાતપરથી તે શ્રીમાન ખાનદાન અને વિદ્વાન પણ જણાયો. વળી તેના અને જ્યોત્સનાના હૃદય એક થઈ ચૂક્યા હતા. બન્ને એક બીજાને અપૂર્વ પ્રેમથી ચ્હાતા. બન્નેનું જોડું જોઈ જગતના ઈર્ષાળુ જનોને જરૂર ઈર્ષ્યા ઉત્પન્ન થાય એમ હતું. જ્યોત્સના અને મદનચંદ્ર લગ્નથી જોડાય તો ? પણ આ વાત મારાથી મદનચંદ્રને કેવી રીતે કરી શકાય ? વળી કદાચ મદનચંદ્ર પરણેલો અગર વિવાહથી બંધાએલો હોય તો ?"

મદનચંદ્રને મારે ત્યા રહે બે મહિના થવા આવ્યા. આટલા સમયમા તેણે તેના દેશ જવાની લગીર પણ ઈચ્છા વ્યક્ત કરી

નહિ. આથી હું આશ્ચર્ય પામ્યો અને મદનને એક ધુની માણુસ સમજવા લાગ્યો. પણ મારી એવી માન્યતામા હું ઠગાયો હતો. મદન ચાલાક હતો. તે સઘળું સમજતો હતો. આ પછી તેને વાતમાં ને વાતમા પૂછતા મને જણાયુ કે તે જ્યોત્સનાને લાગીને જવાને બદલે તે મારી કંગાલ કુટિરમા રહેવાને ઇચ્છતો હતો. જ્યોત્સનાને તે પોતાની કરવાને ઘણોજ આતુર હતો; પણ મારી આગળ તેવી વાત કરવાની તે હિંમત કરી શકતો નહિ. હું અને તે અમારા મનના વિચાર મનમાજ સમાવી રહ્યા હતા. જ્યોત્સનાની આતરીક દશા પણ બહુધા અમારા સમાનજ હતી વિનયશિલ પુત્રી તેના પિતાની સમક્ષ પોતાના લગ્નની સ્પષ્ટ વાત કેવી રીતે કરી શકે? અમારી આવી મનોદશા ઘણા દિવસ રહી. એક દિવસે સહસા લગ્ન સંબંધી વાત નીકળી. આ વાતનો લાભ લઇ મદનચંદ્રે જ્યોત્સનાનું લગ્ન પોતાની સાથે કરવાની ઇચ્છા ઘણાજ વિનયી અને વિવેકી શબ્દોમાં વ્યક્ત કરી મેં મનમા આનંદ પામતા તેને પૂછ્યું; " શુ તમે હજી અવિવાહીત છો ? "

તેણે નરમાશ ભરેલા ચ્હેરે ધીમા અવાજે કહ્યું; " હાજી. "

પુનઃ મેં તેને પૂછ્યુ; " તમે વિદ્વાન–શ્રીમાન હોવા છતા હજી અવિવાહિત છો જાણી હુ આશ્ચર્ય પામુ છુ ? "

તેણે કહ્યુ; " આપના જેવા સજ્જનો મારી કૌમારાવસ્થા જાણી જરૂર આશ્ચર્ય પામેજ. પણ મારા વિચાર અન્ય શુ સમજી શકે ! હું હૃદયની ઐક્યતા વિનાના લગ્નને લગ્નનુ નામ આપી શકતો નથી. ટુકી જ્ઞાતિઓના કારણે લાકડે માકડુ વળગાડેલા ઘણા દંપતિના સહવાસમા હું આવેલ છુ. સાંપ્રત સમયાનુસાર જોડેલા લગ્નથી દંપતિના સંસાર દુઃખમય–ક્લેશમય ને અવ-

રોકયા છે. મારે મોટું મિત્ર મંડળ છે મારા દરેક મિત્રો પરણેલા છે. તેઓ પોત-પોતાની પત્નીઓને જાણે પૂર્ણ પ્રેમથી ચ્હાતા હોય એમ ઉપરથી જણાય છે; પણ અંદરખાનેથી તેમના જીવન કેટલાં દુઃખ પૂર્ણ છે તે ફક્ત જાણકાર અને મારા જેવો તેઓનો મિત્ર જ જાણી શકે છે. ઉપરથી પૂર્ણ પ્રેમ દર્શાવતા અને સુંદર વસ્ત્રાભુષણ ધારણ કરી સજોડે ફરનારા પતિ-પત્નિના હૃદયની ઐક્યતા થએલી હું જોઇ શક્યો નથી. દરેક બાબતમા તેમના વિચાર કદી મળતા થાય જ નહિ. આના પરીણામે પતિ પત્નિમા નિરંતર ઝઘડા થતા મે જોયા છે કહો માન્યવર ! આવા લગ્નથી શુ ફાયદો ? આવા નામના લગ્ન કરી સંસારને સળગાવી મુકવા કરતા અવિવાહીત રહેવામા શુ ખોટુ ? ” આટલુ લંબાણુ વિવેચન કરી મદનચંદ્ર દોઢી નજરે મારી તરફ જોઇ રહ્યો. તે વાત કરતાં વચ્ચે-વચ્ચે જ્યોત્સનાની તરફ પણ જોતો અને પોતાના કહેવાની શી અસર થાય છે; પોતાનું કહેવુ જ્યોત્સનાને પસંદ પડે છે કે નહિ તે જાણવાને-સમજી લેવાને આ કળાબાજ યુવાન વારવાર તેના મુખ તરફ બારીકાઇથી દ્રષ્ટિ કરતો. મને તેનું કહેવુ ઘણું ગમ્યુ. કારણ કે મારા વિચાર તેના વિચારની સાથે બરાબર મળતા હતા. મે પણ લગ્ન કેવી રીતે થવા જોઇએ અને પતિ-પત્નિ કેવા લગ્નથી સુખી થઇ શકે એ બાબતનુ લંબાણુ વિવેચન કર્યું. આ પછી જ્યોત્સનાના લગ્નની વાત મે ઉપાડી, અને છેવટમા મે તેને જણાવ્યુ કે, જો તમે મારી જ્યોત્સનાને સુખી કરવા પ્રતિજ્ઞાથી બંધાતા હો, તો હું મારી પુત્રીને તમારી સાથે પરણાવવા ઘણો ખુશી છુ ”

મદનના વદન પર આનંદની ઉર્મીઓ છવાઇ. તેણે ખુશાલીનો શ્વાસ મૂકતા કહ્યું, “ હુ શ્રીમતી જ્યોત્સનાને કેવા પ્રેમથી

ચાહું છુ તે ફક્ત ઇશ્વર અને મારૂ હૃદય જ સમજી શકે છે. જો આપ આપની ગુણીયલ કન્યાના લગ્ન મારી સાથે કરશો તો આપના આ મહાન ઉપકારમાં વધારો થશે. હુ જન્મો જન્મનો આપનો ઋણી રહીશ. જ્યોત્સનાને મારા પ્રાણ કરતા પણ વિશેષ ચાહિશ. જ્યોત્સના મારો પ્રાણ છે હુ આ પળે જ ઇશ્વરને હાજર ગણી પ્રતિજ્ઞા કરૂં છુ કે જ્યોત્સનાને હુ જીવન પર્યંત સુખી કરીશ. તેનાથી કોઇ પણ વાતે જુદાઇ ગખીશ નહિ. તેને હુ મારૂ સર્વસ્વ માનીશ" આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી તે યુવાન આશાતુર વદને મારા મુખ સામે જોઈ રહ્યો, મે જ્યોત્સનાની ઇચ્છા પૂછી. તેણે લજ્જા પામી નીચુ જોયુ હુ તેની મરજી સમજી ગયો આ પછી મે થોડા દિવસ બાદ તેમના લગ્ન કરી નાખ્યા મદનચંદ્રે લગ્નની યાદમા પોતાની પાસેની હિરાની વિંટી તથા ગળામાની મોતી–સુવર્ણમાળાઓ જ્યોત્સનાને આપી. બન્નેના આનંદનો પાર ન્હોતો. હું પણ મારી ફરજમાથી મુક્ત થવાને માટે આનંદ અનુભવવા લાગ્યો પુત્રીને લાયક વર મળવાથી મે પ્રભુનો ઉપકાર માન્યો.



## ૨૧

### ભયંકર વિશ્વાસઘાત.

લખેલુ જે લલાટે છે, નહિ મિથ્યા થવાનુ તે;
ભલે પૃથ્વી વળે ઉંધી, થવાનું તે થવાનું છે.



વિદ્વાનોના આ સૂત્રો સર્વથા સત્ય છે. ભાવીનો ભેદ જાણવાને કોઇ સમર્થ નથી. મદનચંદ્રને જ્યોત્સના જેવી રમણી પ્રાપ્ત થવાથી આનંદનો પાર રહ્યો નહિ. તે સસરાને ત્યાં જ રહ્યો. તેના નગરથી

તેને બોલાવવાને ઉપરા સાપરી પત્રો આવતા. મદનચંદ્ર પોતાને કોઈ મહાન કાર્યના યોગે રોકાઈ જવુ પડયુ છે એમ જવાબ વાળતો. તેણે તેની ઉપરના પત્રોમાથી એક પણ પત્ર જ્યોત્સનાને કે તેના સસરાને વચાવ્યો ન્હોતો પત્ર વાચીને તરત જ ફાડી નાખતો. છ મહિના થવા આવ્યા મદનચંદ્ર કેમ તેના ગામ જવાનું નામ દેતો નહિ હોય ? શુ તેને તેના નિવાસસ્થાને જવુ નહિ ગમતું હોય ? શુ તેને ત્યા જવાથી કંઈ દુઃખ થાય એમ હશે ? વગેરે વિચાર નારાયણ અને જ્યોત્સનાના મનમા થઈ રહ્યા. કેટલાક મહિના નીકળી ગયા જ્યોત્સના ગર્ભવતી થઈ. તેણે તેના પતિદેવને તે વાત વિદિત કરી અને જણાવ્યુ કે ચાલો આપણે આપણા ગૃહે ઉપડી જઈએ. પત્નિને સગર્ભા જાણી મદને પ્રથમ તો ચમક્યા જેવો ડોળ કર્યો અને પછી જણાવ્યુ કે પ્રભુએ આપણને સારો યોગ આપ્યો છે; તો હવે બાળકને લઈને જ આપણે આપણા નગરમા જઈશુ. જ્યોત્સનાએ આ પછી તેને કઇ કહ્યું નહિ. આ પછી એક દિવસે મદનચંદ્રે મારી પાસે એકાન્તમા આવીને જણાવ્યુ કે મારા મુનીમનો પત્ર આવ્યો છે. મને તે એકદમ આવવાનુ લખે છે. માટે હુ જાઉં છુ ત્યા ગયા પછી હું જ્યોત્સનાને તરત તેડાવી લઈશ. એકાએક તેની જવાની વાત સાભળી હુ આશ્ચર્ય પામ્યો, અને પછી કઇક કચવાતા મને તેને જવાની રજા આપી મદનચંદ્રે એકાન્તમા બેસી જ્યોત્સના ઉપર એક પ્રેમભર્યો પત્ર લખી નાખ્યો તેમા તેણે ઘણા માયાળુ શબ્દો લખી છેવટમા જણાવ્યુ કે; મારે અગત્યના કાર્યને યોગે એકાએક જવુ પડે છે તેથી હું ઘણો દિલગીર છુ. દેવી ! તને મારા વિયોગથી ઘણું લાગી આવશે; પણ શુ કરૂ કે તને હાલ સાથે લઈ જઈ શકુ એવી સ્થિતિમા હું નથી. તું મારી પ્રાણ વલ્લ-

યાં છે,-હું ત્યાં જઇ તરત જ તને તેડાવી લઇશ.' તું ફીકર કરીશ નહિ. તબીયત સંભાળજે. અને પત્ર લખે તો નીચેના શીરનામે લખજે. મારે ઉતાવળથી જવાનું હોવાથી તારી સાથે બરાબર વાતચિત ન થઇ શકે એ કારણથી જ તને આ પત્ર લખ્યો છે. તું ખોટું લગાડીશ નહિ. આપણે પતિ-પત્નિમાં જુદાઇ નથી. આવી રીતે લખી તેણે પત્ર નીચે પોતાનું નામ નગર વગેરે ઠેકાણું લખી પત્રને કવરમાં બંધ કર્યો અને પછી જ્યોત્સનાની પાસે આવી કહ્યું; " દેવી ! આપણા નગરથી આપણા મુનીમનો કાગળ આવ્યો છે. તેમા તે મને એક અગત્યના કામ માટે જલ્દીથી ત્યાં બોલાવે છે. તારી સાથે વધુ વાત કરવાનો પણ મને સમય નથી. મે મારા મનની વાત અને આપણા નગર-ઘરનું ઠેકાણું આ પત્રમા લખ્યું છે. તે તું નિરાતે વાચજે અને હું તને તેડાવું એટલે તરત ત્યાં આવજે. આવા આશ્વાસન સૂચક વાક્યો સંભળાવી તે જવાને તૈયાર થયો. ભોળી બાળા જ્યોત્સના તેની તરફ સજળ નયને જોઇ રહી. પતિના વિયોગથી તેના દિલમા દારૂણ વેદના થઇ રહી હોય એમ તેના કરૂણ વદન પરથી જણાતું હતું. મદનના એકાએક જવાથી મારા દિલમા પણ દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું હતું. આખરે મદન ગયો. જ્યોત્સના તે દેખાયો ત્યા સુધી જોઇ રહી.' મદને પાછા ફરીને અમારી તરફ એક વાર પણ જોયું નહિ. વખતે તેના દિલમા દુઃખ થાય એથીજ તેણે જોયું નહિ હોય એમ અમે માની અમારા મનનું સમાધાન કર્યું. અમે પિતા પુત્રી એકલા' પડયા. મદન વિના ઘર શૂન્ય લાગવા માડ્યું. જ્યોત્સના ઘણી વાર રડી. મે તેનું શાન્તવન કર્યું. દિવસો વિતવા લાગ્યા." મદનને ગયે મહિનો થવા આવ્યો. તેનો એક પણ પત્ર નહિ હોવાથી અમને ફિકર થિં-

તા થવા માંડી. મેં કાગળ લખ્યો; અને તેના જવાબની રાહ જોઇ પણ જવાબ મળ્યો નહિ. અગત્યના કાર્ય પ્રસંગે કદાચ બહારગામ જવુ થયું હશે એમ માની અમે મન વાળ્યુ. કાગળની આશામાં મહિના વિત્યા. પણ અમને નિરાશા જ પ્રાપ્ત થઇ. હું અકળાયો, શુ કરવુ ? વગેરે વિચારમા દિવસો નિર્ગમન થવા લાગ્યા. પ્રભુકૃપાએ જ્યોત્સનાને પુત્ર પ્રસવ્યો. મને આનંદ થયો. પુત્ર જન્મના સમાચાર મે મદનને લખ્યા. આ પત્રનો પણ પ્રત્યુત્તર કોણ આપે ? છેવટે બાળક ત્રણ માસનો થતાં મે તેને લઇ મદનચંદ્રની પાસે જવાની તૈયારી કરી, બાળકનું નામ બળવંત પાડયુ હતું. અમે પ્રવાસની સઘળી તૈયારી કરી મોટા મળસકે વ્હાણુમાં બેઠા. દરિયાની ચાર દિવસની મુસાફરીને અંતે અમે એક બંદરે ઉતર્યાં. હવે અમારે પગ રસ્તે જવાનું હતું. મદનચંદ્રના નગરનું નામ મણીપુર હતું આ સ્થળથી તે લગભગ પચાસેક ગાઉ દૂર આવેલુ હતું. એક ગાડુ ભાડે કરી તેમાં બેઠા. રગશીયુ ગાડું ધીમે ધીમે ચાલવા માંડ્યું. રાત્રિએ મુકામ કરતા અને દિવસે પ્રવાસ કરતા અમે થોડા દિવસે મણીપુરના પાદરે આવી પહોચ્યા. ત્યા એક સુશોભિત ધર્મશાળા આવેલી હતી. મે તે ધર્મશાળામા મુકામ નાખી ગાડીવાળાને ભાડુ ચૂકાવી આપી વિદાય કર્યો. આ વખતે રાત્રિ પડી હતી. ધર્મશાળાના રખેવાળની પાસેથી મદનચંદ્રના મકાનની માહિતી મેળવી અમે ત્યા જવાનો વિચાર સવારમા રાખ્યો. રાત્રિ ધર્મશાળામાં પૂરી કરી. સવાર થતા અમે નીકળ્યા અને એક ભવ્ય મહાલય આગળ આવી ઉભા. આ હવેલી મદનચંદ્રની હતી. હવેલીની આગળ ચોગાનમાં બગીચો આવેલો હતો. આ વખતે મદનચંદ્ર અને એક યુવાન રમણી બગીચાની અંદર ફરતા અમને જણાયા. મેં કંઇક વિચાર કરી પ્રથમ

જ્યોત્સનાને તેની પાસે જવાનું સુઝ્યું. જ્યોત્સના તેના બાળક સાથે અંદર પ્રવેશી. હું પણ તેની પાછળ-પાછળ ચાલ્યો. જ્યોત્સના આગળ વધી અને હું એટલામાજ એક વૃક્ષના ઓથે ઉભો. મદનચંદ્ર અને તેની સાથે ફરનાર રમણી એક પુષ્પવૃક્ષ આગળ ઉભા રહી વાતો કરતાં હતા. જ્યોત્સના તેમની છેક નજીક જઈ ઉભી. એકાએક મદનચંદ્ર અને રમણીની નજર તેની પર પડી. બન્ને આશ્ચર્ય પામ્યા હોય એમ જણાયા. જ્યોત્સનાને જોતા જ—ઓળખતા જ મદનચંદ્ર ચોંક્યો હોય એમ જણાયો. પણ પછી તરતજ ગંભીર બની તેણે જ્યોત્સના સામે જોઈ પૂછ્યું; " બાઈ ! તું કોણ છે ? અને અહિં કેમ આવી છે ? " જ્યોત્સનાએ મંદ સ્વરે કહ્યું; "શું આપ મને નથી ઓળખી શક્યા ? " મદનચંદ્રે તેની તરફ થોડીકવાર જોઈ રહી જણાવ્યુ કે, " ના, હું તને ઓળખતો જ નથી ? " આ જવાબથી જ્યોત્સનાને માથે આભ ટૂટી પડવા જેવુ થયુ. હું પણ ગભરાયો. એવામાજ જ્યોત્સનાએ કહ્યું; " આપ આ શું બોલો છો ? હું આપની ધર્મપત્નિ જ્યોત્સના છું અને આ આપના બાળક સાથે આપની સેવામાં હાજર થઈ છુ. " જ્યોત્સનાના આ કથનથી મદનચંદ્ર બેપરવાહ બની ખડખડાટ હશી પડી બોલ્યો; "તું કોઈ ગાંડી જણાય છે, મેં તને કદી જોઈજ નથી." આટલું કહી તેણે ત્યાંથી ચાલવા માંડ્યુ. મદનચંદ્રની નજીકમાં ઉભેલી રમણી અત્યાર સુધી પૂર્ણ ગંભીરતાથી બન્નેની વાત સાંભળી રહી હતી. મદનચંદ્રને જતો જોઈ જ્યોત્સના તેની પાછળ દોડી. આ વખતે તેની આંખોમાથી શ્રાવણ—ભાદરવો-વહેતો હતો. આરા દુઃખની પણ સીમા નહોતી. જ્યોત્સનાએ મદનનો હાથ પકડી આજીજી કરવા માંડી. મદન અકળાયો. તેણે એક આંચકો મારી જ્યોત્સનાના હાથમાંથી પોતાનો હાથ છોડાવી જ્યોત્સનાને

જોરથી ધક્કો મારતા કહ્યું; " તું કોણ બધા છે ? મારી ધર્મપત્નિ હોવાનો તારી પાસે કંઇ પૂરાવો છે ? " જ્યોત્સના ધક્કાના આઘાતથી જમીનપર પડી ગઇ. મારાથી હવે ન રહેવાયું. હું તરતજ તેની પાસે દોડી જતા બોલ્યો, " આ રહ્યો પુરાવો. " ધરતીકંપના આંચકાની માફક મને જોતાં જ મદન કંપ્યો. તેના મુખપર કાળાશ ફરી વળી. તે સર્વાંગે ધ્રુજવા લાગ્યો. દૂર ઉભેલી રમણી શાન્તિથી આ અદ્‌ભુત દેખાવ અવલોકી રહી. મે મદનને ઉંચેથી કહ્યુ, " કેમ હવે તો ખાત્રી થઇને ? " મદનચંદ્રે ડોળાં ધુરકાવી કહ્યુ; " તમે કોઇ બદમાસ છો. " આ શબ્દો સાભળતા જ હું ગુસ્સાથી લાલપીળો બની, બોલ્યો; " શુ તું તારી પત્નિને અને સસરાને બદમાસ કહે છે ? "

" મારે પત્નિ કે સસરો કોઇજ નથી. " મદને નિર્લજ્જતાથી જણાવ્યુ.

" ત્યારે શુ ત્હેં અમને વિશ્વાસઘાત કર્યો ? " મે મોટા અવાજે પૂછ્યુ. પાપી અકળાયો અને અમને જાણે કોઇ દિવસ તેણે જોયાંજ ન હોય એવો દેખાવ ધારણ કરી કંઇપણ જવાબ નહિ આપતા તે ભયંકર વિશ્વાસઘાતી હવેલીમા જતો રહ્યો. જ્યોત્સના આ વખતે બેશુદ્ધ જેવી બની હતી. તેની આંખોમાંથી અવિરલ અશ્રુધારા વ્હેતી હતી. જમીનપર પડેલો નાનો બાળક રડતી માતા તરફ જોઇ રહ્યો હતો. મારી ખાત્રી થઇ ચૂકી કે આ શ્રીમાનના વેશના શયતાને ભયાનક વિશ્વાસઘાત કર્યો છે. મોહાન્ધ-વિષયાંધે તેનો સ્વાર્થ પરીપૂર્ણ થતા દગો દીધો છે. જ્યોત્સનાની હવે શી દશા ? ઓ પ્રભુ અમારી પર આ શો ગજબ ? આમ બોલતો હું જ્યોત્સનાની નજીક જઇ બેઠો. જ્યોત્સના મને જોતા જ મોટેથી રડી

પડી. બરાબર આ સમયેજ પેલી દૂર ઉભેલી રમણી અમોરીપર દયાની નજર ફેંકતી અમારી નજીક આવી ઉભી; અને ઘણુજ કોમળ અવાજે તેણે પૂછ્યું; " તમે રડશો નહિ. મે સઘળી વાત સાંભળી છે. હવે હું તમને એમ પૂછું છુ કે તમે જે વાત કહો છો તે શુ સત્ય છે ? " મે તરતજ ઉભા થઇ જણાવ્યુ કે; " બ્હેન ! હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે આ બીના સત્ય છે. " આટલુ કહી મેં તમામ વાત તે બાઇને વિદિત કરી અને પછી લગ્નની યાદમા મદનચદ્રે જ્યોત્સનાને આપેલી હિરાની વીંટી તથા મોતીમાળા બતાવી અને છેવટે મદનચદ્રે જતી વખતે લખીને આપેલો જ્યોત્સના પરનો પત્ર પણ તે રમણીને બતાવ્યો. રમણીની ખાત્રી થઇ ચૂકી કે પાપાત્મા મદનચંદ્રે આ ગરીબ જનોને વિશ્વાસઘાત કર્યો છે. રમણીની આંખ્યોમા દયાની લાગણીથી અશ્રુ ઉભરાયા. મે નમ્ર અવાજે પૂછ્યું; " બ્હેન ! આપ મદનચદ્રના શું સગા છો ? તરત તે રમણીએ તેના કપાળપર કર પ્રહાર કરતા કહ્યું; " હું તેની પત્નિ થાઉં. " બસ આ શબ્દો મારા કાને અથડાતાજ હું સર્વાંગે ધ્રુજી ઉઠયો. જ્યોત્સના પણ ચક્કર આવવાથી જમીનપર પડી. મેં થોડીવારે શાન્ત થઇ કહ્યું; " બ્હેન ! આપનું નામ ? " કોમળ અવાજે તે રમણીએ તેનું નામ પુણ્યપ્રભા જણાવી અમને તેની સાથે અંદર ચાલવાને કહ્યું મે દયામય નજરે થોડીકવાર તેની તરફ જોઇ રહી કહ્યુ ; " બ્હેન ! અમારૂ હવે અંદર શુ કામ છે ? અમારા ભાવીએ અમને દગો દીધો છે; અમે હવે અહિથી ચાલ્યા જઇશુ. અમારી...." મારૂં હૃદય ભરાઇ આવવાથી હું આગળ બોલી શક્યો નહિ. તરતજ તે દયામયી દેવીએ કહ્યુ, " તમે ગભરાશો નહિ. તમારે ચાલ્યા જવાની જરૂર નથી. જેટલો મારો હક્ક છે તેટલો જ તમારી પુત્રીનો છે મારા

પાપી પતિએ પોતે અવિવાહિત હોવાનુ જુઠું જણાવી આ ભોળી બાળાનો ભવ બાળ્યો છે. આજથી તે હવે મારી સગી બ્હેન છે હું અને તે આ ગૃહમાજ સાથે રહીશુ." પુણ્યપ્રભા નિશ્ચયી હોય એમ જણાયુ. એવામા એક નાની છોકરી ત્યા ચાલી આવી અને બા–બા કરતી પુણ્યપ્રભાને વળગી પડી આ તેની પુત્રી હતી. પાપાત્મા મદનચંદ્ર ખરેખર પિશાચજ નીકળ્યો. તેણે સમજાવેલી અસત્ય વાતો યાદ આવતા મને તેની પ્રત્યે પૂર્ણ ધિક્કાર ઉપજ્યો. પુણ્યપ્રભાએ પુત્રીને કહ્યુ; "કમળ! જો આ તારો ભાઇ?" આટલુ કહી તે દયાની મૂર્તિએ જમીન પર પડેલા બળવંતને ઉપાડી છાતી સરસો દાબ્યો. આ પછી તેણે અમને સાથે ચાલવાનો ઘણો આગ્રહ કર્યો. મે તેને દુઃખી નહિ કરવાની ઇચ્છા જણાવી, પણ તેણે માન્યુજ નહિ. તેણે જ્યોત્સનાનો હાથ પકડી ઉભી કરી. અમે તેની સાથે હવેલીમા પ્રવેશી ઉપરના દિવાનખાનામા આવ્યા અમને જોતાજ નરાધમ મદન ગભરાયો. તેનું મુખ ગુસ્સાથી લાલચોળ બન્યુ. તેણે મોટા અવાજે પુણ્યપ્રભાને ધમકાવવા માડી. પુણ્યપ્રભાએ વીંટી–પત્ર વગેરે બતાવી પાપીના પૂરાવા પ્રત્યક્ષ કર્યાં. મદન ઉશ્કેરાયો અને પુણ્યપ્રભાના હાથમાથી વીંટી–પત્ર વગેરે લઇ લેવા ધસ્યો; પણ તે પહેલા જ મેં તે સઘળું પુણ્યપ્રભાના હાથમાથી લઇ લીધું. પુણ્યપ્રભાએ કોપયુક્ત વદને તેને ખૂબ કહેવા માડયુ પાપી વધુ ઉશ્કેરાયો. તેનો ઇરાદો મારી પાસેથી તેના પૂરાવારૂપ સઘળી વસ્તુઓ લઇ લેવાનો હતો. તેણે મને ક્રોધ ભર્યા અવાજે સઘળું આપી દેવાનું જણાવ્યુ મે પણ તેના જેટલાજ બલ્કે તેથી વધારે અવાજથી તેને ચોકખી ના પાડી પિશાચે રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેણે નજીકના ટેબલપર પડેલી એક ભરેલી બંદુક વિજળીની ઝડપે ઉઠાવી. ભયાનક

પ્રસંગ જોતાંજ પુણ્યપ્રભા તેના હાથમાથી બંદુક લઇ લેવા તેની તરફ દોડી. પણ અફસોસ; તેજ સમયે બંદુક છુટી. પુણ્યપ્રભાના પેટમા ગોળી વાગી એક કાતિલ ચીસ નાખી પુણ્યપ્રભા જમીન પર પડી તરપડવા લાગી. હું ઉશ્કેરાયો અને વાઘની માફક છલંગ મારી પાપીને વધુ પાપ કરતા પહેલા બાથમા પકડયો. બંદુકના અવાજથી નોકર ચાકરો ઉપર દોડી આવ્યા અને દયાની મૂર્તિસમી પુણ્યપ્રભાને લોહીમા તરબોળ થયેલી જોતાજ સઘળા આક્રંદ કરવા લાગ્યા જ્યોત્સનાએ પુણ્યપ્રભાની સારવાર કરવા માડી. પણ પુણ્યપ્રભા હવે જીવે એમ ન્હોતું. તેણે ટૂટતી નાડીએ અને લથડાતી જીભે પોતાની પુત્રી કમળને સાચવવાનું કહી છેવટે પરલોક પ્રયાણ કર્યું. શેઠાણીના ખૂનની વાત બહાર ફેલાઈ. સરકારી સિપાહીઓએ આવી મદનચંદ્રને કબજે લીધો. મારી અને ત્યા હાજર રહેલા દરેક માણસોની હકીકત લખી લીધી. પછી મદનચંદ્રને હાથકડીઓ નાખી લઇ જવામા આવ્યો. પવિત્ર પુણ્યપ્રભાના અકાળ મરણથી અમને અને નોકર ચાકરોને ઘણું લાગી આવ્યુ. મદનચંદ્રનો કેસ ચાલ્યો. ન્યાયાધિશે મને શું જાણો છો એમ પૂછતા મે તમામ સત્ય ઘટના વિદિત કરી. જ્યોત્સનાને પૂછતા તેણે પણ સઘળી હકીકત જાહેર કરી. મદનચંદ ખૂની વિશ્વાસઘાતી સાબીત થતા ગૂન્હેગાર ઠર્યો. તેને જન્મદેશનિકાલની શિક્ષા થઇ. પાપીએ દયાને માટે ઘણા કાલાવાલા કર્યા; પણ સઘળુ વ્યર્થ ગયું. તેને ત્યાથી લઇ જવામા આવ્યો. જતા-જતા તે પાપીએ મારી તરફ એવી તો વિકાળ નજરે જોયુ કે જેથી હુ ભયથી ધ્રુજી ઉઠયો. મદનચંદ દેશનિકાલ થયો. તેની તમામ સંપત્તિની માલીક મારી જ્યોત્સના થઇ. મ્હેં પુષ્કળ દ્રવ્ય વાપરી પુણ્યપ્રભાની ઉત્તર ક્રિયા કરી. તેના નામનું એક જળાશય અને ધર્મશાળા બંધાવી.

આજે પણ તે ધર્મશાળા અને જળાશયનો ઉપયોગ કરતાં મુસાફરો પવિત્ર પુણ્યપ્રભાને આતરિક આશિષ સમર્પે છે પાપીને પાપનું ફળ મળ્યુ. અમે શ્રી પ્રભુકૃપાએ મણીપુરમા રહી સુખી દિવસો નિર્ગમન કરવા લાગ્યા.



## ૨૨

## ભાગ્યની ભયંકરતા.

> કપટી કદી ન સુધરે સો સાધન કો સગ,
> મુજ પખાલે ગંગમે, જ્યુ ભીંજે ત્યુ તગ
>
> ઉપદેશમાળા.



કપટી હોય તેને સો સાધુ પુરૂષોનો સગ થાય તો પણ તે સુધરતો નથી. દોરડાને જેમ જેમ પાણીમા પલાળે–ભીંજવે તેમ તેમ તે નરમ થવાને બદલે વધારે મજબુત–સખ્ત થાય છે; તેમ કપટી–કુટિલ માણસો ભલા ભોળા માણસોને વધુ સતાવે છે. મદનચદ્ર શ્રીમાન હતો; ભણેલો હતો; પણ બાલ્યકાળથીજ તેને નીચ જનોનો સહવાસ–સોબત થવાથી તે દુર્ગુણી બન્યો હતો. તેણે તેના જીવનમા એક પણ સારૂં કર્મ કર્યું ન્હોતું પવિત્ર પુણ્યપ્રભાને તે પાપી તરફથી લગીર પણ સુખ ન્હોતું. દિવસો વિતતા તેના પાપમય જીવનની સઘળી વાત મારા જાણવામાં આવી, કે જે જાણતાં મને તેની પ્રત્યે અંતરથી ધિક્કાર છૂટ્યો અને આવા માણસનું જીવન પૃથ્વીના ભાર રૂપ છે જાણી તેવા પાપીને યોગ્ય શિક્ષા મળી માની પ્રભુનો ઉપકાર માન્યો. કમળકુમારી અમારી સાથે હળી ગઇ અને અમનેજ તેના સાચાં માત–પિતા માની આનંદથી રહેતી. હું એક વખત મારે ગામ પણ જઇ આવ્યો. આવી રીતે પૂર્ણ શાન્તિ અને

આનંદમા ચારેક વર્ષ વિત્યા. પણ અમારા સુખની દેવને અદેખાઇ આવી. એક મધ્યરાત્રિએ અમે ઘોર નિદ્રામા પડયા હતાં. રાત્રિ ઘોર અંધારી હતી. મકાનમા એક પણ દીવો બળતો ન્હોતો. મારા બે સેવકો પણ નીચેના ભાગમા નિદ્રાધિન થએલા હતા. આ વખતે એકાએક મારી હવેલીમા કંઇક ભારે વસ્તુ પડવાનો અવાજ થયો. હું ઝબકીને જાગી ઉઠયો. જમીન ભારે લાગવા માંડી. ચોર લોકો પેઠાની શંકા થઇ. હૃદય ધબકવા માંડયુ. હું ધીમેથી ઉઠયો અને મારી નજીકમાં આવેલા ઓરડામા કે જ્યા જ્યોત્સના તેના બન્ને બાળકોને પડખામા લઇને સૂતી હતી ત્યા ગયો. મેં દીપક પ્રકટાવી જ્યોત્સનાને જગાડી. જ્યોત્સના ભયથી ધ્રુજવા લાગી. મેં તેને હિંમત આપી નીચે નોકરોને જગાડવા જવા માંડયું. નીચે જતાં મને માલમ પડયું કે હરામખોરો અંદરના ભાગમા ભરાયા છે અને ત્રીજોરી ઉઘાડવાનો યા તોડવાનો પ્રયત્ન આદરી રહ્યા છે. મેં નીચે જઇ બન્ને સેવકોને જગાડયા. આ બન્નેમા એક હિંદુ અને એક મુસલમાન હતો. મુસલમાન વૃદ્ધ હતો. તે મદનચંદ્રના પિતાના વખતનો જુનો સેવક હતો. તેને મે જ્યોત્સના પાસે મોકલ્યો અને બીજાને સિપાહીઓને બોલાવી લાવવા દોડાવ્યો. તેના ગયા પછી હું જ્યોત્સના પાસે જવા પાછો ફર્યો; પણ ત્યા પહોચતાંજ મેં શુ જોયું ? ત્રણ બુરખાધારીયો ભરેલી બંદુકો સાથે ત્યા ઉભા હતા અને જ્યોત્સનાની પાસે કંઇક માગણી કરી રહ્યા હતા. હું ગભરાયો. મને જોતાજ એક બુરખાધારીએ મારી તરફ વાઘની માફક છલંગ મારી મને ગળચીમાથી પકડી કહ્યુ, " જો જીવવુ હોય તો તમામ મિલ્કત અને તારી પાસેના હું માગું તે કાગળપત્રો મારે સ્વાધિન કરી તુ તારી છોકરી સાથે વિદાય થઇ જા." તેનું સાંભળું.

કહેવુ સાંભળી હું અજબ થયો. મે તેને હિંમતથી પૂછ્યુ, "તું કોણ છે?" જવાબમાં તે બુરખાધારીએ તેના મુખ આગળ ઢાકેલું કપડું અલગ કર્યું. આથી તેનો ચ્હેરો સ્પષ્ટ જણાયો. હું મોટેથી ચીસ પાડી ઉઠયો કે, "કોણ મદનચંદ્ર?" જ્યોત્સના તો તેને જોતાજ ધોળી પુણી જેવી બની ગઇ પાપીએ અટ્ટહાસ્ય કરી કહ્યુ." ચાલ જવાબ આપ. વાર કર નહિ" પાપીના પ્રશ્નથી હુ મુંઝાયો; પણ તરત સાવધ થયો પ્રભુએ મને હિંમત આપી હોય એમ જણાયુ. હું કંઇ પણ જવાબ નહિ આપતા બળ કરી તેના હાથમાંથી છૂટો થયો. પુનઃ પાપી પોકારી ઉઠયો; "જો સઘળુ નહિ આપી દે તો આ પળેજ તારૂ અને તારી છોકરીનુ ખૂન કરીશ." મે એક ક્ષણમા નિશ્ચય કરી કંઇ પણ આપવાની સ્પષ્ટ ના પાડી. પાપી ઉશ્કેરાયો અને બંદુક બાજુમા મૂકી કમ્મરમાંથી છૂરો કાઢી મારૂં ખૂન કરવા દોડી આવ્યો. મારી નજીક પેલો વૃદ્ધ મુસલમાન સેવક ઉભો હતો. તેણે તેના હાથમા એક જાડો ડંડો પકડેલો હતો. પાપી મારી નજીક આવે તે પહેલાં જ મહમદે તેના હાથમાનો ડંડો પાપીના માથાપર ઝાપટયો. પણ પાપી ખસી જવાથી ડંડો નજીકમા પડેલા ટેબલપર અફળાયો.આથી ટેબલપર પડેલા કાચના વાસણો ભાગી ગયા. મે જ્યોત્સનાને લઇ બહાર નીકળી જવાનુ ઉચિત માન્યુ અને તેમ કરવાને હું તત્પર થયો. પણ મારા મનની વાત પાપી સમજી ગયો હોય એમ સમજાયુ. તેની સાથેના બન્ને માણસો જવાના દ્વાર પાસે ઉભા રહ્યા. પાપીએ મને મારી નાખવા બંદુક ઉંચકી. જ્યોત્સનાએ ગભરાઇને કારમી ચીસ નાખી. વફાદાર મહમદ ઉશ્કેરાયો; તે ભાગવા કે મરવાનો નિશ્ચય કરી પાપી તરફ ધસ્યો અને તેણે એક પલક વારમા પાપીનો બંદુક વાળો હાથ પકડયો. મદનના મદદગારો મદ-

મ્મદને મારવા દોડયા. તરત મેં તેમને અટકાવ્યા. તે બન્ને મને મારવા લાગ્યા. હું તેમનો માર સહન કરી રહ્યો. પેલી તરફ મહમ્મદના હાથ છોડાવવાને મદન પૂર્ણ પ્રયત્ન કરી રહ્યો હતો. આ તોફાન વખતે આશ્ચર્ય પામવા જેવુ તો એ હતું કે પાપીઓ પાસે ભરેલી બંદુકો હતી; પણ તેઓ બંદુક છોડી શકતા ન્હોતા. કદાચ તેઓ તેમના મનમા એમ સમજતા હોવા જોઇએ કે બંદુકના અવાજ સાભળી બહારથી માણુસો મદદે દોડી આવે. મેં છેવટે બૂમો પાડવા માડી. તત્કાળ એક હરામખોરે મારૂં ગળુ દબાવ્યુ. મારો શ્વાસ રૂંધાયો. હું તેમના હાથમાથી છૂટવાને ખેચતાણુ કરવા લાગ્યો. એવામા એકાએક મદનના હાથમાથી બંદુક છૂટવાનો અવાજ થયો. પણ એ સાથેજ એક કરૂણ કારમી ચીસ પણ મારા કા'ને સંભળાઇ. હું બળાત્કારે પાપીઓના હાથમાથી છૂટયો; અને જોઉં છુ તો પાપીની બંદુકમાથી છૂટેલી ગોળીએ જ્યોત્સનાનો ભોગ લીધો હતો. હું જ્યો-ત્સનાની નજીક દોડયો. પાપાત્મા મદનચંદ્ર આટલાથી પણ વિરામ્યો નહિં. તેણે અમને જીવતા બાળી મૂકવાને ચારે તરફ આગ સળ-ગાવી. મારી દશા ગભીર થઇ પડી. શુ કરવું અને શુ ન કરવું તેના વિચાર કરવાનો સમય ન્હોતો. જયોત્સના છેલ્લા શ્વાસ લઇ રહી હતી. આગ વધતી હતી. મહમ્મદ અને પાપીઓની ઝપાઝપી થઇ રહી હતી. મદનચદ્ર મારી પાસે કાગળો—દસ્તાવેજ અને રોકડ મિલ્કતની વારવાર માગણી કરી રહ્યો હતો. મારૂં મૃત્યુ નજીક હોય એમ મને જણુાયુ. નાના બાળકો જ્યોત્સનાની નજીમા બેસી આ ભયાનક મામલો અવલોકી રહ્યા હતા. એવામાજ નીચે સિપાહીઓ આવી પહોચ્યા. પાપીએ મારૂં ખુન કરવાને છરો ઉંચક્યો પણ મેં તેનો હાથ પકડી લીધો. સિપાહીઓ નજીક આવી પહોચ્યા. પાપીઓ ગભરાયા.

મદનચંદ્રે સાથીદારોને કંઈક ગુપ્ત સૂચના આપી. તરત તે બન્ને બદમાસોએ બંદુકોના બ્હાર કરવા માંડયા. સિપાહીઓ બાજુપર ખસ્યા. મદનચંદ્રે જ્યોત્સનાની નજીક દોડી જઈ ત્યાં બેઠેલી કમળને ઉપાડી લીધી મેં બુમ મારી પાપી તેના સોબતીયો સાથે નાઠો. બંદુકના ભયથી બાજુપર ખસેલા સિપાહીઓ પાપીઓની પાછળ પડયા. પણ તે હરામખોરો બહાર નીકળવાનું બારણું બંધ કરી એક ગુપ્ત રસ્તે થઈને પલાયન કરી ગયા અમે અંદર પૂરાયા. ચારે તરફ આગ સળગી રહી હતી ધૂમાડાના ગોટાથી આંખ્યો ઉઘાડી જોઈ શકાતું ન્હોતું. મારી જ્યોત્સના તેના પિશાચ પતિના પાપકર્મની ફરીયાદ નોંધાવવા શ્રી હરીના દરબારમાં ક્યારનીએ ચાલી ગઈ હતી. નાનો બાળક બળવંત માતાના શબ તરફ ટગર-ટગર નિહાળી રહ્યો હતો. મહમ્મદ તેને ઉંચકી મારી પ્રાસે લઈ આવ્યો. હવેલીની બહાર માણસોની મેદની મળી હતી. આગ હોલવવાના પૂરા પ્રયત્નો થઈ રહ્યા હતા. એવામાજ બહારના લોકોએ બારણા તોડી નાખ્યાં. અમે બહાર નીકળ્યા. ઘણા માણસોની મહેનતથી છેવટે આગ કાબુમાં આવી. લોકોએ મારા દુ:ખમા દિલાસો આપ્યો. જ્યોત્સનાનું શબ અંદરની આગમાં ભસ્મ થયું. હું મારા ભાગ્યને નિંદવા લાગ્યો. મેં બળેલા મકાનમાં જઈ ત્રીજોરીની તપાસ કરી તો તે ટૂટેલી માલૂમ પડી. પાપીયો મોતી-સુવર્ણ વગેરેના દાગીના ઉઠાવી ગયા હતા. હું બીજી ત્રીજોરી પાસે ગયો પણ તે સલામત હતી. તેમા કેટલાક દસ્તાવેજ અને બેંકોના ખાતાની ચોપડીયો હતી. આટલુ બચ્યું તેને માટે મેં મનથી પ્રભુનો ઉપકાર માન્યો, પણ પછી મન સાથે વિચાર કરી જોતા આ મકાનમા હવે રહેવુ તે મને ઉચિત લાગ્યું નહિ. પાપી જીવતો છે. તે મારી પાસેથી મિલ્કત મેળવવા જીવતોડ

પ્રયત્ન કરશે. કદાચ તે મારૂં અને નાના બાળકનું ખૂન પણ કરે. પાપી શું ન કરે? આ પછી મેં તમામ બેંકોમાંથી રૂપીઆ ઉપાડી લીધા. દાગીનાઓ ગળાવી નાખ્યા. બળેલા મકાન સિવાયના બીજાં મકાનો વેચી નાખ્યા એ બધાં નાણાં હિરા-માણેક-મોતી-મ્હોરો-સુવર્ણ વગેરે ખરીદવામાં પૂરાં કર્યાં. બાદ તે સઘળું એક હાથી દાંતની પેટીમાં ભરી તે પેટીને બળી ગએલા મકાનના એક ખૂણામાં ઉંડી દાટી દીધી આ કાર્યથી પરવારી મેં એક કાગળ પર એ મકાનનો નકશો બનાવ્યો અને જે જગાએ દ્રવ્ય અને દસ્તાવેજ દાટયા હતા; તે જગાના નિશાન નકશામાં નોંધ્યા. આ સઘળા કામમાં મહમ્મદે મને સારી મદદ કરી મેં તેને મારી ચાલ્યા જવાની ઇચ્છા જણાવી. તેણે જીવન પર્યંત મારાથી છૂટા નહિ પડવાની તેની ઇચ્છા પ્રદર્શિત કરી. હું ખુશી થયો. આ પછી મેં મારા બળવંતની છબી પડાવી અને તે છબીમાંની એક નકલ મારી પાસે રાખી અને બીજી નકલ કેટલાક દસ્તાવેજો સાથે પેલી પેટીની સાથેજ ભૂમિમાં ભંડારી. આવી રીતે સઘળા કાર્યથી પરવારી અમે મણીપુરમાંથી નીકળી અરણ્યમાં એક એકાન્ત સ્થાને પર્ણકુટિ બાંધી રહેવા લાગ્યા. આ સ્થળે શાન્તિથી રહીશું અને પ્રભુનું ભજન કરીશું એમ માની મેં મન વાળ્યું. પણ મારા નશીબમાં શાન્તિ ક્યાંથી હોય? દુઃખના ડુંગરા મારીપર તૂટી પડવાને પડ પડ થઇ રહ્યા હતા. એક દિવસે હું પર્ણકુટીમાં બેઠો બેઠો ગતબનાવોના વિચાર કરી રહ્યો હતો. મહમ્મદ બહાર બેસી બળવંતને રમાડી રહ્યો હતો. એવામાંજ ઝાડીમાંથી બે માણસો એકાએક નીકળી આવ્યા. એ અન્ય કોઇ નહિ પણ નરાધમ મદનચંદ, અને બીજો તેનો મદદગાર હવાલદાર હતો. તેમણે ઓળખવાજ બળવંતને ઉચકી, લઇ ભાગ્યા. હું [illegible] બહાર

નીકળ્યો. પાપીએ મોટા અવાજથી બળવતને સોપી દેવાનું મહમદને કહ્યું. હું તરતજ ઝુંપડીમા ગયો અને ખૂણામાં પડેલી એક મોટી ડાગ લઈ બહાર આવ્યો. બન્ને દુષ્ટોએ બળવંતને કબજે લેવા મહમ્મદપર આક્રમણ કર્યું. મેં તત્કાળ તેમાના એકના પગના નળામા ડાંગનો પ્રહાર કર્યો. પાપી પૃથ્વીપર પટકાઈ બેશુદ્ધ બન્યો. મદનચંદ્ર મને વળગી પડયો. અમે એક બીજાને જમીનપર પછાડવાને આતુર બન્યા. ભયભીત બનેલો મહંમદ આ તકનો લાભ લઈ બળવંતને લઈ ત્યાથી પસાર થયો. મદનચંદ્રે મારા હાથમાથી છૂટી તેની પાછળ જવાનો પ્રયત્ન કરવા માડયો. પણ હું તેને કેવી રીતે જવા દઉં. ભગવાને આ વખતે મારામા ખૂબ બળ મૂક્યું હતું. અમારા બન્નેનું દ્વંદ યુદ્ધ મચી રહ્યુ હતું, એવામા જ પકડો—તેને છોડશો નહિ એમ મોટી બૂમો મારતા કેટલાક સિપાહીઓ દૂરથી દોડ્યા આવતા જણાયા. મારા બળમા વૃદ્ધિ થઇ. પાપી પકડાવાના ભયે મરણીયો બન્યો. એવામાંજ પેલો જમીનપર પડેલો પાપી સાવધ થઇ મને પાછળથી વળગ્યો અને મને નીચે નાખી બન્નેએ નાસવા માડયુ હુ તેમની પાછળ દોડ્યુ એ પહેલા તો તીરવેગે દોડતા પાપી ઝાડીમા પ્રવેશી અદૃશ્ય થયા. સિપાહીઓ આવી પહોચ્યા. અમે ઝાડીમા ઘણી તપાસ કરી; પણ કંઇ પત્તો લાગ્યો નહિ. સિપાહીઓ સાથે હુ મારી ઝુંપડી આગળ પાછો આવ્યો. મે સિપાહીઓના નાયકને પૂછ્યું કે તમને એના અહિં આવવાની ખબર શી રીતે પડી ? જવાબમા નાયકે મને કહ્યુ કે; એ માણસ કાળાપાણીએ જતા સ્ટીમરમાથી નાસી આવેલો છે. સ્ટીમરમા પણ તેણે બે ખૂન કર્યાં છે. આ બદમાશને પકડવા સરકારી જાહેરનામા નીકળ્યા છે. સરકારી જાસુસો તેની તપાસમાં ફરે છે. એક જાસુસ તરફથી અમને એના અહિં આવવાની ખબર

મળતા અમે તેને પકડવા દોડી આવ્યા પણ ગૂન્હેગાર ભાગી ગયા. આ પછી સિપાહીઓ થોડીકવાર મારી પાસે રોકાઇ ચાલ્યા ગયા. હું એકલો પડેલ. દેવે મારા બળવંતથી પણ મને છૂટો પાડયો. મે મહમ્મદની ઘણીએ તપાસ કરી પણ તેનો કે મારા બાળકનો કંઇ પણ પત્તો લાગ્યો નહિ. મને મારૂં જીવન શુષ્ક લાગવા માંડ્યુ. શુ કરૂં અને ક્યા જાઉં એમ મનમા થઇ રહ્યું. ચારે તરફ મને શૂન્યતા ભાસવા માંડી. રૂઠેલા ભાગ્યને આધિન થઇ મે દિવસો નિર્ગમન કરવા માંડયા. છેવટે કંટાળી હું યાત્રાએ નીકળ્યો. હું જ્યા-જ્યાં જતો ત્યા મહમ્મદની અને બાળકની તપાસ કરતો; પણ મારી તપાસ વિપરિત ભાગ્યના યોગે શી રીતે સફળ થાય ? હું ઘણા વર્ષ હિંદુસ્થાનમા ફર્યો, ઘણું જોયુ-અનુભવ્યું અને યાત્રાઓ કરી. આ પછી હું મારી જન્મભૂમિ ચંબાવટીમા આવી મારા એકાન્ત વાસમા રહેવા લાગ્યો. દુઃખનું ઓસડ દહાડા એ નિયમાનુસાર મારા મનમાથી શોક કંઇક ઓછો થયો. પણ પૂર્ણ શાન્તિ તો નજ થઇ. જ્યોત્સના-બળવંત વગેરેને યાદ કરી હું કોઇ કોઇ વખતે રડી પડતો. મારૂં જીવવું મને નિરસ લાગતું. હું મ્હોતને માટે વારવાર પ્રભુને વિનવતો; પણ મારા ભાગ્યમા હજી પણ દુઃખના લેખ લખાએલા હોવાથી પ્રભુ મને તેમના દરબારમાં કેવી રીતે બોલાવી શકે ? ભાગ્યદેવી ભયાનક બની મારી પાછળ પડેલીજ હતી. મેં કોઇક કાળ ચોઘડીએજ પાપાત્મા મદનચંદ્રને શત્રુના મુખમાંથી ઉગાર્યો અને તે મારા પૂર્વેના શત્રુના હાથેજ મારો બીજો બગીચો વેરાન બન્યો. ચંબાવટીમા મને આવે થોડાંક વર્ષ વિતાં. એક સાંજના હું મારા ખેતરમા ફરતો હતો. એવામાં એક ઘોડેસ્વાર મારી પાસે આવ્યો. તે કોઇ સરકારી માણસ હોય એમ તેના પહે-

સ્ટેશ પરથી જણાયું. તેણે મારૂં નામ વગેરે પૂછી જાણી લીધુ કે તે જેને મળવા માગે છે તે હુંજ છુ. તેણે મને કહ્યું; " હું સરકારી માણસ છું. મારે તમારી જરૂર હોવાથી હું તમને મારી સાથે લઈ જવા આવ્યો છુ જો તમે મારી સાથે આવશો તો તમે તમારા ગુમ થએલા છોકરાને પાછો મેળવી શકશો. મને ચોક્કસ ખબર મળેલી છે કે ખૂની મહમદ એક ગુપ્ત સ્થળે છૂપાયો છે. તમારો છોકરો અને મહમ્મદ તેના પંઝામા છે. માટે તમે એકદમ મારી સાથે ચાલો." આ ઉપરાંત તેણે બીજી કેટલીક બાબતો પણ મને સમજાવી. બળવંત અને મહમ્મદને ઘણા વર્ષે જીવતા જાણી અને તેમને મળાશે જાણી મારા મનમા કેટલો આનંદ થયો હશે તેનો ખ્યાલ વાચકોએજ કરી લેવો. હું કપડા પહેરી મકાનનો બંદોબસ્ત કરી તેની સાથે જવા તૈયાર થયો. મે સામાનમાં થોડાક કપડા અને પેલો કાગળવાળો નકશો સાથે લઇ લીધો. બાદ ગામમાંથી એક ઘોડુ ભાડે કરી હું તે સરકારી માણસની સાથે ચાલ્યો. ત્રણ દિવસની મુસાફરી કરી અમે એક સ્ટેશને આવ્યા. અહિં પેલા સરકારી માણસે તેનું ઘોડુ તેના એક ઓળખીતાને સોંપ્યું અને મારૂ ઘોડુ પણ તેને આંબાવાડી પહોચાડવાનું સમજાવ્યુ. અમે ગાડીમા બેઠા. મારા હૃદયમા આ વખતે પુશ્કળ વિચારો થઇ રહેલા હોવાથી મે તેની સાથે કંઇ પણ વાતચીત કરી નહિ. અંતે અમે વાસદ નામના સ્ટેશને ઉતર્યા. ત્યાથી બે ઘોડા ભાડે લીધા; અમે ઘોડાપર બેસી એક ગ્રામમાં આવ્યા ત્યા બીજા ચારેક માણસો અમને મળ્યા. આ માણસો પણ સરકારી માણસો જેવા જણાયા. મારી સાથેના માણસે તેઓને પૂછ્યું; " કેમ સમાચાર પત્તો મળ્યો છે ને ?" તરત તે માણસોએ કહ્યુ, "મહિભાવાળા કોતર-

રોની અંદર આવેલા એક ભાગેલા કિલ્લામા તે ખુની છૂપાયો છે અને એક મુસલમાન બુઢ્ઢો તથા એક સુંદર છોકરો પણ તેની સાથે છે. એ સિવાય તેની સાથે બીજુ કોઈ નથી. માટે ચાલો આપણે તેને પકડી લઇએ. ” આવું સાભળી મારી ખુશાલીનો પાર રહ્યો નહિ તે નવા માણસો પણ અમારી સાથે આવવા ઘોડેસ્વાર થયા મહિસાગરના વિકટ કોતરોમા લાગલાગટ બે દિવસ મુસાફરી કરી અમે એક ભેદી સ્થાને આવ્યા; અને ઘોડાપરથી નીચે ઉતરી પગપાળાજ અદર પ્રવેશ્યા. આ સ્થાન ભયકારક હતું. હુ મનમા ભય પામવા લાગ્યો; પણ સાથે સરકારી માણસો હોવાની હિમતે આગળ વધ્યો. અમે એક ઓરડામા આવ્યા. તે ઓરડાનુ બારણું ખુલ્લુ હતું, તેમા થઇ અમે અંદર પ્રવેશ્યા. તત્કાળ અમારી પાછળનુ દ્વાર કોઇએ બંધ કર્યું હોય એમ જણાયુ તે કોણે બંધ કર્યું એ જાણવા મે' પાછળ જોયુ; પણ બારણા બધ થવાથી અધારૂ થયેલુ હોવાથી કઇ જોઇ શકયો નહિ મે' મારા સાથીઓને એ વિશે પૂછયુ; પણ તેમણે સતોષકારક જવાબ આપ્યો નહિ મને કુદરતી ભય ઉત્પન્ન થયો, હૃદય ધબકવા લાગ્યુ; પગ શિથીલ બન્યા કઇક શકા પણ ઉત્પન્ન થઇ. છેવટે એક સીડીવાટે અમે જમીનની અંદર આવેલા એક ભોંયરામા ઉતર્યા. અંદર ઘોર અંધકાર છવાએલો હતો. થોડીવાર માજ અજવાળું થયુ એક માણસ તેના હાથમા બળતી મશાલ સાથે ભોયરાના કોઇક ગુપ્ત ભાગમાથી એકાએક નીકળી આવી અમારી સન્મુખ ઉભો રહ્યો. મે તેને તરત ઓળખ્યો એજ ખુની મદનચદ હતો. તે મારી સામે જોઇ હસવા લાગ્યો. મે ભય પામી મારી સાથેના માણસો તરફ જોયુ, તો મારી અત્યત અજાયબી અને ભયની અંદર જણાયુ કે તેઓ સઘળા મદનચદ્રની

તરફ જોઇ રહી હસતા હતા. હુ તરતજ સમજી ગયો કે દગો થયો છે. પાપાત્મા મદનચન્દ્રેજ આ પ્રપચ જાળ પાથરી છે અને સરકારી નોકરોના વેશમા પોતાનાજ માણસો મોકલી મને ફસાવી આણ્યો છે. મારા જીવનનો હવે અંત આવશે જાણી હું કંપ્યો. મદનચન્દ્ર તિક્ષ્ણ નજરે મારી તરફ જોઇ ગ્હો હતો. તેણે મને સલામ કરી મારી ખુશ ખબર પૂછી. મે તેની તરફ વિક્કાર સૂચક નજર ફેંકી. આ પછી તે વધુ કંઈ નહિ બોલતા તેના માણસો સાથે ત્યાંથી ચાલવા લાગ્યો હું પણ તેમની પાછળ ચાલ્યો, કે તરતજ એક માણસે મને જોરથી ધક્કો મારતા કહ્યુ; " તારે તો અહિજ પૂરાઇ મરવાનું છે " હું ધક્કાના જોરથી નીચે પડી ગયો અને પછી ઉભો થઇ તેમની સાથે જાઉં અગર તેમને કંઇક પૂછુ એ પહેલા તો તમામ નરાધમો જતા રહેલા—ગુમ થએલા જણાયા. હું અધકારમા ભયાનક ચીસ પાડી તેઓ જે તરફ ગયા હતા એ તરફ દોડયો, પણ થોડેક જતાજ હું એક દિવાલ સાથે અથડાઇ જમીનપર પડયો. મારી નિરાશાનો પાર ન્હોતો. હું ખૂબ રડયો. માથા કુટયા. છેવટે મેં ઉભા થઇ ખૂબ તપાસ કરી પણ મને બહાર નીકળવાનો એક પણ માર્ગ જણાયો નહિ. મારી ખાત્રી થઇ ચૂકી કે મારા જીવનનો અત આ નરકાગારમાજ આવવાનો છે. હું જીવન—મરણના વિચાર કરતો એક સ્થળે બેઠો. એવામા મને વિચાર સ્ફુર્યો કે કદાચ પાપી પાછો આવશે અને મારી પાસેથી પેલો કાગળ લઇ લેશે તો? મારો આ વિચાર ખરો હતો. એક પળ પછી શું થશે એની કોને ખબર ? આ વિચારથી હું તરત ઉઠયો અને મારી પાસેના કાગળને છૂપાવવાની જગાની તપાસ કરવા લાગ્યો. છેવટે એક મોટું બાકોરૂં મળી આવતા તેની ઉંડાણમા મે તે કાગળને કપડે વીંટી

મૂક્યો અને તે બાકાની પર એક પત્થર ઢાંક્યો. આ કામથી મુક્ત થઈ હું અંધકારમાં બેસી રહ્યો. હું અનુમાનથી કહી શકું છું કે બે દિવસ અને રાત્રિ હું ભૂખ્યો-તરસ્યો આ ભેદી ભોંયરાના અંધકારમાં મારા ભાગ્યની ભજવાતી ભયંકર ભવાઈ અવલોકી રહ્યો. ત્રીજા દિવસે મદનચંદ્ર એક માણસની સાથે મારી પાસે આવ્યો. તેણે પ્રથમતો મારી મશ્કરીયો કરી હસવા માંડ્યું અને પછી મારા બળવંત વિશે પૂછ્યું. મેં અજ્ઞાનતા દર્શાવી. પછી તેણે મકાનના દસ્તાવેજ અને રોકડ નાણું ક્યા છૂપાવ્યું છે વગેરે પૂછ્યું. હું કંઈજ જાણતો નથી કહી મે પતાવ્યું. હું બરાબર જવાબ આપતો નથી જાણી તેણે અને તેના માણસે મને માર મારવા માંડયો. તે નર રાક્ષસોએ મને એટલે સુધી માર માર્યો કે જેથી હું છેવટે બેશુદ્ધ બની પડયો. હું લગભગ બે ત્રણ કલાકે સાવધ થયો. આસપાસ જોતા અન્ય કંઈ જણાયું નહિ, પણ મારી બેશુદ્ધાવસ્થામાં એક ખાટલો, બે ગોદડાના ગાભા, પાણીનુ ભરેલુ માટલું અને મંદ અજવાળુ આપતું એક ફાનસ કોઈ મૂકી ગએલું હોય એમ માલમ પડયું હું ઉભો થઈ ખાટલા પાસે ગયો. ખાટલાની નજીકમા એક પતરાની ઉપર પાંચેક મોટા જાડા રોટલા અને થોડુંક મીઠું મૂકેલુ જણાયું. ભૂખ લાગેલી હોવાથી હું બે રોટલા ખાઈ ગયો અને પછી પાણી પી ખાટલાપર ગોદડા બિછાવી સૂતો. કેટલાક દિવસો વિતતા પાપી મારી પાસે પાછો આવ્યો અને તેણે મારા બાળક બળવંતને તથા મારી પાસેના દસ્તાવેજ-રોકડ વગેરે તેને સોંપી દેવાને મને ખૂબ સમજાવ્યો. કેટલીક લાલચો સાથે છેવટે ધમકી પણ આપી. છતાં મે તેને કંઈ પણ બાબત જણાવી નહિ. પાપી અકળાયો અને જતા-જતા બોલ્યો; “ બુઢ્ઢા યાદ રાખજે કે હું એક કસાઈ છું. તું જ્યા સુધી મારી

આગણી કબુલ નહિ કરે, ત્યા સુધી હું તને આ સ્થળેથી છૂટો કરનાર નથી " આટલુ કહી તે ચાલતો થયો. મે ભગવાનની મરજી માની મન વાળ્યું. દિવસો વિતવા માડયા. એક બુઢ્ઢો અહિ આવી થોડા દિવસ ચાલે એટલા રોટલા-પાણી અને દીવામા બાળવાને તેલ આપી જાય છે મે તે બુઢ્ઢાને મારો બનાવવા ઘણાએ પ્રયત્ન કર્યા; પણ તે મુગો અને બ્હેરો બુઢ્ઢો મારૂ સાભળેજ શાનો ? કેટલાક મહિના બાદ પુન પાપી આવ્યો અને મને સમજાવવા માડયો. પણ મે તેને કંઈપણ જવાબ નહિ આપતા મરવાની ઇચ્છા દર્શાવી. મદન જવાને ઉભો થયો અને મને કઇ કહેવુ છે એમ પૂછ્યુ. મે કંઈક વિચાર કરી કોરા કાગળો અને શાહી-કલમ મોકલી આપવાને કહ્યુ તેણે તે મોકલવાનું કબુલ્યુ. કદાચ તે તેના મનમા એમ સમજ્યો હશે કે મારે તેને કઇક લખી આપવુ હશે આમ હોય અગર એમ તેમ હોય પણ થોડા દિવસ પછી કોરા કાગળો-શાહીનો ખડીયો અને કલમ પેલો બુઢ્ઢો આવીને આપી ગયો. મે સમય ગાળવા મારી આ જીવન ઘટના લખવા માડી. દિવસો-મહિના અને વર્ષો વિતવા માડયા આ અરસામા મદનચદ્ર ત્રણેક વખત મારી પાસે આવી ગયો; પણ મારો નિશ્ચય જાણતાજ તે ચાલ્યો જતો. આ પછી તે આજ સુધી મારી પાસે આવ્યો નથી. મે મારી કષ્ટ કથા આટલે સુધી લખી નાખી. હું પૃથ્વીના પેટમા જીવતો છતા મૂએલા સમાન હતો. મારૂ નિવાસ સ્થાન જીવન પર્યંત આજ હતું. મરવાને માટે હું ઘણોજ આતુર હતો; પણ દુખીયાના નશિબમા મ્હોત ક્યાથી હોય ? પૂર્વના પાતક સમજી પ્રભુના ધ્યાનમા હું મારૂ જીવન ગુજારતો. છેવટે આ એકાન્તસ્થાનની ઝેરી હવાથી-એકજ ખોરાકથી અને ચિંતાની જવાળાથી શરીરમા વ્યાધીએ પ્રવેશ કર્યો. હવે મારાથી

ખવાતું નથી આખ્યોએ અંધારા વળે છે વારંવાર બેશુદ્ધ બની જાઉં છુ અને છેવટે હુ અશક્ત બની મૃત્યુના પોકાર પાડતો ખાટલા વશ થઈ પડયો છુ. હવે ભગવાન કરે એ ખરૂ મને મ્હોત......"

નારાયણે આગળ કઇ લખ્યુ ન્હોતુ, અને લખે પણ શી રીતે? મરણ કાંઠે તરફડતા તે વૃદ્ધને લખવાનું હવે કઇ પણ બાકી ન્હોતુ. ચૈતન્યે વૃદ્ધની કષ્ટ કથા ધ્યાનથી વાચી-જાણી ચોપડી નીચે મૂકી. રાત્રિ પડી ચૂકી હતી. ચૈતન્ય વૃદ્ધના વિચારમા છેવટે નિદ્રાધિન થયો.



## ૨૩

### ગયબી ઘટના

જીતને તારે ગગનમે, ધતને શત્રુ હોય,
કૃપા હોય શ્રીરામની, તો વાળ ન વાંકો હોય.

કબીર.



પ્રાતઃકાળે જાગૃત થતા જ ચૈતન્ય આત્મગત બોલી ઉઠયો, " અરેરે ! બિચારો નારાયણ અંતે દુખમા જ મરણને શરણ થયો. તેના ભાગ્યની આ કેવી ભયાનક ઘટના ? પ્રભુ-પરમાત્મા ! તમારી આ કેવી અકળ કળા ! નારાયણના પૂર્વના એવા તે શા પાપ હશે કે જેથી તેનો આવી રીતે અંત આવ્યો ? ગમે તેમ હો, પણ પૂર્વના કોઇક પાપે જ આ જગતમા દુખરૂપી શિક્ષા સહન કરવી પડે છે. નારાયણ તારો સ્વર્ગમા વાસ થજો અહા ! મે પણ કેવી અદ્દભુત હૃદય ભેદક ઘટના નિહાળી ? નારાયણનો અંત સમય હજી પણ મારી આખ્યો આગળથી દૂર થતો નથી. કેવો અજબ સંયોગ ?

ક્યા હું અને ક્યા ભોંયરામા પૂરાએલો નારાયણ ? પૂર્વના કોઇક સંસ્કારે જ મારો અને તેનો મેળાપ થએલ હોવો જોઇએ. પણ હવે મારૂ શુ ? શુ મારે પણ નારાયણની માફક જીવનપર્યંત આ સ્થળે પૂરાઇ રહી મૃત્યુને આધિન થવુ પડશે ? અરે આ વિચાર ઉત્પન્ન થતાજ મારૂ શરીર ધ્રુજી ઉઠે છે " આમ બોલતા ચૈતન્યે નારાયણની ચોપડીમાના બાળકની છબી અવલોકતા પુનઃ બોલવા માડયુ.

" નિરાધાર બાળક ! તું ક્યા હોઇશ ? તને ખોળી કાઢવાનું મે તારા મૃત પિતાને વચન આપ્યુ છે. અહા કેવો સુદર ચ્હેરો છે ! જો આ છોકરો આજ પર્યંત જીવતો હોય તો હુ અનુમાનથી ધારી શકું છુ કે તે મારા જેવડો હોય. કદાચ જો તે મને મળી આવે, તો તેના ચ્હેરાના ફેરફારને લીધે ઓળખવો પણ મુશ્કેલ થઇ પડે. પણ નારાયણે મને તેની બીજી નિશાનીઓ બતાવેલી છે. મારો આત્મા કહે કે આ બાળક જરૂર મને મળશે. પણ મારે આ સ્થળેથી નીકળવું શી રીતે ? " ચૈતન્ય ચોપડી નીચે મૂકી થોડીવાર વિચાર વશ રહી ઉભો થયો અને બંધદ્વાર પાસે જઇ એક ઝીણા છીદ્રમાથી બહાર દૃષ્ટિ કરી ઘણીવાર સુધી બહારનું દૃશ્ય જોઇ રહ્યો. આ અરસ્સામાંજ બહારની બાજુએ ત્રણ ઘોડેસ્વાર આવી ઘોડેથી નીચે ઉતર્યા. ચૈતન્યે દરેકના ચ્હેરા ધ્યાનપૂર્વક તપાસ્યા. તેમા મલ્લરાજ ન્હોતો આ માણસો અગાઉથી આવ્યા હશે, કદાચ મલ્લરાજ પાછળથી આવતો હશે. મને લાગે છે કે આજે મારા જીવન–મરણનું નિર્માણ થયુ હશે ? ગમે તેમ હો; પણ આજે કઇક બનાર છે. આજે આ ચૈતન્ય બહારની દુનિયાને જુએ છે, કે ટાં તો સ્વર્ગ સદનમા ગમન કરે છે મારે હવે ડરવાની કંઇજ જરૂર નથી. જીવન લાંબુ હશે તો કોઇ પણ મારૂ મ્હોત આણવા શક્તિવાન નથી. આમ વિચારતો ચૈતન્ય

દ્વાર પાસેથી ખસી પોતાના સ્થાને આવી બેઠો આવેલા ત્રણ સ્વારોમા એક તો કાન્તિલાલ હતો અને બીજા બે મલ્લરાજના સેવકો હતા. બેશુદ્ધ કાન્તિને દરીયાખાનના ઘુમ્મટ આગળથી ગાડીમા નાખી મલ્લરાજના એટ ગુપ્તસ્થાને લઇ જવામા આવ્યો હતો. કાન્તિને પોતાના સ્થાને ઉપાડી જવામા મલ્લરાજનો ગૂપ્ત હેતુ એ હતો કે, આવી દશામા જો કાન્તિ બહાર રહે તો પોતાનો તમામ ભેદ અને ગૂપ્તસ્થાનો કોઈ દિવસ પણ અન્યને જાહેર કરે. આથી તેને પોતાની પાસેજ રાખી પોતાને અનુકુળ બનાવવો કાન્તિને થોડા દિવસ વિતતા આરામ થયો મલ્લરાજને જોતાજ તે કપી ઉઠતો અને ગુણસુંદરીને દુઃખમા ડુબાવનાર અને પોતાને પાપના રસ્તે ચઢાવનાર એ બદમાસજ છે એમ માની તે દાંત પીસતો. તેણે મલ્લરાજનો નાશ કરવા મનથી દ્રઢ નિશ્ચય કર્યો, અને તેને માટે અનુકુળ સમયની રાહ જોતો હતો. હવે તે પહેલાનો કાન્તિ રહ્યો ન્હોતો. કરેલા પાપકર્મથી પશ્ચાતાપનો કીડો તેનું કાળજુ કોરી રહ્યો હતો ગુણવતીને યાદ કરી તે એક નાના બાળકની માફક રડી પડતો ગુણવતીને પાછી મેળવી આપવા તે મલ્લરાજને વારવાર કરગરતો, પણ મલ્લરાજ ઠીક છે કહી તેને ઉડાવતો. છેવટે તેણે મલ્લરાજને ઘણી આજીજી કરતાં મલ્લરાજે જણાવ્યુ કે જો તુ રૂપીઆ બેહજાર આપે તો હું તારી ગુણવતીને પાછી લાવી આપુ. કાન્તિએ દીન દ્રષ્ટે મલ્લરાજની સામે જોઇ બેહજાર રૂપીઆ આપવાની પોતાની અશક્તિ જાહેર કરી. અંતે મલ્લરાજે ભાગ્યના ભૂલાવાથી કઇક વિચાર ગોઠવી તેને કહ્યુ; "જો તું મારૂ એક કામ કરે તો હું તને બે હજાર રૂપીઆ આપવા તૈયાર છુ. કાન્તિએ ખુશીથી હા પાડી. મલ્લરાજે તેને કહ્યુ, "તારે આપણા પેલા...

છૂપા ઠેકાણે જવુ તે ઠેકાણુથી તું જાણીતો છે ત્યા ઉપરના ભાગમા એક જુવાન કેદી પૂરાએલો છે તારે તેની પાસે જઇ તેનુ ખૂન કરવુ. સમજ્યો ? લે આ ખજર."

મલ્લરાજે એક ચળકતુ ખજર કાન્તિની સમિપ ધર્યું. કાન્તિ કંપ્યો-ધ્રુજ્યો અને બોલ્યો, "શુ તેનુ ખુન ?" મલ્લરાજે મૂછમા હશી કહ્યુ, "હા, એક નહિ પણ બે ખૂન ?" આ સાંભળતા જ કાન્તિના સર્વાંગે પસીનો વળ્યો તેણે હૃદય કઠણ કરી પૂછ્યુ, "બીજુ કોણ છે ?" મલ્લરાજે તેના ખભા પર હાથ મૂકી કહ્યુ; "તું ગભરાય છે શાને ? જો મારા આ હાથે એકથી વધુ ખૂન થયા છે તું મારો મિત્ર છે, મારી સાથે રહી તારે ડરપોક બનવુ જોઇએ નહિ. પણ હું સમજુ છુ કે ત્હે હજી એક પણ ખૂન નથી કર્યું તેથીજ તું કપે છે. પણ જ્યારે તું એક ખૂન કરીશ, તે પછી બીજું ખૂન કરતા તુ બિલકુલ ગભરાઇશ નહિ જો સાભળ. ઉપરના કેદીનું ખૂન કરી તારે નીચેના ભોયરામા જવુ ત્યા એક બુઢ્ઢો તારી નજરે પડશે તેની સાથે તું બિલકુલ કંઈ પણ વાત કર્યા વિનાજ એકદમ તેની છાતીમા તારા હાથમાનુ ખજર હુલાવી દેજે, બસ તે પછી તું મારી પાસે પાછો આવજે."

"શુ મારે બે ખુન કરવાના છે ?" કાન્તિએ વીચારવશ વદને પૂછ્યુ

"હા, બે હજાર રૂપીઆ મેળવી તારે ગુણવતીને મેળવવી હોય તો આ કામ કર્યા સિવાય તારો છૂટકોજ નથી "

"આપના કોપના ભોગ થએલા એ બન્ને કોણ છે ? '

"તે જાણવાની તારે કંઈ પણ જરૂર નથી. તું મારો વિશ્વાસુ હોવાથી જ હુ તને આ કામ સોપુ છુ. જા; જલ્દી એ કાર્ય કરી પાછો આવ."

મલ્લરાજે ખંજર કાન્તિને આપ્યુ. ગહન વિચારમા ગરકાવ થએલા કાન્તિએ ખંજર લઇ ત્યાથી ચાલવા માડયુ મલ્લરાજે બીજા બે માણસોને તેની સાથે મોકલ્યા એ ત્રણેને ચોગાનમા આવેલા ચૈતન્યે જોયા તેઓ પેલા બુઢ્ઢાને મળ્યા. મુસાફરીથી ત્રણે થાકેલા અને કંટાળેલા હતા, તેથી છેક સાંજ સુધી તેઓએ આરામ કર્યો. બાદ કાન્તિએ સાથે આવેલા માણસોને રસોઇ તૈયાર કરવાનુ કહ્યુ બુઢ્ઢાએ રસોઇનો સામાન રજુ કર્યો બન્ને માણસોને રાધવાનું કાર્ય સોપી કાન્તિ પોતાનુ કાર્ય પૂર્ણ કરવા તૈયાર થયો તેણે બુઢ્ઢાની પાસેથી તાળાની ચાવી લીધી; અને પછી ત્યાથી ધીમે પગલે પેલા ભૂતખાના તરફ તેણે જવા માડયુ આ વખતે સાયંકાળનો સમય થવા આવ્યો હતો કાન્તિએ તેના એક હાથમા ફાનસ પકડેલુ હતું બીજા હાથમા તાળુ ઉઘાડવાની ચાવી હતી. કમ્મરે ખંજર ખોશેલુ હતુ. તે આ વખતે ઉંડા વિચારમા નિમગ્ન થએલો હોય એમ તેની મુખમુદ્રા પરથી જણાઇ આવતું હતુ તેના પગ ધીમે-ધીમે ઉપડતા હતા. કાન્તિ બારણા આગળ આવ્યો. તેણે દ્વાર સામે જોઇ મન સાથે વિચારવા માડયુ; "આ નરકાગારમા બે નિરપરાધી માણસો પૂરાએલા છે. તે બન્નેના મારે ખૂન કરવાના છે અહા ! કેવુ ભયંકર કાર્ય ? ઓ કુટિલ કાન્તિ ! તારા કાળા હાથે આજે કેવા કાળા કામ થવાના છે ? આહ ! શુ કરૂ ? બે હજાર રૂપીઆ લઈ હું ગુણવંતીને પાછી મેળવુ આ આશાથી-લાલચથી આ નિર્ભાગી-નિષ્ઠુર કાન્તિ બે નિરપરાધિજનોને લોહીમા તરબોળ કરવા તૈયાર થયો છે. આહ ! ઉંડાણમા રહેલો મારો પવિત્ર આત્મા આ પાપી કાર્ય કરતા મને અટકાવે છે. અરે તે પણ કકળે છે. પણ હુ મારા મનને શી રીતે સમજાવુ ? ગુણવંતી ! દેવી ! તારા ઉદ્ધારની ખાતરજ હું આવુ કરપિણુ કામ

કરવાને અહિં આવ્યો છું ઓ પ્રભુ ! હું અજ્ઞાન છું. દુઃખથી દિ-વાનો બનેલો છું. શું કરવું તે મને કંઇ સુઝતું નથી. અરેરે ! શું મારા હાથે ખૂન થશે ?" કાન્તિ મૌન રહ્યો તેણે ઘણીવાર સુધી વિચારમાં વખત વ્યતિત કર્યો અને પછી એક નિશ્ચય પર આવતાં આત્મગત્ બોલી ઉઠયો; "મારી પવિત્ર પ્રેમદાને બચાવવા હું આ ભયાનક કાર્ય જરૂર કરીશ મારૂં ગમે એ થાય, ભલે મારો નર્કમાં જ નિવાસ થાવ; પણ એક પવિત્ર પ્રેમદા કસાઇખાનેથી છૂટીને સુખી તો થશે." અજ્ઞાન કાન્તિ કે જેને તેના આખા જીવનમાં કદિ પણ કોઇ પવિત્ર જનનો સહવાસ થયો નથી, જેણે એક પણ બોધવચન પુસ્તકોમાંથી વાંચ્યું નથી અને જે ઘણા સમય સુધી નીચ જનોના સહવાસમાંજ રહેલો છે; તેના મલિન મનમાં એકા-એક જ્ઞાન દીપક ક્યાંથી પ્રકટી શકે ? કાન્તિએ તેની બુદ્ધિ પ્રમાણે નિશ્ચય કરી તાળું ઉઘાડી બારણું ઉઘાડયું. અંદરનો દેખાવ નિહાળ-તાંજ પુનઃ તે ધ્રુજ્યો. પણ હિંમત રાખી તે આગળ વધ્યો. ચૈત-ન્ય તેને જોતાંજ ઉભો થયો અને દુઃખથી નિસ્તેજ જણાતો તે યુવક હિંમતથી તેની સમક્ષ આવી ઉભો. કાન્તિ તેને જોતાંજ વિચિત્ર દશા અનુભવવા લાગ્યો. ખૂન કરવાના વિચાર-નિશ્ચયથી આવેલો કાન્તિ યંત્રના પુતળાની માફક સ્તબ્ધ બની ચૈતન્યના દુઃખપૂર્ણ દીન-વદન સામે દ્રષ્ટિ કરી રહ્યો. મહારાજે પણ કંઇક ભાવીના ભૂલાવા-થીજ આ ભયાનક કામ કરવાને કાન્તિને મોકલ્યો હોય એમ સમ જાતું હતું, અનેક પાપકર્મોની યાદ અંદરથી આપતો તેનો અંતરાત્મા તેને આ ભયાનક કાર્ય કરતાં અટકાવી રહ્યો હતો. ચૈતન્યે તેની દશા અવલોકી પૂછ્યું, "ભાઇ ! તમે કોણ છો ?"

કાન્તિ સાવધ થતાં બોલ્યો, "હું તમારો ભાઇ નથી પણ એક ભયંકર ખૂની છું."

કાન્તિએ અંતર આત્માની પ્રેરણાથી એકદમ સાચું જ કહી દીધુ.

"શુ તમે ખૂની છો?" ચૈતન્યે તેના સામે જોઇ રહી આગળ કહેવા માડયુ; "તમારા મુખના દેખાવ પરથી હુ માની શકતો નથી કે તમે ખૂની છો? તમે બોલો છો; પણ તે બળાત્કારે બોલતા હો એમ સમજાય છે. તમારૂ શરીર ધ્રુજે છે. ભાઇ' જે સાચું હોય તે જણાવો?"

કાન્તિએ અકળાઇને પણ મન સાથે કઇંક નિર્ણય કરીને કહેવા માડયુ, "તમારૂ માનવુ–સમજવુ અને બોલવુ સાચુ છે. મે સત્યના તેજથી ચળકતું પણ દુઃખથી દીન બનેલુ તમારૂ મુખ જોતાજ હવે આ પળથીજ સાચું બોલવાની પ્રતિજ્ઞા કરી છે. ભાઇ' હું ખૂની છું અને ખૂન કરવા આવ્યો છુ."

"તમે કોનું ખૂન કરવા આવ્યા છો?" ચૈતન્યે તેની મનમાં દયા આણતાં પૂછ્યુ.

"પ્રથમ તો તમારૂ."

"અને પછી?"

"આ ભૂતખાનાની અંદર આવેલા ભોયરામાં પૂરાએલા એક વૃદ્ધ માણસનું."

"વારૂ અમારા ખૂન કરવાથી તમને શુ લાભ મળવાનો છે?"

"રૂપીઆ બેહજાર."

"એમ? ત્યારે તો હું ઘણો ખુશી છુ જો મારા મૃત્યુથી તમને રૂપીઆ મળતા હોય તો હુ તમારા ખંજરથી મરવાને તૈયાર છુ. પણ તમારે આ પહેલા કંઇક વિચાર કરવાની ઘણી જરૂર છે, કે જે માણસે તેના સ્વાર્થની ખાતર રૂપિયા આપવાના કહી તમને

આવુ ભયંકર કાર્ય કરવાને મોકલ્યા છે, તે અધર્મી માણસ તેનુ કાર્ય પૂર્ણ થતા તમને કહેલા રૂપિયા આપશે કે કેમ એ એક શંકા છે. ભાઇ ! હુ મરવાના કારણે તમને આમ કહુ છુ એમ સમજશો નહિ હુ આ પિશાચપૂરીમા પૂરાવાથી જીવતા જ મુએલા સમાન છુ મે તો નિશ્ચય કર્યો છે કે આ દરવાજો ઉઘાડી જે કોઇ અંદર આવે તેને મારે ઘણી આજીજી કરી કહેવુ કે મને મારી નાખો. પણ જો તે મને મારી નાખવાની ના કહે તો મારે તેને મારી નાખવો. આ નિશ્ચયથીજ હુ તમને સાચેસાચુ જણાવુ છુ કે તમે મારૂ ખૂન જલ્દીથી કરી નાખો મારી તરફ લગીર પણ દયાની નજરથી નહિ જોતા તમારૂં ખૂની ખંજર મારા પેટમા ભોકી દયો." ચૈતન્યે નિર્ભયતાથી પહેરણુ અલગ કરી પેટ ખુલ્લુ કર્યું. કાન્તિ ગભરાયો-અકળાયો-મુઝાયો. તે કંઇ બોલે એ પહેલા જ કાન્તિએ તેની કમ્મરેથી ખંજર ખેચી લઇ તેના તરફ ધરી કહ્યુ, " લ્યો આ ખંજર પકડો. શા માટે વિચાર કરો છો ? ફક્ત એક જ પળ. એટલુ સાહસ કરો અને આ ખંજરથી તમારૂ કાર્ય પરીપૂર્ણ કરો "

કાન્તિ કંપવા લાગ્યો. તેણે ખંજર લીધુ નહિ. પણ એકાએક કુદરતની કોઈ ગયબી ઘટનાથી તેની આખોમાથી અશ્રુધારા વહેવા લાગી. તેણે રડતા અવાજે કહ્યુ, "ભાઇ ! મને બચાવો. હુ દુઃખથી દિવાનો બન્યો છુ. મને સારાસારનું ભાન નથી. આ હાથે આજ સુધી એક પણ ખૂન થયુ નથી લોભથી અંધ થઇ હું આ ભયાનક કાર્ય કરવા આવ્યો છુ, પણ તમારા જેવા નિર્દોષને મારતા મારી હિમત ચાલતી નથી. ઓ પ્રભુ મને બચાવો. " કાન્તિ નીચે બેસી ગયો ચૈતન્યે આશ્ચર્ય પામી તેની તરફ જોતા કહ્યુ, " તમે હિમત ધરો. તમે જે બે માણસના ખૂન કરવા આવ્યા છો; તે-

માનો એટલો બિચારો ક્યારનોએ મરણુને મળી ચૂક્યો છે. તેનું મુડદુ ભોયરામા પડ્યુ છે. એટલે હવે તમારે ફક્ત મારૂ જ ખૂન કરવાનુ છે. મારી તમને પ્રાર્થના છે કે મારા મૃત્યુબાદ મારા શમને અને તે વૃદ્ધના મુડદાને દયાની ખાતર અગ્નિને આધિન કરજો. ચાલો હવે ઉભા થાવ." ચૈતન્યે તેનો હાથ પકડી ઉભો કરવા માડયો, પણ કાન્તિ ઉભો નહિ થતા કરૂણ અવાજે બોલ્યો, "બાપુ ! હુ તમારૂ ખૂન કરવા નથી ઇચ્છતો તમે કોઈ જ્ઞાની હો એમ મને સમજાય છે તમે મને રસ્તો બતાવો કે જેથી તમારો ઉદ્ધાર થાય અને આ પાપી પલીત વણુ વધુ પાપી બનતો અટકે.' કાન્તિ આર્જવતાથી ચૈતન્ય સામે જોઇ રહ્યો. ચૈતન્યે થોડીક ક્ષણ વિચાર કરી તેને તેની તમામ હૃદયવેદનાથી પોતાને માહિતગાર કરવાનુ જણાવ્યુ. કાન્તિએ દુઃખ પૂર્ણ અવાજે તેની તમામ પાપકથા ચૈતન્યને જણાવી ચૈતન્ય પાપીના તમામ નીચ કર્મોથી જાણીતો થયો અને પછી પાપાગ્નિથી પ્રજળતા પાપીની તરફ દયાની નજરે જોઇ કહેવા માડયુ, "કરેલા કર્મનો બદલો આ ભવેજ મળે છે. તમારૂ હૃદય ભોળુ છે; તમે નીચ માણુસોના સહવાસથી પાપગામી બન્યા છો. પણ પ્રભુનો ઉપકાર માનો કે તમે સમયસર સમજ્યા છો. કાન્તિભાઇ ! તમે તમારી પવિત્ર પ્રેમદાને ઘણીજ દુઃખી કરી છે. પણ હવે થયુ તે ન થયુ થનાર નથી તમારે હવે પાપનું પ્રાયશ્ચિત કરવાનું છે. તમે પ્રભુની ક્ષમા યાચી આ પળથીજ પાપકર્મ નહિ કરવાની અને નિરન્તર સત્યમાર્ગે ગમન કરવાની પ્રતિજ્ઞા કરો. આમ કરવાથી પરમાત્મા તમને અવશ્ય સુખની પરીસીમાએ પહોચાડશે. કાન્તિભાઇ ! તમારે આ સતવાણી પણ તમારા હૃદયપટમા કોતરી રાખવાની છે કે,

જીવન જોબન રાજમદ, અવિચળ રહા ન કોય;
જો દિન જાય સતસંગમે, જીવનકા ફળ સોય.

આ સૂત્ર યાદ રાખી નિરંતર સતકર્મ અને સારો સહવાસ કરો કે જેથી તમારૂં જીવન ઉજ્વળ થશે." ચૈતન્યે શાન્ત થઈ કાન્તિના સામે જોયું. કાન્તિએ તેનું કહેવું ધ્યાનપૂર્વક સાભળી પૂછ્યું, "હવે મારે શુ કરવું ?" ચૈતન્યે કંઇક હસ્તામુખે પૂછ્યું; "મારૂં ખુન નથી કરવુ ?" કાન્તિએ નીચું જોયુ. ચૈતન્યે કહ્યુ, "ચાલો ઉભા થાવ. આપણે બન્ને બહાર નીકળી જઇએ" આવુ સાભળતાજ કાન્તિએ દુ:ખ પૂર્ણ અવાજે કહ્યું; "તમારાથી બહાર નીકળી શકાય એમ નથી. મારી સાથે બીજા બે પાપાત્માઓ છે." ચૈતન્યે થોડીક ક્ષણ વિચારવશ રહી કહ્યુ; "તેમા શુ ફિકર છે? આપણે બન્ને મળી તે અધર્મીઓને પૂરા કરી શકીશુ." કાન્તિએ કંઇક નિર્ણય કરી કહ્યું; "આપણે એમ કરવાની જરૂર નથી. હું કંઇક જુદોજ વિચાર ધરાવુ છુ અને તે એકે જે પાપીએ મારૂ ખરાબ કરી મને પિશાચ બનાવ્યો છે; તેજ પાપીની પાસે રહી મારે તેનું નિકંદન કાઢવુ છે." કાન્તિનો વિચાર જાણી ચૈતન્યે મનથી પ્રભુનો ઉપકાર માન્યો અને પછી કહ્યુ, "હું પણ તમારા વિચારને પુરેપુરો મળતો છુ. કાન્તિભાઇ ! તમે ગભરાશો નહિ. આજથી આપણે મિત્ર બન્યા છીએ હુ તમને વચન આપુ છુ કે અત્રેથી છૂટયાબાદ હુ તમને જોઇશે તેટલુ ધન આપીશ. મારી પાસે દ્રવ્યના ભંડાર ભરેલા છે. તે લઇ લેવાની ઇચ્છાથીજ પાપી મલ્લરાજે મને મારી નાખવાનો નિશ્ચય કર્યો છે. પ્રભુ કૃપાએ તમારી ગુણવંતને પણ હુ મેળવી આપીશ તમે મુઝાશો નહિ." ચૈતન્યના શબ્દોથી કાન્તિ સંતોષ પામ્યો. એવામા ચૈતન્યને કંઇક યાદ આવતાં

પૂછ્યું. "આ ભેદી મકાનની પાછલી બાજુએ કોઇ છૂપો રસ્તો આવેલો છે ?"

"હા, પણ ત્યા થઇને જવુ સલામત ભરેલુ નથી; કારણ કે પછવાડેના ભાગમા સરિતા આવેલી છે. પાણી ઉડુ છે. તમે..." કાન્તિને વધુ બોલતો અટકાવી જલ્દી બહાર નીકળી જવાની આતુરતા ધરાવતા ચૈતન્યે કહ્યુ; "તેની તમે ચિંતા કરશો નહિ મને તરતા આવડે છે. ઉઠો, આપણે એ તરફ જઇએ." ચૈતન્યે પેલી વૃદ્ધની ચોપડી અને કાગળ બાધેલી પોટકી ઉપાડી ઉભા થઈ કાન્તિનો હાથ પકડયો કાન્તિ ઉભો થઈ તેની સાથે અંદરના ભાગ તરફ ચાલ્યો પેલી દેરડીવાળા રસ્તે થઇને બન્ને ભોયરામા ઉતર્યા. ચૈતન્યે વૃદ્ધનુ શબ બતાવ્યુ. કાન્તિ પાપાત્મા મલ્લરાજનું આ કસાઇ કાર્ય નિહાળી ધ્રુજી ઉઠયો. ચૈતન્યે પોતાના જવા પછી આ શબને બાળી નાખવાની કાન્તિને વિનતિ કરી આ પછી કાન્તિ તેને એક નાના ઓરડામા લઈ આવ્યો. આ ઓરડામા એક નાનું છૂપું દ્વાર આવેલુ હતુ કાન્તિએ તેને ખુલ્લુ કર્યું ચૈતન્યે આનદ પામી બહાર નજર કરી. સરિતાના વિશાળપટમા વહેતા પાણીનો અવાજ સભળાયો. ચૈતન્યના સદ્દભાગ્યે રાત્રિ અજવાળી હતી. કાન્તિ અને તે કિનારે આવી ઉભા. બન્નેએ ઘણી વાતો કરી અને પછી ચૈતન્યે કાન્તિને પોતાની ખરી ઓળખ આપી પોતાને અમુક સ્થળે મળવાનું જણાવ્યુ. ચૈતન્યને ઓળખતા કાન્તિને અપાર આનંદ થયો અને પોતાના હાથે સારૂ કાર્ય થયું જાણી કંઈક સંતોષ પામ્યો ચૈતન્યે આસપાસ જોવા માંડયું. થોડેક દૂર વાસનો બનાવેલો એક ત્રાપો નજરે પડયો. નસિબ સારૂ હોય તો અસાધ્ય વસ્તુઓ પણ ઓચિંતી મળી આવે છે. ચૈતન્યે આનંદ પામી કાન્તિ સાથે એ તરફ ગમન કર્યું. બંન્ને

ત્રાપા પાસે આવ્યા આ વખતે નદીમા પુષ્કળ પાણી ચઢેલુ હતું. જળનો ઘુઘવાટ અને ઉંચે ઉછળતા મોજા રાત્રિની શાન્તિને કંપાવી રહ્યા હતા જલ્દી નાશી છૂટવાની ઇચ્છા વાળા ચૈતન્યે ત્રાપો નદીમા હડસેલ્યો; અને પછી એક વાસ હાથમા પકડી તેણે સરિતાના પ્રવાહમા ત્રાપો ચલાવતા કાન્તિને છેલ્લી સલામ કરી. ત્રાપો પ્રવાહના વેગની સાથે ઝડપથી જવા લાગ્યો. ઉંચે ઉછળતા પ્રચંડ મોજાંથી ઉંચે-નીચે આવતો જતો ત્રાપો હમણા ડુબશે એમ કાન્તિને જણાવા લાગ્યુ. જોતજોતામા ત્રાપો દષ્ટિ મર્યાદામાથી અદૃશ્ય થયો. કાન્તિ પાછો વળ્યો અને વૃદ્ધના શબ પાસે આવ્યો તેણે કંઇક વિચાર જોડવી ગોદડાના ગાભાને લાબો ગોળ વીંટી વૃદ્ધના મુડદાની જોડે મૂક્યા અને તે ઉપર બીજુ ગોદડું ઓઢાડ્યુ ઉપરથી જોનારને એ મુડદા માલમ પડે એવી રીતે કાન્તિએ ગોઠવણ કરી અને પછી બહાર આવી પોતાની સાથે આવેલા માણસોને પોતાનુ કામ પરીપૂર્ણ થયાનુ જણાવ્યુ બાદ કાન્તિએ એ મુડદા બાળી નાખવાની પોતાની ઇચ્છા જણાવી સઘળા ઉભા થયા અને બુઢ્ઢા સાથે ભોયરામા આવ્યા બુઢ્ઢાએ એક ગુપ્ત ઓરડો ઉઘાડયો તેમા સુકા લાકડા અને જલ્દી સળગી ઉઠે એવા પદાર્થો ભરેલા હતા સઘળાએ મુડદાની આસપાસ લાકડાનો ઢગલો કર્યો અને પછી આગ સળગાવી જોતજોતામા અગ્નિની પ્રચંડ જ્વાળાઓએ શબને બાળી ખાખ કર્યું. આ પછી મોટુ પરોઢ થતા સઘળા બહાર નીકળ્યા અને પછી ઘોડેસ્વાર થઇ ત્યાથી ચાલી નીકળ્યા બુઢ્ઢો ત્યાજ રહ્યો કાન્તિ અને તેની સાથેના માણસો મહારાજ પાસે આવ્યા. પોતાનુ કામ પૂરૂ થયુ જાણી મહારાજને આનંદ થયો. તેણે તરત જ કાન્તિના હાથમા રૂપીઆ એકહજારની નોટો મૂકી. કાન્તિ બીજે દિવસે મુંબઈ તરફ વિદાય થયો.

પ્રભુની કળા અવનવી છે. ઘડી પછી શું થાય છે અને શું થશે એ જાણવાને શ્રી ઇશ્વર સિવાય કોઇ પણ શક્તિવાન નથી. જીવનની આશા ત્યાગ કરનાર ચૈતન્ય ગયબી ગુફામાથી મૂક્ત થયો. કુટિલ કાન્તિના હૃદયનુ પરિવર્તન થયુ. હવે મદાંધ-પિશાચ મલ્લરાજનું ભાવિ અવલોકવાનુ બાકી રહ્યું

## ૨૪

## પિશાચિનીનો પશ્ચાતાપ.

જે મતિ પાછળ ઉપજે, તે મતિ આગળ હોય,
કવી કહે જન જાણજો, કષ્ટ વેઠે નવ કોય.

સાંજના સમયે મોહમયી મુંબઇ નગરીના અનેક નરનારીયો આનંદ અનુભવવા દરિયા કિનારે ચોપાટી તરફ ગમન કરી રહ્યા હતા. વિવિધ રંગના વસ્ત્રો પરીધાન કરેલા દેશી-અંગ્રેજી યુગલો જોનારની આંખ્યોને કંઇક અપૂર્વ આનંદ અર્પી રહ્યા હતા. આ સ્થળે દરેક કોમના લોકો એકત્ર થતા જુની આંખ્યોને નવા તમાસા-દેખાવ આ રમ્ય સ્થળે જોવાના મળતા. નોકરી-ધંધાથી થાકેલા-કંટાળેલા જનો પણ દરીયાની તાજી હવા મેળવી પ્રફુલ્લ બનતા સિંધુરાજ સિંહસમાન ગર્જના-ઘુઘવાટ કરી પાણીના પ્રચંડ મોજા ઉંચે ઉછાળી રહ્યા હતા. પવન પણ પ્રચંડતા ધારણ કરી જળના ઉછળતા મોજાને વધુ ઉંચે ઉછાળી ક્ષણભર મોટા પ્હાડનુ ભાન કરાવતો. કિનારે ફરતા અને બેઠેલા જનો સાગરની આ રમ્ય રમત કૌતુહલપૂર્ણ નેત્રે અવલોકતા હતા. દરીયાના મોજા ઉંચે ઉછળી તરતજ શાન્ત થતા-જળમા મળી જતા. આ મહાન રમતની અંદર સિંધુરાજ શું દૃષ્ટાંત દાખવી

રહેલ છે એનો વિચારતો જે વિચારક હોય તેજ વિચારી સમજી શકે. દરીયાના ઉછળતા અને સમાતા જળના મોજામા પણ એક સમજવા લાયક ગુઢ જ્ઞાન છૂપાએલુ હતું રત્નાકરદેવ તેમની જ્ઞાન મસ્તી દ્વારા જગતના જનોને સમજાવી-સૂચવી રહ્યા હતા કે, "હે જગતના મનુષ્યો! તમે શા માટે સ્વાર્થ-ઝેર-વેર અને દ્વેષની આગમા સળગી રહ્યા છો? તમારે એવી પાપમય વાસનાઓને તમારા પવિત્ર હૃદયમંદિરમા સ્થાન આપવુ જોઈએ નહિ ઓ હિંદુસ્થાનના ત્રીસ કોટી જનો! તમે દેવ સ્વરૂપ છો. તમાગમા ભિન્નતા નથી તમે આત્મ સ્વરૂપ છો તમે પ્રેમ દ્રષ્ટિએ સકળ જનોને જોતાં શીખો જેમ મારા વિશાળ ઉદરમા હુ નાની-મોટી સરીતાઓને તથા સારી ખોટી વસ્તુઓને સ્થાન આપુ છુ અને તેથી હુ મોટો છુ એવુ અભિમાન નહિ દાખવતા મારૂ ઉદર વિશાળ રાખુ છુ, તે પ્રમાણે તમે વિશાળ વિચારવાળા થાઓ ઝેર-વેર-ઈર્ષ્યાની આગને જ્ઞાનસમુહમા ડૂબાવી દયો જગત માયા રૂપ છે મારા ઉછળતા નાના-મોટા મોજા રૂપ છે; જળના મોજા ભલે મોટા પ્હાડ જેવા અને પણ અંતે તો તેઓ માગ જળમા જ વિરામે છે. જગતના જનો! તમારે આખરે એકજ રસ્તે અને એકજ સ્થાને જવાનુ છે, તો શામાટે અરે કેટલુ જીવવાને માટે કામ-લોભ-મોહ-દ્વેષ વગેરેના પ્રચંડ જવાળામુખી સળગાવી તમારૂ અને તમારા દેશનુ અકલ્યાણ કરો છો? વીરાઓ! વિરામો. દેવના સંતાનોને અજ્ઞાનના અંધકારમા ગોથા ખાવા ન ઘટે." સાગરનો આવો અમૂલ્ય ઉપદેશ કોણ સમજી શકે? છતા ચોપાટીપરના આ શુભ મેળામાથી કેટલાક જ્ઞાની જનો આ તત્વજ્ઞાન જરૂર સમજી શક્યા હશે જ. બાકી ઉપરની દૃષ્ટિએ જોનારને તો આ રમ્ય ચોપાટી પર અનેકવિધ વ્યાપારો દૃષ્ટિગોચર થતા હતા. સર્વત્ર

રમણીયતા જણાતી હતી. સિંધુરાજની ગર્જના, મોટર--સાયકલો ગાડીચોના ખખડાટ અને પ્રતિપળે દોડતી લોકલ ટ્રેનો અને ટ્રામોના ગગડાટથી વાતાવરણ અશાન્તિમય બનેલું લાગતું શાન્તિ શોધકને આ સ્થળે શાન્તિના દર્શન તો દુર્લભજ હતાં. આવા સમયે આ જન કોલાહલપૂર્ણ ચોપાટીના સ્થાનથી ઘણે દૂર દરીયા કિનારે એક નિર્જન અને શાન્તિ સ્થળમા બે માણસો કિનારે પડેલા એક મોટા પત્થર પર બેસી ક્યારના કંઇક વાતો કરી રહ્યા હતા એ બન્ને અન્ય કોઇ નહિ પણ જોનસન અને સુરેશ હતા.

જોનસન અને સુરેશની આસપાસનો પ્રદેશ શાન્ત હતો. માણસોનો અવર જવર બિલ્કુલ ન્હોતો. વાતોમા ઘણો સમય વિત્યો, રાત્રિ પડી. ચોપાટીપર ફરવા આવેલા જનોનો કોલાહલ પણ ધીમે ધીમે શાન્ત થયો હતો. અંધારી રાત્રિ હતી. દૂર વિજળીના દીપકો મુંબાઇ નગરી રમણીય છે કે નહિ તેની ખાત્રી કરી આપવા પૂર્ણ પ્રકાશે પ્રકાશી રહ્યા હતા. સુરેશ અને જોનસન જે સ્થળે વાતોમા તદ્રુપ થયા હતા, ત્યા તો અજવાળાનું નામ નિશાન ન્હોતું અચાનક જો કોઇ આવી ચઢે અને આ બન્નેનીપર દ્રષ્ટિ પડે તો એ માણસ તેઓને ભૂત સમજી ધ્રુજીજ ઉઠે

દસ વાગ્યા. છેવટે જોનસને ઉભા થઇ કહ્યુ, "ત્યારે હું હવે રજા લઉં છુ તમે ખૂબ સંભાળપૂર્વક કાર્ય કરજો. આ વખતે પાપી મલ્લરાજ આપણા પંજામાથી છટકવો જોઇએ નહિ." સુરેશે જોનસનની સાથે હાથ મેળવી કહ્યું; " તમે એ બાબતથી બેફિકર રહેજો તેને તેના મ્હોતેજ મુંબાઇમા ખેંચી આણ્યો છે હવે આપણે બીજા કોઈ પૂરાવાની જરૂર નથી ભયાનક ઉત્પાત કરનાર અને સરકારની આંખોમા પણ આજ પર્યંત ધૂળ નાખનાર ભયંકર ખૂની એજ છે એવુ સાબીત

થઈ ચૂક્યુ છે. હવે તે જરૂર આપણો શીકાર બનવાનો." જોનસને કહ્યું, "તે નરાધમે કુસુમકાન્ત જેવા પવિત્ર માણસને પણ દુખી કર્યો. હા પ્રભુ ! તું શુ નું શુ કરે છે? કુસુમકાન્ત ક્યા હશે? તેની શુ દશા હશે? બિચારા ચૈતન્યનો તો પત્તોજ નથી."

સુરેશને સઘળુ યાદ આવતા બોલ્યો; "પ્રભુની ઘટમાળ અ વનવી છે. કુસુમકાન્તપર એકાએક આફત આવી પડી. કુસુમાવતી જેવી સુદરબાળા તેના માતા પિતા સાથે અકાળે મરણને શરણ થઈ. આ સઘળા દુખમય વિચારથી હું ઘણો દુખી થાઉં છુ પરમાત્મા તેમને શાન્તિ આપો."

આ પછી જોનસન તરતજ ત્યાથી ચાલતો થયો. સુરેશ પુનઃ શિલાપર બેઠો અને કઈક ઉંડા વિચારમા નિમગ્ન થએલો જણાયો. આ અરસામાજ એક અજબ કૌતક થયુ સુરેશની પાછળ થોડેક દૂર કોઈક કરૂણ અવાજે બોલી ઉઠયુ, "ઓ ભગવાન ! મને મરણને મળવા માટે હિમત આપો. મે આપનું પવિત્ર નામ મારી પાપી જીભે આજ પર્યંત નથી ઉચ્ચાર્યું, તે હવે આ છેવટની ઘડીએ ઉચ્ચારી આપની પ્રાર્થના કરૂ છુ કે મને આત્મહત્યા કરવાને પુરતુ બળ અને સાહસ સમર્પો" અવાજ બંધ થયો અને તેની સાથે જમીનપર કંઈક પછડાવાનો અવાજ સંભળાયો સુરેશ વિસ્મયતાથી એ તરફ જોઈ રહ્યો હતો અધકારમા પણ તારાઓનો ઝાખો-ઝાખો પ્રકાશ પથરાયો હતો સુરેશે આખ્યો ખેચી જોયુ તો કોઈક માણસ જમીનપર પડેલુ-બેઠેલુ જણાયુ. રાત્રિના અગીઆર વાગી ગયા હતા. સમુદ્ર પણ શાન્ત-ગભીર બન્યો હતો. નિસ્તબ્ધતાના આ સામ્રાજ્યમા આવુ વિલક્ષણ દૃશ્ય અવલોકતાજ સુરેશના હૃદયમા ભુત-પ્રેતની શકા ઉદ્ભવી. સુરેશ એકજ દ્રષ્ટે એ

કૌતુહલપૂર્ણ દશ્ય તરફ દષ્ટિ કરી રહ્યો દશ્ય હૃદય દ્રાવક હતુ. સુરેશના હૃદયમાં થોડાક ભયનો પણ સંચાર થયો એવામાજ એ ભૂત-પ્રેતની શકાવાળી વ્યક્તિના મુખમાથી નીકળતા દુઃખપૂર્ણ ઉદ્ગાર ગાન રૂપે સભળાયા. સુરેશ ધબકતા હૃદયે કરૂણ ગાન શ્રવણ કરવા લાગ્યો, તે ગાન આ પ્રમાણે હતું.

વિષય પિપાસા વિષથી ભુંડી જાણજો,
વિષય ઇચ્છાથી ચિત્ત ચચળતા થાય જો;
વિષયેચ્છાથી કર્મ ગૃહણ સસારમા,
વિષયેચ્છાથી દુઃખ ઘણા પ્રગટાયજો. વિષય.
વિષય વેગમા કુમતિનુ સામ્રાજ્ય છે,
વિષય વેગથી કીર્તિ ધનનો નાશજો;
વિષય વેગથી રૌરવ દુઃખો ઉપજે.
વિષય જોરથી વધતી નિશદિન આશજો. વિષય.
ઉત્તમ જન તો વિષય વૃક્ષથી વેગળા,
કરતા પ્રેમે અનુભવ આતમ ધ્યાનજો;
બુદ્ધિસાગર મગળમાળા પામશો,
વૈરાગ્યે વાળો મનડુ ગુણવાનજો. વિષય

મુનીશ્રી બુદ્ધિસાગરજી.

ગાન બધ થયુ અને તેની સાથે જ નિઃશ્વાસપૂર્ણ ઉદ્ગાર સભળાયા " વિષયના વિષવાસનાથી જ મારા મરણનુ નિર્માણ થઈ ચૂક્યુ છે. એ હળાહળનું પાન કરવાથી જ હુ જીવતા જીવત અધોગતીના તળીએ ડૂબી છુ હા ! હવેજ મારી અંધ આખ્યો ઉઘડી છે."

તે બોલનારના નિશ્વાસ ધ્વનિ સભળાયા સુરેશ આશ્ચર્ય પામી મનમા જ બોલી ઉઠયો; " ખરેખર આ કોઈ અભાગિ અબળા

હોવી જોઇએ. તે તેના પાપનો પશ્ચાતાપ કરે છે. પ્રભુ પરમાત્મા ! તમે ઘડીમા કેવા નવનવા રંગ બતાવો છો ! તમારી ઘટમાળ અજબ છે" સુરેશ આગળ કંઇ બોલે એવામા જ પેલી દુ:ખી અબળા દુ:ખપૂર્ણ અવાજે પુન: બોલી, "મલીન મન ! તું હવે શામાટે સંતપ્ત બને છે ? વ્યભિચારનું વિષ પીતા અને સંસારમા સુધારાના શીખરે ચઢી અનેક પાપકર્મ કરતા તને ઘણો જ આનંદ મળતો; ધર્મ-જ્ઞાનની વાત-ઉપદેશ કરનાર તને મૂર્ખ-અજ્ઞાન સમજાતા અને તું પોતે જ સર્વજ્ઞ છે એમ તુ સમજતું; પણ હવે તેનુ પરીણામ જોઇને રોવાય તેટલુ રોઇ લે. કુટિલ મન ! જીવનમા ઝેર રેડનાર પ્રબળ મન ! તારા પ્રતાપે જ હુ કુલટા બની છુ તારી પાપમય વાસનાના કારણેજ મારી અધમ દશા થઇ છે મન ! તુ હવે મરણના ભયથી શામાટે ડરે છે-કંપે છે ? કુલટા અબળા આ જગતમાં એક ક્ષણ પણ જીવવાને યોગ્ય નથી તેનો જન્મ આ પૃથ્વીના ભાર રૂપ છે. તે તેના જીવનથી આ પુણ્ય ભુમિને પતિત બનાવે છે. ઓ-હાય મે એક પવિત્ર વંશને સદાને માટે કાળુ કલંક લગાડયુ છે. ઓ ભૂમાતા ! મને ગળીજા ઓ સાગર દેવ ! મને-આ અભાગિનીને તમારા ઉંડા ઉદરમા સ્થાન આપો અરે આ પિશાચિનીને કોઇ આશ્રય આપો" આમ આક્રંદ કરતી તે અબળા ઉભી થઇ આકાશ તરફ નજર કરી રહી સુરેશ ચિત્રામણના ચિત્રની માફક એ તરફ દૃષ્ટિ કરી રહ્યો પુન: તે કુટિલા કંઇક નિશ્ચયપર આવી બોલી ઉઠી, "ચાલ હવે પાપકર્મની શીક્ષા આ ભવમા જ ભોગવી લઉં. અભાગી મન ! ચાલ પ્રબળ થા. પાપ-વિષના ઘુંટડા ગળતા જે આનંદ થતો; તે આનંદથી મૃત્યુને ભેટવા હવે તત્પર થા પ્રભુ ! પરમાત્મા ! આ પિશાચિની તમને પ્રણમે છે હું મારા પાપની ક્ષમા ઇચ્છતી નથી પાપની શીક્ષા મને રૌરવ નર્કમાજ મળશે.

જગતમા' યથેચ્છ વિહાર કરનારા અને ઇચ્છાનાર્ગ યુવક–યુવતીઓ ! આ નિર્ભાગી નારીના દ્રષ્ટાંતથી ચેતજો-સમજજો. જુવાની જવાની છે તે ચાર દિનની ચાદની છે ચાલ જીવ ! હવે નકામી વાર શી ? સમય અને સ્થળ અનુકુળ છે મારા ભારથી પૃથ્વી માતા ધ્રુજી રહ્યા છે પાપીનીના દર્શનથી તારાઓ પણ નભમંડળમા છુપાય છે. અધકાર પણ કપે છે. દિશાઓમા અદૃશ્ય રહેલા ભૂત-પ્રેતો મને જલ્દી મરી છુટવાની સૂચનાઓ કરી રહ્યા છે સાગરદેવ ! તમે પવિત્ર છો, વિશાળ પેટવાળા છો; તમે આ ભયકર ભામિનીને તમારા અગાધ જળમા સ્થાન આપી તેને નર્કસદનમા સત્વરે મોકલી આપવાની દયા કરો.” આમ બોલતી તે અબળા અતી ઉતાવળથી દરીઆના જળમા આગળ જવા લાગી. પાણી કમ્મર સુધી આવ્યુ. ઉછળતા મોજા પ્રતિપળે આ પિશાચિ પ્રેમદાની પર ફરી વળવા લાગ્યા આવુ ભિષણ દૃશ્ય જોતા જ સુરેશ કપ્યો તેની રકતવાહિનીઓમા વ્હેતુ રૂધીર પણ ઘડીભર ઠડુ પડયુ. તેણે એક પળવારમા જ કઇક નિર્ણય કરી વિદ્યુત વેગે દરીયામા આગળ વધતી અબળા તરફ ગમન કર્યું. સુરેશ તે બાઇની નજીક પહોચે એ પહેલા જ એક મોટા મોજાએ તે સ્ત્રીને પાણીમા પછાડી અને તે સાથે જ તે કમભાગ્ય અબળાએ મ્હોતની કારમી ચીસ નાખી. પોતાના પવિત્ર જળમા પતિત પિશાચિના પ્રવેશથી સમુદ્ર દેવતા પણ જાણે કુપિત થયા હોય એમ તેમના ઉછળતા ઉંચા મોજાથી અનુમાન થવા લાગ્યુ. સુરેશે પહેરેલા વસ્ત્રો સાથેજ દરીયામા ઝપલાવ્યુ મોજાના વેગથી ઘસડાઇ જતા અબળાના શરીરને તેણે મહા પ્રયાસે પકડી લીધુ, અને પછી પોતાના બન્ને હાથમા તેને ઉપાડી સુરેશે કિનારા તરફ આવવા માડયુ નિર્ભાગી અબળા દરીયામા ખેચાતા જ ભાન ભૂલી હતી પણ તેના પેટમા ઘણુ પાણી

જાય એ પહેલાજ સુરેશે તેને પકડી લીધી સુરેશે કિનારા પર તેને સુવારી તેની સારવાર કરવા માડી લગભગ એક કલાકે તેનામા શુદ્ધિ આવી; અને પોતાને દરિયાના જળને બદલે જમીનપર–કિનારે જાણી આશ્ચર્ય પામી. તે એકદમ બેઠી થઇ અને ગાડાની માફક બોલી ઉઠી; "શુ સમુદ્રે પણ મને ના સઘરી? એમજ! પાપીથી સૌ કોઇ દૂર જ ભાગે ઓ પ્રભુ! હું શુ કરૂ? મ્હોત પણ મને જોઇ ભાગી ગયુ" આમ બોલતી તે અબળા અશ્રુપૂર્ણ નયને ચારે તરફ જોવા લાગી નજીકમા ભૂતના ઓળાની માફક ઉભેલા સુરેશને જોઇ તે ચોકી અને ભય–ગભરાટથી એ તરફ જોઇ રહી સુરેશે ધીમા અવાજે તેને પૂછ્યુ. "બાઇ! તું કોણ છે?"

"હુ કોણ છુ એ જણાવતા મારા સમસ્ત શરીરમા કપ થાય છે પણ આપ કોણ છો? જો મૃત્યુ દેવ હો, તો મને જલ્દીથી લઇ જાવ. ભૂત હો તો મારો ભક્ષ કરી જાવ આ સાગરદેવે તો મને પાછી હડસેલી મૂકી છે"

"બાઇ! શાન્ત થા સાગરે તને બહાર કાઢી નથી; પણ હું પોતે જ તને દરીયામાથી બહાર લઇ આવ્યો છુ" સુરેશે જણાવ્યુ.

"ખરેખર તમે મને બચાવીને એક ઘોર પાપ કર્યું છે જે અધમ અબળા જગતમા એક પળવાર પણ જીવવાને લાયકની રહી નથી; તેને મરતી બચાવી આ સસારમા તમે એક પાપી–પિશાચિનીનો વધારો કર્યો છે" તે સ્ત્રીએ વ્યાકુળ અવાજે કહ્યુ.

"તમારૂ નામ?" સુરેશે પૂછ્યુ

"આ નારકી નારી સૌન્દર્યવતીના નામથી ઓળખાય છે. હાય મે મારૂ નામ પાપકર્મથી લજાવ્યુ છે." સૌન્દર્યવતીએ કપાળે હાથ અફાળી કહ્યું.

વાચકો ! તમને સૌન્દર્યવતીની આ દશા જોઇ આશ્ચર્ય તો લાગશેજ, પણ એમા આશ્ચર્ય કે નવાઈ પામવા જેવુ કંઇ નથી પ્રભુ ક્ષણમા ચાહે તે કરે. સૌન્દર્યવતીને તેના કર્મની યોગ્યજ શિક્ષા મળી છે તે હવે પહેલાની ફેશનેબલ સૌન્દર્યવતી રહી નથી તેનું રૂપ રંગ નાશ પામ્યુ છે વ્યાધીએ તેનુ ગુલાબી વદન અને શરીર કાષ્ટવત્ બનાવ્યુ છે. લોહી વિકારના દર્દથી તેના સર્વાંગે ચાઠા પડયા છે આખ્યો ઉંડી ઉતરી ગઇ છે જે સૌન્દર્યવતી તેના પહેરવેશથી અને યૌવનથી મૂર્ખ જનોને લોભાવતી હતી, તેજ સુધરેલી શંખણી કુદરતના ગયબી ફટકાથી હવે ખરેખરી ડાકિની સમાન બની ગઈ છે તેના રૂપ રંગમા એવુ તો પરીવર્તન થઇ ગયુ છે કે તેની તરફ જોનારને કઇનું કંઇ થઇ જાય સૌન્દર્યવતી નાટકવાળાને રડાવી-ત્યાગી પોતાને મુબાઇના શ્રીમાન જણાવનાર સુદરલાલ સાથે નાશી છૂટી અને તેનુ ઘર માંડયુ. સૌન્દર્યવતી સમાન સુદરી મળવાથી સુદરલાલને સ્વર્ગ થોડુંકજ દૂર રહેલુ જણાયુ બન્નેએ થોડાક મહિના ખૂબ આનંદ અનુભવ્યો બન્ને વ્યસની હોવાથી આમોદ-પ્રમોદમા પાપમય જીવન વ્યતિત કરતા હતા. પણ પ્રભુ પાપને કયા સુધી સહન કરી શકે ? કુદરતની ગયબી લાકડી હાલી સુદરલાલનો પ્રથમનો પ્રબળ મોહ ધીમે ધીમે ઓછો થયો જે મનુષ્ય શ્વાનવૃત્તિના હોય તે કેવી રીતે સંતોષ સુખ પ્રાપ્ત કરી શકે ? સુદરલાલ વિષયાધ કુકર્મી હતો. તેણે અન્ય સ્ત્રી સાથે સ્નેહ સંબંધ સાધ્યો. સૌન્દર્યવતીથી આ સહન થઇ શકયુ નહિ તેણે સુદરલાલ સાથે ક્લેશ કંકાશ કરવો શરૂ કર્યો. નિરંતરના ક્લેશથી સુદરલાલ અકળાયો અને તેને ચાલી જવાની તાકીદ કરી પણ સૌન્દર્યવતી જાય એવી ન્હોતી. સુદરલાલ તેને મારપીટ કરતો. સૌન્દર્યવતી પણ ભૂતની માફક તેને

વળગી પોતાનું વૈર વાળતી છેવટે આ બલાથી તે પૂરેપૂરો કંટાળ્યો. તેણે સૌન્દર્યવતીને એક મોટા ઓરડામા પૂરી નોકરોને માર માર-વાની આજ્ઞા કરી. એક પઠાણ નોકરે સૌન્દર્યવતીના સુકોમળ શરી-રપર ચાબુકોના ફટકા લગાવ્યા, સૌન્દર્યવતીએ બૂમરાણ મચાવી મૂક્યુ. ત્રાસ-મારથી છેવટે સૌન્દર્યવતી માદી પડી મદિરાપાનના પ્રતાપે શરીરે લોહિવિકારનો રોગ થયો સુદરતા નષ્ટ થઇ. શરીરે ચાઠા પડયા રૂપ કુરૂપ બન્યુ આ રોગમા-ત્રાસમા તેને તેના જીવનનું ભાન થયુ અને પરીણામે આ ભયકર દુઃખમાથી મૂક્ત થવાને તેણે પ્રભુને પોકાર્યા તેના શરીરમા પ્રવેશેલા રોગે તેના શરીરમા હજારો વિ-છીયોના દશની માફક વેદના ઉત્પન્ન કરી સૌન્દર્યવતી કરૂણ ચિસો પાડતી, પણ તેની ચિસોની દરકાર કોણ કરે ? સુદરલાલ તો એમજ ઇચ્છતો કે આ બલા ક્યારે મરે કે જેથી પાપ ટળે એ અભાગી નારીની દવા પણ કોણ કરે ? સૌન્દર્યવતીએ કેટલાક મહિનાઓ સુધી આ નારકી વેદના સહન કરી પછી પ્રભુને એ ભયકર ભામિનીની દયા આવી હોય એમ જણાયુ શરીરની વેદના ઓછી થઈ ચાઠા સૂકાયા થોડા દિવસ વિતતા તેનો અર્ધો રોગ દૂર થયો તે હરતી ફરતી થઈ સુદરલાલ તેને એકજ જાતનુ અનાજ ખાવા આપતો. સૌન્દર્યવતી આ સ્થળેથી નાશી છૂટી આત્મહત્યા કરી મરવાને ઇચ્છતી હતી એક ગતના અજબ સયોગ બન્યો નીચ પાપાત્મા સુદરલા-લને પણ કુદરત કેમ છોડે ? મદાધ બનેલો અને પાપાચારના અખાડા-મા ઉતરેલો સુદરલાલ વ્યાપારમા-સટ્ટામા ખોટ આવવાથી દેવાદાર બન્યો કુદરત તેની પર ચારે તરફથી રૂઠી. એક મધ્યરાત્રિના સુમારે તેના મકાનમા એકાએક આગ સળગી. આગ દૈવી હતી ચારે તરફ ભયા-નક જવાળાઓ ભભુકી નીકળી. સુદરલાલ આ આગમા સપડાયો, અને

અંતે કરેલા કર્મનો હિસાબ પતાવવા યમપુરીમા સિધાવ્યો. સૌન્દર્યવતી નાશી છૂટી; અને મરવાના નિશ્ચયે દરિયા કિનારે આવી જળમા પડી; પણ તેને હજી જીવવાનું હોવાથી સુરેશે બચાવી. અધર્મીઓને આ ભવમાજ અદલ ઇન્સાફ મળે છે. જગતના જનો ચેતજો, પાપ માર્ગે પગલુ ભરતાં વિચારજો; નહિતો ઇશ્વરની ગયબી લાકડીતો છેજ.

સુરેશે તેનુ નામ સાભળી થોડીકવાર વિચારવશ રહી કહ્યું; "બાઇ! તારૂ નામ સુદર છે, પણ તારા ઉદ્દગારથી માલમ પડે છે કે તે તારા નામથી કંઇક ઉલટાજ ગુણો ધરાવ્યા છે તુ વણી દુખી હોય એમ સમજાય છે. જો કઇ હરકત ન હોય તો હુ તારૂ સપૂર્ણ વૃત્તાત જાણવાની ઇચ્છા ધરાવુ છુ"

સૌન્દર્યવતીએ વ્યાકુળ હૃદયે તેના જીવનની તમામ પાપ કથા સુરેશને વિદીત કરી સુરેશ કપ્યો અને કઇક તિરસ્કારથી અને કઇક દયાથી આ અધમ અબળાના કુરૂપ-બિહામણા વદન તરફ થોડીકવાર દૃષ્ટિ કરી રહ્યો આ વખતે સૌન્દર્યવતીની આખ્યોમાથી અશ્રુ વ્હેતા હતા સુરેશે તેનુ શાન્તવન કરતા તેની હવે શુ ઇચ્છા છે એમ પૂછ્યુ જવાબમા સૌન્દર્યવતીએ મરણને શરણ થવાનો જ પોતાનો દ્રઢ નિશ્ચય જણાવ્યો. સુરેશે તેને ઘણુએ સમજાવી, પણ તે તેના નિશ્ચયને વળગી રહી અને છેવટે એક ઉન્મત્ત મનુષ્યની માફક ફરીથી દરીયા તરફ દોડી સુરેશે તેને પકડી અટકાવી. સૌન્દર્યવતીએ પત્થરપર માથુ પછાડયુ લોહીની ધારા વહેવા લાગી સુરેશ અકળાયો અને કઇક ગુસ્સે થઇ બોલ્યો; "તુ કોઇ ભયંકર બલા છે ? તુ શા માટે આત્મહત્યા કરી તારા નશિબમા સદાને માટે નર્કસ્થાન નિર્માણ કરે છે ? શુ તું નથી જાણતી કે આત્મવાતી મહાભયકર પાપી છે ?"

સૌન્દર્યવતી કકળતા અવાજે બોલી; "હું જાણુ છુ-સમજુ છુ

પણ નિરંતરના પાપી આચરણોથી મને હવે વધુ પાપની ભીતી રહી નથી મારે આત્મહત્યા કરીને જ છુટવુ જોઇએ. મારા અધર્મી મનને સદાકાળ નર્કસ્થાનમા જ રહી રીબાવુ ઘટે છે મારા પાપનુ પ્રાયશ્ચિત છેજ નહિ; અને કદાચ હોય તો મારે તે કરવુ નથી. આપ કોઇ દેવપુરૂષ છો. પ્રભુ ! આ પાપીણીના સ્પર્શથી આપ અપવિત્ર થયા છો. જાવ, પધારો, ઘેર જઇ સ્નાન કરી પવિત્ર થજો. તમે પરોપકાર કર્યો છે. શ ખણીના શ્રાપ ફળે નહિ તો આ અભાગિનીના આશિર્વાદ તો કયાથી જ ફળે. દેવ પધારો. ' સૌન્દર્યવતી કલ્પાત કરતી સુરેશના પગે પડી સુરેશનું હૃદય દયાથી દ્રવ્યુ. તેણે સૌન્દર્યવતીને ખૂબ સમજાવી; પણ તે મૃત્યુનું જ રટણ કરવા લાગી. છેવટે સુરેશે જણાવ્યુ કે, હું એક સરકારી માણસ છુ. આત્મહત્યા કરનાર ગુન્હેગાર ગણાય છે જો તું મારૂ નહિ માને તો હું તને પોલીસને સ્વાધિન કરીશ. વગેરે ભય બતાવ્યો. છેવટે સૌન્દર્યવતી સુરેશની ઇચ્છાને આધિન થઇ સુરેશ તેને એક અનાથાશ્રમમા લઇ આવ્યો. ત્યા તેને રાખી. આશ્રમના સેવકોની સારવારથી થોડા દિવસ બાદ તેને આરામ થયો. પવિત્ર સહવાસના પ્રતાપે પાપીણીનુ હૃદય પવિત્ર બન્યુ અને કરેલા કર્મ ધોવાને તેણે અનાથોની સેવાર્થે તેનું જીવન સમર્પ્યું.

---

## ૨૫.

### અધમનો અત્યાચાર.

જે દુષ્ટો યમને અને નિયમને વૈરી ગણીને તજે,
વંઠેલા વળખા વડે વિષયને એકાગ્ર ચિત્તે ભજે,
શક્તિ સર્વ પ્રકારની દુષ્ટ જનો આડા થવા વાપરે,
કો' તેવા નગ વિશ્વમા અવતરી શુ કાર્ય સારા કરે.

અજ્ઞાત.

સુરમ્ય સરિતા-પતિત પાવની નર્મદાના કિનારાથી થોડેક દૂર એક નાનું ગામડુ આવેલુ હતું. લોકો આ ગામને વિશ્વાસીપરૂ કહેતા. આ નામ સર્વથા સત્ય હતું કારણ કે આ ગામમા ઘણા ઘર ખ્રિસ્તી જનોના હતા એક યુરોપીયન સાહેબ કે જેને લોકો પાદરીબાવાના નામથી ઓળખતા હતા, તે પણ આ સ્થળે એક બંગલાના આકારના મકાનમા રહેતો હતો. પાદરી વૃદ્ધાવસ્થાએ પહોચેલો હતો શ્રીઈશુ ખ્રિસ્તના સાચા સિદ્ધાતોનુ તે પાલન કરી તેનુ જીવન પરોપકારને માર્ગે વ્યતિત કરી રહ્યો હતો હિદુસ્થાનમા આવ્યા પછી આ પાદરીએ અનેક દુખી જનોને સુખી કર્યા હતા ભૂખના દુઃખથી તરફડતા; પોતાના હિદીભાઈઓથી તિરસ્કાએલા-ત્યજાએલા અને ધર્માચાર્યોના પ્રમાદથી અવનતીના ઉંડાણમા ડૂબતા અનેક હિદીજનોનો ઉદ્ધાર એ પાદરીએ કર્યો હતો. હિદીઓના ખોટા અભિમાનને કારણે હિદુધર્મ પાળતા તે હિદીજનોએ છેવટે પોતાનો ધર્મ ત્યાગી પોતાના ઉપકાર દાતાનો ધર્મ સ્વિકાર્યો અને પછી સ્વચ્છ-સુખી અને ઉન્નત બની જે સસારી જનો તેમને ધિક્કારતા-હડધુત કરતા અને જેના સ્પર્શ માત્રથી જ પોતાને અપવિત્ર થએલા માનતા, તેજ નામધારી પવિત્ર ઉચ્ચ જનોમા તેઓ વિના સકોચે હરવા-ફરવા-મળવા લાગ્યા હિદુધર્મ પાળનારથી અપવિત્ર બનનાર હિદીઓ હવે એ નવાધર્મીઓનો પ્રેમપૂર્વક સત્કાર કરી ખુશી થતા ભગવાન ! આ શી ઘટમાળ ? હિદીઓની આ ધર્મમાન્યતા-અધશ્રદ્ધા કેવા અજબ પ્રકારની ? પોતાના ધર્મીને દુખી જોઇ દૂર ભાગે અને પછી તે દુખી અન્ય ધર્માવલબી બની પાસે આવે ત્યારે તેને પ્રેમથી સત્કારે. આ શા હૃદયના વિચિત્ર ભાવ ! ખરેખર આથીજ હિદુસ્થાન આજે દુઃખના પ્રચડ પોકાર પાડી રહ્યું છે. હિંદીઓ-ધર્માચાર્યો ! વખતસર ચેતો.

તમારો ધર્મ પરદુખભંજન પતિત પાવન કહેવાય છે–મનાય છે. તો શુ તમારા ધર્મનાજ દુઃખી–પતિત જનોને સુખી–પાવન નહિ કરતા તેમને અન્યધર્માવલબી થવા દેવાનું ઘોર પાપ અંગીકાર કરી તમારા પુણ્યશાળી ધર્મને સદાનું કલક લગાડશો ? ઉઠો, આલસ્ય–પ્રમાદ વગેરે દુર્ગુણો ત્યાગી કટીબદ્ધ થાવ અને દરવર્ષે લાખ્ખોની સખ્યામા પર-ધર્મી બનતા તમારાજ ધર્મભાઇઓ–દેશભાઇઓને ઉદ્ધારો–બચાવો દુ ખી ભારત જરૂર તમને આશિષ દેશે. ભગવાન તમારૂં કલ્યાણ કરશે

આ વિશ્વાસીપૂરા ગામના પાદરી સાહેબના બગલાથી થોડેક દૂર એક નિર્જન સ્થાનમા એક મોટુ વિશાળ મકાન આવેલુ હતુ. ગામના જુના વતનીઓની એવી માન્યતા હતી કે એ મકાનમા અગાઉના વખતમા રાજાઓ રહેતા. આ ગ્રામની જગાએ તે વખતે મોટુ નગર આવેલુ હતું એ રાજાઓમાના છેલ્લા બે રાજા લઢાઇમા માર્યા ગયા અને તે બન્ને ભૂત થઇ હાલ એ મકાનમા રહે છે આવી માન્યતા–વ્હેમના કારણે એ ભવ્ય મકાન નિરતર મનુષ્ય વિહીન રહેતું પણ બેએક વર્ષથી એ મકાન મલ્લરાજે ભાડે રાખ્યુ હતુ. કોઈ કોઇ વખતે મલ્લરાજ આ સ્થળે આવી રહેતો હાલ આ મકાનમા મલ્લરાજ ન્હોતો, પણ તેને બદલે વાસુદેવ તેના મિત્ર શાન્તિ-લાલ સાથે રહેતો હતો. વાસુદેવ, એક સમયનો શ્રીમાન લક્ષ્મીપુત્ર તેના નીચ આચરણો અને શયતાન મિત્રોના સહવાસને કારણે છેક પાયમાલ બની ગયો હતો.

રામપ્રસાદે વિપુલ સપતિ એકત્ર કરી હતી. અભાગી પુત્રના પાપકર્મે રામપ્રસાદનું અવસાન થયુ. વાસુદેવ નિરકુશ–મદ્યપી–જુગારી–સટોરીયો નીકળ્યો હાજી હા કરનારા મિત્રોથી તે વિટાયો તેના ભવ્ય મહાલયમા અનેક પાપાચાર થવા લાગ્યા. પતિના પા-

પકર્મથી પિડાતી પવિત્ર ઇન્દુમુખીના દુઃખી નિશ્વાસ મહાલયના અંત ભાગમાથી સંભળાઈ રહ્યા પાપના ભારથી લક્ષ્મીએ પગ કરવા માડયો. જુગાર સટ્ટાના શોખથી વાસુદેવ દેવાદાર બન્યો એક વખતે દેવાથી કટાળી પાપાત્માએ મરવાનો ઢોંગ આદર્યો પતિ પ્રેમી પ્રેમદા ઇન્દુએ પોતાની પાસેની સપત્તિથી પતિનુ દેવુ ચૂકાવ્યુ. પણ આથી પાપી સુધર્યો નહિ શેર–અળશી–રૂ–અફીણ–જુગાર વગેરેના નાદથી છેવટે છેક ભીખારી જેવો બન્યો. મલ્લરાજનો પ્રસંગ બન્યા પછી ઇન્દુ તેના પીઅર જઇ રહેવા લાગી વાસુદેવના મકાનો–વાડીયો વગેરે લેણદારોએ લીલામ કર્યુ. વાસુદેવ છેવટે ત્યાથી નીકળી મલ્લરાજની સૂચનાથી ઉપરોક્ત સ્થળે આવીને રહ્યો મલ્લરાજે તેના ઘણા પૈસા પડાવ્યા હતા. આથીજ મલ્લરાજે તેના દુખમા કઇક મદદ કરી મલ્લરાજ અને તેના સાથીયો કુસુમાવતી અને અન્નપૂર્ણાને ઉપાડી આ સ્થળે આવ્યા. વિનાશના શીખરે ચઢેલો વાસુદેવ કુસુમાવતીને જોતાજ ખુશી થયો મલ્લરાજે કુસુમાવતીને આ મકાનમા આવેલા એક ઓરડામા પૂરી અને પછી વાસુદેવને કેટલીક સૂચના આપી અન્નપૂર્ણાને ઉપાડી તે ત્યાંથી ચાલતો થયો. તેના માણસો પણ તેની સાથે ગયા. ફક્ત વાસુદેવ અને શાન્તિજ આ સ્થળે રહ્યા.

કુસુમાવતીને આ સ્થળે બેશુદ્ધાવસ્થામા જ લાવવામા આવી હતી મલ્લરાજના ગયા બાદ વાસુદેવની સૂચનાથી શાન્તિએ કઇક દવા સુઘાડી તેને સાવધ કરી. કુસુમાવતી સાવધ થતા જ પોતાને અપરિચિત સ્થાને જોઇ ગભરાઇ અને ભયભીત બની. વાસુદેવ નજીકમાજ ઉભો હતો. તેણે તેને શાન્તવન આપ્યુ ચાલાક બાળા તે પાપ પ્રતિમાને જોતા જ સઘળુ રહસ્ય સમજી ગઇ. વાસુદેવે તેને જણાવ્યુ કે 'તમને નદીમા ડૂબતા બચાવી કેટલાક માણસો અહિ લાવી

મૂકી ગયા છે. " કુસુમાવતી વિચારવશ રહી તેનુ હૃદય દુ ખ ભયથી ધડકવા લાગ્યુ આ પછી પાપાત્મા વાસુદેવે પોતાનુ પોત પ્રકાશ્યુ અને અનેક મીઠા વચનોથી તેણે તેની પાપમય વાસના-ઇચ્છા તે પવિત્ર બાળા સમક્ષ જાહેર કરી દુષ્ટની ઇચ્છા જાણતાજ કુસુમાવતી સ્વસ્થ થઈ તે હિમતવાન બાળા હતી. આફતમા કેવી રીતે કાર્ય કરવુ તે સમજતી હતી. તેણે વાસુદેવને ધિક્કાર્યો-ફિટકાર્યો અને કેટલીક શીખામણ દીધી. પણ પત્થર પાણીથી શી રીતે પલળે ? પાપી પૈસે ટકે ખુવાર થયો હતો, ન્યાત-જાત સઘાથી ત્યજાયો હતો અને નિરતરના કુકર્મોથી તે કગાલ બન્યો હતો પણ આ દારૂડીયાને તેની દશાનુ લેશ માત્ર ભાન-જ્ઞાન ન્હોતું. દારૂ કેવી વિનાશક વસ્તુ છે તે હવે કોઇનાથી અજાણ્યુ રહ્યું નથી જે ડાહ્યા મનુષ્યો છે એતો તેના સ્પર્શ માત્રથીજ પોતાને અપવિત્ર થએલા સમજે છે મનુષ્યો દારૂની દુષ્ટ આદતથીજ દુ ખની પરીસીમાએ પહોચે છે દારૂથી બુદ્ધિ બ્હેર મારી જાય છે વિચાર શક્તિનો વિનાશ થાય છે. દારૂડીયાઓના દિલ-મન કદી પણ સ્વસ્થ હોતા નથી. આવા જનો પરીણામે દુરાચારી-રોગી અને રસ્તાના ભટકતા ભીખારી બની ભયકર મ્હોતને આધિન થાય છે વાસુદેવ મદિરાનો સાચ્ચો ભક્ત હતો. મદિરાપાનથી તે આખો દિવસ અને રાત ચકચુર રહેતો આવા વ્યસની અને પાપાધ પાપીને સદ્જ્ઞાન ક્યાથી સમજાય ? કારણ કે તેના ભાગ્યમા નિતીના માર્ગે ગમન કરવાનું લખાએલુ ન્હોતુ. વાસુદેવે કુસુમાવતીને અનેક પ્રકારે સમજાવી અને છેવટે ભય પણ બતાવ્યો. પણ એ વીર બાળા તેના નિશ્ચયથી લગીર પણ ડગી નહિ. વાસુદેવ તેને ચાર દિવસમા વિચાર કરી એક નિશ્ચયપર આવવાની સૂચના કરી ત્યાથી ચાલતો થયો. કુસુમાવતી ઓગડામા પૂરાઇ રહી.

મધ્યાન્હકાળનો સમય હતો. કુસુમાવતી નશિબના દુ:ખી લેખના વિચાર કરી રહી હતી શુ કરવુ અને કેવી રીતે આ સ્થળેથી છુટવુ વગેરે વિચારમા ઘણો વખત વિત્યો. બાળા હૃદય વેગ રોકી ન શકવાથી દુ:ખોદ્ગાર કાઢવા લાગી.

શયતાનનુ છે સ્થાન આ, નહિ શાન્તિનુ કંઈ નામ છે,
વ્યાપ્યો ભિષણ અંધકાર અહિ ભીતી તણુ આ ધામ છે,
ભણકાર ભાસે ભય ભર્યા કંઈ કંઇ કુતુહલ થાય છે,
શયતાનના આ સદનમા સતાપ ભારે થાય છે.
નિરખી ભયાનક સ્થાન આ હૃદય હા ! અકળાય છે,
આ સ્થાનમા રહેવા થકી, મમ પ્રાણ બહુ મુઝાય છે.

ભીડભયભજન ભગવાન ! મારી આ શી દુર્દશા ? માર્ગ બતાવો. મને કંઇ સુઝતુ નથી અરેરે ! મારા માતાપિતાની શી દશા થઈ હશે ? મને અહિ કોણ લાવ્યુ હશે ? મારા પ્રાણેશ્વરને મારા વિયોગથી કેટલુ કષ્ટ ઉત્પન્ન થતુ હશે ? ઓ પ્રભુ ! મને જલ્દી આ પાપસ્થાનેથી છોડાવો ” આમ બોલતી કુસુમાવતી છેવટે કંઇક વિચાર કરી ઉભી થઇ કુસુમાવતી એક નાની છરી હમેશા પોતાની પાસે રાખતી આ છરી પાસે છે કે નહિ તેની ખાત્રી કરી કુસુમાવતી હિમતથી ઓરડાની બહાર નીકળી મકાન વિશાળ હતું. અંદર અનેક ગલી–કુચીયો આવેલી હતી કુસુમાવતી આસપાસ જોતી ધીમે કદમે આગળ વધવા લાગી. છેવટે તે મોટા દ્વાર આગળ આવી બારણાને તાળુ વાસેલુ હતું. ત્યા નજીકમા એક દાદર આવેલો હતો. કુસુમાવતી ધીરેથી દાદર ચઢી ઉપર આવી ઉપરના ભાગમા પણ નાના–મોટા ઓરડા આવેલા હતા કુસુમાવતી એક ઓરડો વટાવી બીજા ઓરડા આગળ આવી એકાએક અટકી. કારણ કે એ

ઓરડામા વાસુદેવ અને તેનો મિત્ર શાન્તિલાલ મદ્યપાન કરી રહ્યા હતા. કુસુમાવતીએ એક નાના બાકામાથી અંદર નજર કરી તો જણાયુ કે બન્ને બદમાશો મદિરાના સેવનથી ઉન્મત્ત બની ખુરશીયો પર બેઠા છે અને સીગારેટના ધૂમાડા કાઢતા પરસ્પરમા વાતચીત કરી રહ્યા છે મદિરાના સેવનથી બન્નેની આખ્યો લાલચોળ બની રહી છે. બન્નેનો દેખાવ પક્કા દારૂડીઆ અને શયતાંન સમાન થઇ રહ્યો છે, બન્નેની વાતો કુસુમાવતી ધ્યાનપૂર્વક સાભળી રહી

બન્નેએ થોડીવાર ઘણુાજ ધીમા અવાજે વાતો કરી અને પછી વાસુદેવે થોડીકવાર માન ધારણ કરી પૂછ્યુ, "દોસ્ત ! કહે ત્યારે મારે હવે કરવુ શુ ? હુ તેને શી રીતે સમજાવુ ? મને જોતાજ તે વકરેલી વાઘણુની માફક ઝનુની બની જાય છે. તેને જોતાજ હુ ભયભીત થાઉં છુ બિરાદર ! તુ કઇક રસ્તો બનોવે તો ઠીક"

શાન્તિએ સીગરેટના ઠુઠાને હોલવી નાખતા કહ્યુ, "તુ છેક છેવટ સુધી ડરપોકજ રહ્યો એક સ્ત્રીથી તુ ડરે છે એ જાણી હુ અજબ થાઉ છુ. તુ મારી સલાહ પૂછે છે, પણ હું તને શુ કહું ? ગોર બિચારો પરણાવી આપે, પણ ઘર તો પરણનાર જ માડે. માટે તુ બહાદુર બન અને આજને આજ તે અભિમાની અમળાને તારૂ શૂરાતન બતાવી દે સૂરાપાન કરનાર શૂરા ભક્તોએ તો બહાદુર બનવુ જોઇએ મદિરા ભક્ત એક મુદ્દાલ માનુનીથી ડરશે તો આ ધરતી પાતાળમા પેસી જશે અને સૂરાના ભક્તોને સદાને માટે નિમાલ્યતાનું કલક કપાળે ચોટશે. માટે દોસ્ત ! ઉઠ, ઉભો થા અને તે હઠીલી પાસે જઇ તેને પ્રથમ મનાવ જો તે પાચ-દસ મિનીટમા ન માને તો એકદમ તુ તેને તારા બાહુમા દબાવી દે અને પછી તેના અધરામૃતનુ પાન કરી લે બસ પછી તે ક્યા જવાની છે ? વાતના પત્ના-

માથી બહાર ક્યા છટકવાનુ છે ? પણ એ સમયે તુ બિલકુલ ગભરાઇશ નહિ હું તારી મદદે તારા પડખેજ ઉભો રહીશ " શયતાન શાન્તિએ સલાહ આપી દારૂડીયો વાસુદેવ તરત જ ઉભો થયો, પણ નિસાના જોરે ખુરશીપર પટકાયો. શાન્તિએ તેનો હાથ પકડી તેને ઉભો કર્યો. પાપી ઓરડાની બહાર નીકળ્યો શાન્તિ તેની પાછળજ હતો ઓરડાની બહાર નીકળતાજ વાસુદેવે કુસુમાવતીને ત્યા ઉભેલી જોઇ. ચડાળ ચમકયો અને પછી મોટેથી હસી પડી બોલ્યો, "અહો ! આજે તો કઇક અહિ સુધી આવવાની મહેરબાની કરી છેને શુ ? "

" હા, હું હવે છેલ્લા નિશ્ચયપર આવી ચૂકી છુ " કુસુમાવતીએ ગભીર વદને કહ્યુ

" શુ નિશ્ચયપર આવ્યા છો ? " દારૂડીયાએ આખ્યો નચાવતા પૂછ્યુ,

" મારે અહિથી જવુ છે. ' કુસુમાવતીએ ટુકો ઉત્તર વાળ્યો વાસુદેવે વિસ્મીત વદને કહ્યુ

" સુદરી ! મારી આશા પૂર્ણ કર્યા વિના તમારાથી જવાતુ હશે કે ? જેવો તમે નિશ્ચય કર્યો છે, એવો મે પણ નિશ્ચય કર્યો છે કે તમને મારા બનાવવા, સમજ્યા ?" આમ બોલતો વાસુદેવ નિસાની ધૂનમા ડોલવા લાગ્યો. કુસુમાવતીએ કઇક ઉચ્ચ અવાજે કહેવા માડયુ "વાસુદેવ ! તું મારા શબ્દો ધ્યાનપૂર્વક સાભળી લે જેનો વિનાશ થવાનો હોય છે તેનીજ તારા જેવી વિપરીત બુદ્ધિ થાય છે. તારા શબ્દો–તારી પાપવાસના તને મ્હોતના પજામા ખેચી જાય છે. સમજ, વિચાર કર ? તારે શુ નથી ? ઇન્દુમૂખી જેવી સુદર સતી તારી પત્ની છે. તેને ત્યાગી તુ પરસ્ત્રી રૂપી વિષપાન કરવા શા

માટે આતુર થયો છે ? વળી તારૂ કુળ ઉત્તમ છે. ખાનદાનને આવુ દુષ્ટ કાર્ય કરવુ ન ઘટે ? ભાઇ ! સમજ, ન્યાય–નિતીનો વિચાર કર. હું તારી બ્હેન કહેવાઉ. વળી હું ગર્ભવતી છુ મારી પર દયા કર, પ્રભુ તારૂ ભલુ કરશે " કુસુમાવતીનો અવાજ રૂધાયો તે દીન વદને પાપાત્મા તરફ જોઇ રહી વાસુદેવે શાન્તિ સામે જોયુ શાન્તિ એ આખ્યોના સંકેતથી કંઇક સમજાવ્યુ બાદ નરાધમ બોલ્યો, " કુસુમાવતી ! તારો ઉપદેશ મને કંઇ પણ અસર કરી શકે એમ નથી હું મારી ઇચ્છા–વાસના જરૂર પૂર્ણ કરીશ તું મારી બ્હેન નથી પણ મારી મનોરમા છે તારી સાથે સુખ માણતા જો મારૂ મ્હોત થશે તો પણ હું ડરનાર નથી. "

કુસુમાવતીએ દુઃખ પૂર્ણ અવાજે કહ્યું, " ખરેખર ! તારી પર શ્રી જગરાયજ રૂઠયા છે. "

" કોણ કહે છે ? હુ તો એમજ સમજુ છુ કે જગતનો કહે-વાતો ભગવાન મારી પર ખુબ ખુશ થયો છે " વાસુદેવે નિર્લજતાથી કહ્યુ

" મૂર્ખ ! મદાંધ ! સમજ, તારો નાશ થાય છે ? "

" નહિ, તારા જેવી રમ્ય રમણીના પ્યારનો લાભ લેવાય છે."

" પિશાચ ! પાપે કા લપટાય છે ? "

" પુણ્ય–પાપ કોણ માને છે ? હું તો બ્રહ્મસ્વરૂપ છુ. "

" બસ તારી આ મદાંધતાજ તને નર્કમા નાખશે "

" પરવાહ નહિ "

" બસ એજ વિચાર ? " કુસુમાવતી એ રોશમયવદને પૂછ્યુ.

" હા, એજ વિચાર અને ઇચ્છા."

"વિચાર, વીરા ! સમજ ક્ષણીક સુખના કારણે ન્યાય નિતી-નુ ખૂન શામાટે કરે છે ? "

"એમા ખૂન શાનુ ? તારા જેવી સુદરી સાથે આનદ ઉડાવવામા તો મહાન્ પુણ્ય સમાએલુ છે" દારૂડીઆએ કહ્યુ

કુસુમાવતીએ તેને ઘણુએ સમજાવ્યો છેવટે તેની ખાત્રી થઇ ચૂકી કે શયતાન સમજનાર નથી બસ હવે થાય તે ખરૂ પાપી પણ શુ જાણશે કે તેને એક બહાદુર બાળા સાથે પ્રસગ પડયો હતો ? પાપીને પાપની શીક્ષા જરૂર થવી જોઇએ."

આમ વિચારતી કુસુમાવતીએ કર્કશ અવાજે પાપી પ્રત્યે કહ્યુ; "બસ હવે તારા મ્હોતની ઘડીયો ગણાઇ ચૂકીછે. તારા જેવા શ્વાન વૃત્તિના નરાધમનુ જીવન આ જગતમા નકામુ છે. પિશાચરાજ! તારા પાપની સીમા નથી તારો પાપકુભ સપૂર્ણ ભરાઇ ચૂકયો છે.

નરાધમ નીચ ગોઝારા, ઘણાંને દુઃખ દીધા છે,
બિચારી આર્યબાળાના, શીળો ત્હેં નષ્ટ કીધા છે.
થયા સૌ પાપ તે પૂરા હવે અજામ આવ્યો છે,
વિચારી લે પાપ ત્હારા સૌ હવે તુજ કાળ ખુટયો છે"

વાસુદેવ દારૂની ધુનમા બકી ઉઠયો; "મ્હોતની પરવાહ નથી. પરવાહ ફક્ત તુજ દિલદારની; હઠીલી,

અભિમાની અરે અબળા, બધો બકવાદ ત્યાગી દે,
સુખોની આશ રાખીને, જીગરનો પ્રેમ જોડી દે.
નથી હું કાળથી કપતો, નથી હુ નર્કથી બ્હીતો,
જગતના લોક છે મૂર્ખા, ન હુ કોથી કદી ડરતો"

કુસુમાવતી ઇશ્વરે મૂકેલા ગયબી બળથી કપવા લાગી તેની આખ્યોમાથી ખૂન વરસતું જણાયુ આખ્યો લાલચોળ બની ઉગ્ર ભાસતી કુસુમાવતી ભયાનક અવાજે બોલી, " નીચ !

નથી હું રંકની બાળા, સિંહણ સુતા ગણી લેજે,
ધર્યો છે ગર્વ તે દિલમા, હવે સૌ તે ત્યજી દેજે;
ઉતરશે કોપની જ્વાળા, મહા ઉત્પાત તો થાશે,
દુખીના શ્રાપથી પાપી, જીવન તુજ ખાક થઇ જાશે

ચાલ, ચાલ, ઓ અભાગીયા ! તૈયાર થા. આ શક્તિનુ ખપ્પર તારા લોહીથી ભરવા દે” ચંડીકા સમાન ભાસતી કુસુમાવતીએ સોડીઆમાથી છરી કાઢી વાસુદેવ તરફ ધસારો કર્યો બસ એકજ પળ વાસુદેવનુ આવી બન્યુ, પણ હજી તેના ભાગ્યમા ભયાનક યાતનાઓ સહન કરવાનુ લખાએલુ હોવાથી શાન્તિએ તેને પાછળથી ખેચી લીધો છરીનો ધમારો હાથપર થયો લોહી નીકળ્યુ વિક્રાળ વાઘણ માફક ઝનુની બનેલી કુસુમાવતીની રૌદ્રમૂર્તિ નિહાળતાજ બન્ને ગભરાયા અને મરણના ભયે વિજળી વેગે દોડી નીચે ઉતરવા લાગ્યા આખ્યોમાથી આગ વરસાવતી અને લોહી નિહાળી ક્રોધાક્રાન્ત બનેલી સતી બાળા રાક્ષસોનો વધ કરવા બન્નેની પાછળ દોડી પાપીઓ કાળ નજીકમા છે જાણી કંપ્યા અને નીચે ઉતરી તાળુ ઉઘાડી બહાર નીકળી રસ્તે પડયા કુસુમાવતી પાપીઓને ઉભા રહેવા, તેમની ઇચ્છા પૂરી કરવાના પોકાર પાડી રહી તેનો અવાજ સાભળી વૃદ્ધ પાદરી અને બીજા જનો બહાર દોડી આવ્યા અને આશ્ચર્યતાથી સઘળુ દૃશ્ય અવલોકી રહ્યા. નરાધમો નાશી ગયા. પાદરીએ કુસુમાવતી પાસે આવી તેનુ શાન્તવન કર્યુ. માથે લોહી ચઢવાથી કુસુમાવતીને ચક્કર આવ્યા અને અલ્પ સમયમાજ તે બેશુદ્ધ બની દયાળુ પાદરી અને તેના માણસો કુસુમાવતીને ઉપાડી બગલામા લઇ ગયા

---

## ૨૬

## અસ્હાય અબળા

> દુખીઆ જન ધિરજ ધરો, ધીરજથી સુખ સૌ હોય,
> માળી સીંચે જળ ઘણુ, પણ ઋતુ વિણ ફળ નવ હોય



દુનિયાની દષ્ટિએ જોતા જગતમા સદાચરણી જનો સંકટ સહન કરતા નજરે પડે છે ઇશ્વરના દરબારનો એ કંઇક અવનવો ભેદ હોવો જોઇએ. વિદ્વાનો અને શાસ્ત્રકારો કથે છે કે પ્રભુ તેના વ્હાલા –સત્યપ્રેમિ સજ્જનોને સકટ રૂપી કસોટીએ કસે છે, અને એ કષ્ટ-મય કસોટીમાથી પૂર્ણપણે પાર ઉતરનારને અક્ષય સુખના ભોક્તા બનાવી પોતાના સાચા ભક્ત માને છે અનેક મહાન પુરૂષો જેવા કે, સુદામ–નરસીંહમ્હેતા–હરીશ્ચદ્ર–નળરાય–પ્રતાપસિહ વગેરે દુખરૂપી અગ્નીમા હોમાઇનેજ વિભુકૃપાએ મહાન પુણ્યશાળી પ્રતાપી બન્યા હતા તાત્પર્ય એજ કે કષ્ટને ઇશ્વરના ઘરની કસોટી સમજી પોતાને દુખી સમજનારા જનોએ સસારમા સકટોની સામા અચળ પ્હાડની માફક ઉભા રહી જગતના ધૈર્યવિહિન–અશ્રદ્ધાળુ જનોને સત્યના પરીપાલનનુ જવલત દ્રષ્ટાત દેખાડવુ જોઇએ. પતીત પતિના પનારે પડેલી પવિત્ર પ્રેમદા ગુણવતી કુટિલ કાન્તિના અધમ આચરણોથી દુખના દરિયામા ડુબી અને એક નરાધમના અનાચારના અખાડાની અદગ એકાન્ત વાસમા પૂરાઈ–કેદ થઇ. કાન્તિ અમૂક દિવસમા આવવાનુ અસત્વ સમજાવી ચાલ્યો ગયો હતો ગુણવતી આતુર હૃદયે પતિના પાછા પધારવાની રાહ જોઈ રહી પણ કાન્તિ ક્યા પાછો આવવાને ગયો હતો? દિવસો વિત્યા.

મહિનો પૂરો થયો ગુણવતીની આશા નિરાશામા બદલાઇ પવિત્ર આખ્યોએ અનેક અનાચાર--અત્યાચાર નિહાળ્યા. ગુણવતી વ્યાકુળ બની પોતે ક્યા અને કેવી સ્થિતિમા સપડાઈ છે તેનુ તેને પૂરેપુરૂ ભાન થયુ ગુણવતીનું હૃદય પ્રભુને પોકારી રહ્યુ પાપી પતિને આવુ પૈશાચિક પાપકર્મ કરવાને તેનુ મન ઠપકો આપવા લાગ્યુ આવી અસ્વસ્થ દશામા જ મદાધ મુળચદે ગુણવતી પાસે આવી સઘળી વાતનો ખુલાસો કર્યો અને પછી પોતાની પાપમય આજ્ઞા-ઇચ્છાને વગર વિલબે અંગિકાર કરી તે પ્રમાણે વર્તવાની તાકીદ કરી. ગુણવતી પાપીની આજ્ઞા અને ઇચ્છા જાણતાજ કપી ઉઠી. તેનું મન મરણના જાપ જપી રહ્યુ; પણ ત્હોત ક્યા દયાના ગુણવાળુ હતુ કે જેથી તે ગુણવતીને આ દુખદ સ્થળેથી મૂકત કરી શકે ? ગુણવતીને મૂકત થવાનો એક પણ માર્ગ જણાયો નહિ છેવટે તેણે કઇક વિચાર કરી તે પાપના પુતળાને જણાવ્યુ કે, "થોડાક મહિનાથી મેં એક વ્રતનો આરભ કર્યો છે તે વ્રત આવતા મહિનાની આખરે પૂર્ણ થશે, એ પછી હું આપની દરેક આજ્ઞાઓનું પ્રતિપાલન કરીશ." વગેરે કહી ગુણવતીએ મીઠા શબ્દોનો પ્રયોગ આગળી પાપીને ઉચો ચઢાવી ખૂબ સમજાવ્યો. અણી ચૂકયુ સો વરસ જીવે આવતી કાલની, અરે એક પળ પછીની પણ કોને ખબર છે ? આવા વિચારથીજ ગુણવતીએ હિમત ધારણ કરી એ દુષ્ટની સાથે દાવ ખેલવા માડયો આવી રૂપાળી રમણીથી ધનનો ઢગલો ધસડાઇ આવશે અને પોતાની પાપવાસના પણ પૂર્ણ થશે, આવી અધમ આશા-ઇચ્છાને તેના કુટિલ મનમા સ્થાન આપતા નાયતાને ગુણવતીની પ્રાર્થના તરતજ માન્ય કરી તેણે તેના તાબાની દરેક અભાગી અબળાઓને આજ્ઞા કરી કે દરેકે ગુણવતીનુ

માન જાળવવુ અને તેની આજ્ઞા-ઇચ્છાને અનુસરવુ ગુણવતી પતિત પિશાચિની નારીઓની માનીતી બની અધમના અવતાર મુળચદે આ પછી કઇક વિચાર કરી ગુણવંતીપર પોતાનો દાબ બેસાડવાને એક યુક્તિ યોજી દુ ખથી ત્રાસેલી બે અબળાઓનો કઇક અપરાધ થતા હાથપગ બાધી તેમને એક ઓરડામા પૂરી ગુણવતી અને અન્ય નારકી નારીઓને આ દ્રશ્ય નિહાળવાને ત્યા એકત્ર કરવામા આવી રાક્ષસ સ્વરૂપ મુળચદની આજ્ઞાથી એક ભયાનક દેખાવના પ્રચડ પઠાણે તે બન્ને અભાગિ અબળાઓની પીઠપર ચામડાની ચાબુકોના સપાટા લગાવવા શરૂ કર્યા બધિવાન અબળાઓની પીઠપર ધડાધડ પડતી ચાબુકો, કારમી ચીસો અને વેદનાઓથી હૃદય દ્રાવક દેખાવ બની રહ્યો પત્થર હૃદયનો મુળચદ ખુશ-ખુશાલ ચ્હેરે એ કરપીણ દ્રશ્ય જોઇ રહ્યો ત્યા એકત્ર થએલી અબળાઓ પણ ભયભીત બની બળાત્કારે એ દેખાવ અવલોકી રહી ગુણવતીએ તેના જીવનમા આ પ્રસંગ પ્રથમજ અવલોકયો. રાક્ષસી પ્રભાવ જોતા જ ગુણવતીની આખ્યોએ અધારા વળ્યા, તે નીચે બેસી ગઇ બાદ એ સ્ત્રીયો બેશુદ્ધ થતા આ દેખાવની પૂર્ણહુ તી થઈ મુળચદ અને પઠાણ ચાલ્યા ગયા માર્થી બેભાન બનેલી અબળાઓની સારવાર કરવાનુ કામ ગુણવતી અને અન્ય સ્ત્રીઓને કરવાનું હોવાથી સત્વળા એ કાર્યમા પ્રવૃત્ત થયા ગુણવતીની હૃદય વેદનાનો પાર ન્હોતો તે આ નરકાગારમાથી જીવના જોખમે પણ છૂટવાને ઇચ્છતી હતી તેણે હિ મત નહિ હારતા થોડા દિવસમા તો ત્યાની અધમ અબળાઓને મીઠા શબ્દો-ઉપદેશ-આશ્વાસન વગેરેથી પોતાને અનુકૂળ બનાવી લીધી દરેક સ્ત્રીયો ગુણવતીને પતિતપાવન દેવી સમજવા લાગી ગુણવતીએ દરેકને પાપાચાર-ત્રાસમાથી છોડાવવાનો નિશ્ચય કર્યો ગુણવતીના સહવા-

સથી અને નિરંતરના સદ્બોધથી પાપગામિની બનેલી અબળાઓએ હવે પછી પાપાચારમાં પ્રવર્ત્ત નહિ થવાની પ્રચંડ પ્રતિજ્ઞાઓ કરી. અને એ સાથે સૌએ એ પણ નિશ્ચય કર્યો કે આ ભિષણ સ્થાનેથી છૂટયા બાદ એક આશ્રમ સ્થાપવો અને ત્યાં રહી સાદુ જીવન ગુજારવું, રેંટીયો ચલાવી પેટ પોષવું અને પતિત સ્ત્રીયોના ઉદ્ધારનું કાર્ય આરંભવું આ નિશ્ચય અને પ્રતિજ્ઞાઓ ગુપ્ત રાખવાનું ગુણવતીએ સૌને જણાવ્યું નારકી નારીયો આ પિશાચખાનેથી છૂટવાને વણીજ આતુર હતી આ પાપસ્થાને તેમની પર ઘણા સીતમો ગુજરતા ત્રાસ-માર-જુલ્મથી અનેક નિર્ભાગી નારીયો મરણને નળી ચૂકી હતી ગુલામી દશા ભોગવતી અને બળાત્કારે પાપાચારમાં પડેલી અબળાઓ દુઃખથી મુક્ત થવાને પ્રભુને પોકારતી ગુણવતીએ આ સ્થાનેથી છૂટવા અને સાથેની અબળાઓને છોડાવવા ઘણા વિચાર-તર્ક કરી જોયા, પણ તેને એકે રસ્તો માલમ પડી આવ્યો નહિ આ પાપસદન એવા સ્થાને આવેલું હતું કે આ સ્થળે ખૂન થાય અગર ગમે એવા ગજબ જુલ્મો ગુજરે તદપિ કોઇને કદી પણ ખબર પડે નહિ ગરીબ-નિરાધાર ગુલામડીઓની પીઠપર ચાબુકો મારી ચામડી ચીરી નાખવાના બનાવ તો સાધારણ અને નિરંતરના હતા. આવી અબળાઓપર દેખરેખ રાખવાનો અધિકાર પઠાણ લોકોનો હતો દૈત્ય જેવા દેખાતા જંગલી પઠાણો પાપસદનની આસપાસ ફરતા અને પિંજરામાં પૂરાએલા પંખીઓ સમાન પાપી અબળાઓની પર નજર રાખતા કોઇ પણ રસ્તો યા યુક્તિ નહિ જડવાથી ગુણવતી વ્યાકુળ બની પોતે જણાવેલી મુદત પાસે આવતી હતી જેમ જેમ દિવસો વિતતા તેમ ગુણવતીના ગભરાટનો પાર ન્હોતો પોતે જણાવલો સમય પૂર્ણ થતા પહેલા આ અધમ સ્થાનેથી નીકળી

જવુ યા મરીને ભ્રષ્ટાચારમાથી છૂટવુ એવા નિશ્ચયપર ગુણવતી આવી હતી. દુખમાથી મૂક્ત થવાને તે પ્રતિપળે પ્રભુને પોકારી રહી હતી છેવટે બે દિવસ બાકી રહ્યા શુ મારે પતિત- ભ્રષ્ટા થવુ પડશે? ઓ પ્રભુ ! બચાવો. આ દીન- હીન અબળાપર આવા જુલ્મ શા? ગુણવતી ઉંડા વિચારમા ડુબી ગત્રિ પડી ચૂકી હતી પિનાચિનીઓ પાપમાર્ગે ગમન કરી પૈસા પ્રાપ્ત કરવાની તૈયારીઓ કરી રહી હતી ભ્રુનડીઓ- ડાકણ સમાન જણાતી અને ચેપી રોગથી શખણી સ્વરૂપ થએલી કુરૂપ કુટિલાઓ મુખને સુદર શોભાવવાના પ્રયોગ આગળી રહી હતી આજે અને આ સમયે જ ગુણવતીએ ગમે એ જોખમે બહાર નીકળી જવાનો નિશ્ચય કર્યો હતો પોતાનો આ નિશ્ચય તેણે ફક્ત બેજ સ્ત્રીઓને જણાવ્યો તે બન્ને સ્ત્રીઓને પણ પોતાની સાથે લેવાનો તેણે નિશ્ચય કર્યો શી રીતે જવુ ! કોને આશરે જઇ ગ્હેવુ વગેરે વિચાર કરતા ગુણવતીને કંઇક યાદ આવ્યુ કે જેથી તે નિગશ બનેલી બાળા આશામય બની તેની તુટેલી હિમત મધાઇ શરીરમા નવુ જોર આવ્યુ. જો પોતાની આશા ફળે તો દરેક અબળાઓ છૂટે અને પાપીઓનો નાશ થાય ગુણવતી તત્કાળ પોતાના ઓરડામા આવી અને કપડા ભરવાની પેટી ઉઘાડી કંઇક ખોળવા લાગી છેવટે પહેરવાના કબજામાથી તે જે વસ્તુ ખોળતી હતી, તે વસ્તુ તેને મળી આવી ગુણવતીને હિમત અર્પનાર તે ચીજ અન્ય કંઇ નહિ પણ પેલુ વિઝીટીંગ કાર્ડ હતુ, કે જે તેને સુરેશે આપતા કહ્યુ હતુ કે, " જ્યારે તુ દુઃખમા હોય અગર જ્યારે મારી મદદની જરૂર પડે ત્યારે આ કાર્ડ તુ ગમે એ સરકારી માણસને બતાવજે કે જેથી તને મારો મેળાપ થશે. " ગુણવતીને એ સઘળો પ્રસગ યાદ આવ્યો. સુરેશની શાન્ત ગભીર મુખાકૃત્તિ નજર સમિપ ખડી થઇ.

અને ગુણવતી પ્રભુનુ સ્મરણ કરી ઉભી થઇ સાથે જવા તત્પર બનેલી બે અબળાઓને આસપાસ તપાસ કરવા મોકલી થોડીવારમાજ તે બન્ને બાઇઓએ આવીને જણાવ્યુ કે સુળચદ આજના ફાસ્ટમા સુરત ગયો છે અને પઠાણો પણ સીનેમા જોવા ગયા છે મકાનની પાછળના દરવાજે એક ઘરડો પઠાણ બેસી રહ્યો છે માટે આપણે હવે ચાલો આ આગળના રસ્તે થઇને જ નીકળી જઇએ તરતજ ગુણવતી સાથેની બે સ્ત્રીયો સાથે ત્યાથી બહાર નીકળી. ચાલમા રહેતી અબળાઓ રાત્રિના વ્યવસાયમા રોકાએલી હોવાથી ગુણવતી વગેરેના જવાની કોઇને ખબર પડી નહિ દૈવે આ ગરીબ પવિત્ર પ્રેમદાને સઘળુ અનુકૂળ કરી આપ્યુ હોય એમ સમજાતુ હતુ ગુણવતી તેની સાથેની સ્ત્રીઓ સાથે એ શયતાન સ્થાનમાથી સુખરૂપ બહાર નીકળી તેનો વિચાર કોઇક પોલીસ-સિપાહીને મળી સુરેશની ખબર મેળવવાનો હતો તેની સાથેની બે બાઇયો કે જેમના નામ ચદા અને શ્યામા હતા; તેમાની ચંદા ચાલાક હતી તેણે પોલીસ ચોકી જોઇ હતી તેઓ પોલીસચોકી આગળ આવ્યા એક સિપાહી પહેરાપર હતો ચોકીની અદર એક યુરોપીયન સારજટ બદુકની નળી સાફ કરી રહ્યો હતો વિજળીના દીવા માર્ગપર પ્રકાશી રહ્યા હતા પહેરાપરનો સિપાહી ત્રણ અબળાઓને પોતાની નજર આવેલી જોતા જ ચમક્યો તેણે ધારી ધારીને તે અબળાઓ સામે જોયુ તેણે તરતજ આ સ્ત્રીયોને ઓળખી. સુળચદ તેનો મિત્ર હતો એ મિત્ર તરફથી આ સિપાહીને સારી બક્ષીસો મળતી. આ સ્ત્રીયો નાશી આવેલી છે એમ સમજી તેણે બીજા બે સિપાહીઓને તે બોલાવી ત્રણે સ્ત્રીયોને સુળચંદના મકાને પાછી લઇ જવાની સૂચના કરી ગુણવતી વગેરે ગભરાયા ગુણવતીએ પોતાને બચા-

વવાની ઘણી વિનતિ કરી, પણ દૈત્યના દોસ્ત રાક્ષસના કાતીલ હૃદયમા એ વિનતિ કેવી રીતે અસર કરી શકે? પેલા બે સિપાહીઓ ગુણુવતી–ચદા–શ્યામાને પાછા ચાલવાનુ કહેવા લાગ્યા.પણ તેમનુ સાભળેજ કોણ? છેવટે એક સિપાહી પઠાણોને બોલાવવા દોડયો. લાચાર અબળાઓ ગભરાઇ અને પોતાની આસપાસ ઉભેલા શયતાનના સાથીઓને હૃદયભેદક આજીજીઓ કરવા માડી. થોડીવારમાજ પેલો ગએલો સિપાહી બે પઠાણો સાથે ત્યા આવ્યો ગુણુવતી–ચદા શ્યામાને જોઈ પઠાણોનો પિત્તો ખસ્યો તેમની આખ્યો ખૂની બની તેમણે બુલદ અવાજે તે ત્રણે બાઈઓને પોતાની સાથે ચાલવાનો હુકમ કર્યો. થરથર ધ્રુજતી ત્રણે અબળાઓ ત્યાથી લગીર પણ ખસી નહિ. પઠાણો હાથ પકડવા આગળ વધ્યા, પણ એ પહેલાજ ગુણુવતીએ હિમત એકત્ર કરી મોટા અવાજે તેમને આગળ વધતા અટકાવી સિપાહીઓ પ્રત્યે કહ્યુ, " તમે સરકારનો પગાર ખાવ છો તમારૂ કામ અમારા જેવી અસહાય અબળાઓને બચાવવાનુ છે; પણ તમે તેમ નહિ કરતા શયતાનના સાશ્રિતો બન્યા છો ધિક્કાર છે પાપીયાઓ તમને?" ગુણુવતી વધુ કઇ બોલે એ પહેલાજ એક પઠાણે તેનો હાથ પકડયો. બાકીના પઠાણે અને સિપાહિએ ચદા–શ્યામાને પકડયા. ત્રણે બાઇઓ નીચે બેસી ગઈ અને કરૂણ અવાજે મદદની બૂમો પાડવા લાગી પઠાણો આ બાઇઓને મારવા ઘસડવા લાગ્યા. રસ્તે જનાર આવનાર લોક ટોળે મળ્યા પણ એકે મર્દ બચ્ચો આ કમનશીબ નારીયોને છોડાવવા–બચાવવા મયદાને ન પડયો. છેવટે બદુકની નળી સાફ કરનાર અંગ્રેજ સારજટ ધાધલ–તોફાન સમજી બહાર દોડી આવ્યો. સ્રીયો પ્રત્યે માનની દૃષ્ટિએ જોવાની પડેલી ટેવથી આ અબળાઓપરના અત્યાચારથી

અગ્રેજ બચ્ચાનુ લોહી ઉકળી આવ્યુ તેણે બાઇઓની નજીક જઇ પઠાણોને દૂર કર્યા સિપાહીયોના હાજા ગગડી ગયા ગુણવતી તેના પગે પડી અને પોતાની પાસેનુ પેલુ કાર્ડ તેના હાથમા આપ્યુ. સારજટ કાર્ડમાનુ નામ વાચતાજ ચોકયો અને ક્ષણભર ગુણવતી તરફ જોઈ રહ્યો. એવામા બે પઠાણોએ કઇક મસલત કરી નોટોનુ એક નાનુ બડલ સાહેબની સામે ધર્યું જાતવાન અંગ્રેજ સારજટ રક્ત નેત્રે પઠાણો સામે જોઈ ડેમ-રાસ્કલ-ફુલ-લાય દેને આયા હૈ વગેરે કહી તેણે સિપાહીઓને તે બન્ને બદમાસોને પકડી લેવાનો હુકમ કર્યો. પઠાણોના પાપી કામના ભાગીદાર મિત્રોએ તત્કાળ જુની મિત્રાચારી ત્યાગી પઠાણોને હાથકડીયો પહેરાવી. સારજટે સિપાહીઓને પણ ખુબ ધમકાવ્યા સિપાહીઓ પસ્તાયા, પણ તેમનો એ પશ્ચાતાપ સરકારી નોકરીના મોહથી સ્મશાન વૈરાગ્ય સમાન હતો સારજટ એક વિકટોરીઆમા ત્રણે બાઇઓને બેસાડી એક ભવ્ય મકાન આગળ આવ્યો ગુણવતી ચદા-શ્યામા ગાડીમાથી નીચે ઉતરી સારજટની સાથે તે મકાનમા પ્રવેશ્યા. એક સુશોભિત દિવાનખાનાના દ્વાર પાસે એક પટાવાળો ઉભો હતો. સારજટે તેને કઇક કહ્યું કે જેથી તે તરત અંદર ગયો અને થોડીવારમા જ એક પ્રભાવશાળી યુવકની પાછળ બહાર આવ્યો. આ યુવક તે સુરેશ હતો સારજટે તેને સલામ કરી ગુણવતીએ આપેલુ કાર્ડ બતાવ્યુ સુરેશે પોતાનુ આપેલુ કાર્ડ ઓળખ્યા થોડીવાર તે કાર્ડ સબધી વિચાર કર્યો. તરત ગુણવતીના ઘરનો પ્રસગ યાદ આવ્યો તેણે પ્રેમથી ગુણવંતીને બોલાવી એક ભાઇની આગળ જેમ બ્હેન રડી પડે એ પ્રમાણે ગુણવતી હૃદય દુઃખના ઉભરાથી સુરેશના પગ આગળ બેસી જતા રડી પડી. સુરેશે તેને આશ્વાસન

આપ્યુ બાદ સુરેશના પૂછવાથી ગુણવતીએ પોતાની તમામ કષ્ટ કથા તેને વિદિત કરી. સુરેશ કપ્યો. તેણે મનથી કાન્તિને ધિક્કાર્યો. આ પછી સુરેશે પેલા સારજટ તથા ચદા-શ્યામાને કેટલાક પ્રશ્ન પૂછી અનાચારના અખાડા સબધી માહિતી મેળવી લીધી તેણે સારજટને આવુ શુભ કાર્ય કરવાને માટે ધન્યવાદ આપ્યો અને પછી તેને કેટલીક ખાનગી સૂચનાઓ આપી વિદાય કર્યો ગુણવતી શ્યામા અને ચદા ત્યા રહ્યા થોડા દિવસ બાદ પેલા સારજટે સિપાહીયો સાથે મુળચદના રહેવાના સ્થળે ઘેરા ઘાલ્યો અને ત્યાથી મુળચદ તથા તેના સાગ્રીતોને પકડી ચત્રભુજ બનાવ્યા આ બદમાસો પર કોર્ટમા કેસ ચાલ્યો અને પરીણામે દરેક પાપાત્માઓને ભારે સજાઓ થઇ. અનાચારના અખાડામાની અધમ અબળાઓ મુક્ત થઇ સેવાશ્રમમા જોડાઇ ગુણવતી-ચદા શ્યામા આશ્રમમા રહ્યા હતા સૌન્દર્યવતી ગુણવતીને મળી. તેણે તેના પાપનો પુષ્કળ પસ્તાવો કર્યો ગુણવતીએ તેને અને અન્ય પતિત સ્ત્રીઓને શિયળ-નિતી વગેરેના જ્ઞાનનો અસરકારક ઉપદેશ કર્યો કુટિલ નારીઓએ પુષ્કળ પશ્ચાતાપ કરી હૃદયની શુદ્ધિ કરી અને પછી દુ.ખી-અનાથ વગેરે જનોની સેવા સ્વીકારી પાપી જીવનની શુદ્ધિ કરવા માડી અનાથાશ્રમમા રહેતા સ્ત્રીપુરૂષો ગુણવતીને પોતાની માતા અગર બ્હેન સમાન માનવા લાગ્યા સુરેશ દર અઠવાડીએ અનાથાશ્રમની મુલાકાત લેતો અને ગુણવતીના કાર્યની પ્રશસા કરી પોતાનો સતોષ જાહેર કરતો.

* * * * *

આ ઘટના બન્યા પછી કાન્તિ મુબાઇમા આવ્યો અને મુળચદના મકાને ગયો. પણ મુળચદનો મેળાપ તેને ક્યાથી થાય ? સઘળી બીના કાન્તિના જાણવામા આવી. તેના દુઃખનો પાર રહ્યો નહિ. તેણે ગુણવતીની ઘણી તપાસ કરી પણ તેને કાણુ ખબર આપે ?

કાન્તિ નિરાશ બન્યો અને પછી મલ્લરાજે આપેલા નોટ વટાવવા એક વેપારીની પેઢીપર ગયો. વેપારીએ નોટો હાથમા લઇ તપાસવા માંડી. નોટો ખોટી-બનાવટી હતી વેપારીએ નોકરને દોડાવી સિપાહી-ઓને બોલાવ્યા. સિપાહીઓએ નોટો કબજે કરી કાન્તિને બંધિવાન બનાવ્યો.કાન્તિએ ઘણું કલ્પાત કર્યું પોલીસ લોકોએ તેને ન્યાયાલયમા ઉભો કર્યો કાન્તિએ ન્યાયાધિશની સમક્ષ હાથ જોડી પાપનો એકરાર કરતા ઘણી આજીજી કરી. ન્યાયાધિશે તેની દયા આણી લાબી મુદતને બદલે છ માસની સખ્ત મજુરી સાથેની સજા કરી કાન્તિ જેલમા ગયો વર્તમાન પત્રોમા આ વાત આવી સુરેશે ગુણવતીને ખબર આપી ગુણવતીનુ હૃદય દયાથી દ્રવ્યુ. તેણે સુરેશની સાથે જેલખાને જઈ કાન્તિની મુલાકાત લીધી એક જાળીમા ઉભા રહી કાન્તિએ અશ્રુપૂર્ણ નયને પુષ્કળ પશ્ચાતાપ કરી ગુણવતીના ક્ષમા યાચી ગુણવતી તેનુ શાન્તવન કરી સુરેશ સાથે પાછી ફરી. આ પછી મુદત પૂરી થતા કાન્તિ બધીખાનેથી છુટયો. સખ્ત મજુરી-માર અને પશ્ચાતાપથી કાન્તિ હવે પૂરેપૂરો બદલાઇ ગયો હતો તેણે આ સઘળાનુ કારણ મલ્લરાજને માની તેનો વિનાશ કરવાની મન સાથે ભિષણ પ્રતિજ્ઞા કરી. કાન્તિ અનાથાશ્રમમા આવી ગુણવતીને મળ્યો સુરેશે તેને ઘણી શીખામણ આપી અને પછી તેની હવે શુ ઇચ્છા છે એમ પૂછયુ કાન્તિએ સુરેશના કાનમા ધીમેથી કઇક ગુપ્ત વાત કરી, કે જેથી સુરેશ ચોકયો અને વિસ્મયતાથી કાન્તિના વદનને નિહાળી રહ્યો. કાન્તિએ બીજી કેટલીક વાતો કરી અને પછી સુરેશ તથા ગુણવતીને મળી તેણે ત્યાથી ગમન કર્યું. તે ક્યા ગયો તેની કોઇને ખબર પડી નહિ કાન્તિ ગયો, કોઇક મહાન કાર્ય કરવાનો નિશ્ચય કરી ચાલતો થયો.

## ૨૭

## બાપ કે સાપ ?

† Each man is own absolute law giver decree of his reward or punishment, dispenser of glory or gloom to himself

---

આજે વામનરાયપર મુબાઇથી એક પત્ર આવ્યો હતો.તે પત્ર પેલા નામધારી શ્રીમાન મહારાજનો હતો. તેમા તેણે કેટલીક બાબતોને અંતે જણાવ્યુ હતું કે,"આ પત્ર મળતાજ તમારે ઇંદિરાને લઇ મુબાઇ આવવુ. હું લગ્નની સઘળી તૈયારી કરી રાખીશ આટલી બધી ઉતાવળ કરવાનું કારણ એજ છે કે મારે કેટલાક અગત્યના કારણસર આવતા અઠ્ઠવાડીયામા ઉપડતી મેલસ્ટીમરમાં જર્મની ઉપડી જવાનુ છે. જો હું ત્યા નથી જતો તો મને લાખ્ખો પાઉંડનું નુકશાન થાય એમ છે, માટે મારો વિચાર તરતમા લગ્ન કરી ઇંદિરા સાથે જર્મની જવાનો છે આથી વગર વિલબે તમે અને ઇંદિરા અત્રે આવશો એવી મારી નમ્ર વિનતિ છે" પત્ર વાચી વામનરાય વિચારમા પડયો તેની ઇચ્છા પોતાને ઘેર લગ્ન કરવાની હતી; પણ મહારાજને એકાએક જર્મની જવાનુ જાણી તેણે છેવટે ઇંદિરાને લઈ મુબાઇ જવાનો નિશ્ચય કર્યો તેણે પત્નિને બોલાવી પત્રની બીના જણાવી શેઠાણીએ પણ તરતમા મુબાઇ ઉપડી જવાનું જણાવી જવાની તૈયારી કરવા માડી વામનરાય દિવાનખાનામા જઇ એક ઝુલતી ખુરશી પર આડો પડયો અને પછી તેણે ઇંદિરાને પોતાની 'પાસે' બોલાવી કહ્યુ.

---

† દરેક મનુષ્ય પોતાના ભવિષ્યનો નિયતા છે પોતાને શિક્ષા આપનાર કે બદલો આપનાર પોતે છે, તેમજ પોતાને આનદ કે વિષાદ ઉપજાવનાર પણ પોતે જ છે

" ઈંદિરા ! આપણે આવતીકાલના મેલમા મુબાઈ જવાનું છે "

" ત્યા શુ કામ છે પિતાજી ? " ઈંદરાએ નમ્ર અવાજે પૂછ્યુ

" પેલા શ્રીમાનનો આજે પત્ર આવ્યો છે." વામનરાયે કહ્યુ

" શુ પેલા મહારાજનો ? " ઈંદિરાએ કંઇક ગભરાઇટથી પૂછ્યુ.

" હા, પણ તેનું નામ મહારાજ નથી; પરતુ તેનુ ખરૂં નામ તો મધુસુદન છે. "

" પત્રમા તેણે શુ લખ્યુ છે ? " ઇંદિરાએ વિચારવશ થઇ પૂછ્યુ.

" તેને એકાએક જર્મન જવાનુ થયુ છે તેથી તેણે તરતમા લગ્ન કરી નાખવાનો આગ્રહ કર્યો છે વળી તે તને પણ તેની સાથે જર્મની લઇ જવાનો છે આ કારણથી જ આપણે કાલે રાતના મેલમા મુબઇ જવાનું નક્કી કર્યું છે. "

" ત્યારે શુ તમે મને તેની સાથે જ પરણાવશો ? " ઇંદિરાએ ગમગીન થઇને પૂછ્યુ.

" હા, કારણ કે એવો શ્રીમાન–ખાનદાન યુવાન ભવિષ્યમા બીજે કયાઇ પણ મળી શકે એમ નથી બેટા ! તું તેની સાથે પરણવાથી ઘણીજ સુખી થઇશ ' વામનરાયે ઈંદિરાના સામે જોઈ રહેતા કહ્યુ.

" પિતાજી ! તમે મને સુખી કરવા નથી ઇચ્છતા; પણ દુઃખના દરીયામા ડુબાવવા તૈયાર થયા છો. તમે જેને શ્રીમાન–ખાનદાન માનો છો; તેને હું નરાધમ–શયતાન સમજુ છુ. બાપુ ! તમે તેનાથી ઠગાયા છો. તેણે તમને ભોળવ્યા છે તે એક ભયંકરમા ભયકર માણસ છે. તમે ભ્રાન્તિમા ભૂલીને જ તેને સારો માણસ સમજો છો. પિતાજી ! વિચારો, પાછળની વિમાસવુ પડશે." ઇંદિરાએ દુઃખપૂર્ણ અવાજે કહ્યુ.

" મે તેની પૂર્ણ પરિક્ષા કરી જોઇ છે. તે મારી તપાસ–

પરિક્ષામા સંપૂર્ણ લાયક નિવડયો છે અને તેથીજ મેં તેની સાથે તારા લગ્નનું નક્કી કર્યું છે. ઈંદિરા! તું લોકોની વાતો સાભળીનેજ તે ખાનદાનના નબીરાને નરાધમ માને છે. બાકી તે એવો નથી એની તું પૂરેપૂરી ખાત્રી રાખજે."

"તે નપિશાચના પાપી મનની મને પૂરેપૂરી ખાત્રી થઇ ચૂકેલી છે. પિતાજી! પ્રભુને ખાતર, અરે તમારી આ રંક પુત્રીને ખાતર પણ તમે તમારો વિચાર ફેરવો મારી મરજી તેની સાથે પરણવાની નથી. બાપુ! હું તમારા પગે પડુ છુ." ઇંદિરા બેહાથ જોડી ઘુટણે પડી.

વાંમનરાય ચિડાયો. તેણે ગુસ્સામય અવાજે કહ્યું; "છોકરી! તું ઘણી દોઢડાહી છે. મારે તારી સલાહની જરૂર નથી મે જે નિશ્ચય કર્યો છે તે બરાબર જ છે તારે તેની સાથેજ પરણવુ પડશે."

"પિતાજી! પરીણામ સારૂં નહિ આવે?" ઈંદિરાએ ઉભા થતા કહ્યુ.

"તે મારે જોવાનું છે."

"પણ મારી ઇચ્છા તેને પરણવાની નથી." ઈંદિરાએ સ્પષ્ટ જણાવી દીધુ

"આ બાબતમા તારી ઇચ્છાની કદાજ જરૂર નથી."

"હું મારા અંતરાત્માની ઇચ્છા મુજબજ વર્તીશ"

"હું તને બળાત્કારે પરણાવીશ."

"તેમ કરતા વિમાસવુ ના પડે તેનો ખ્યાલ કરજો."

"ઇંદિરા! ઉદ્ધત ન થા, ભવિષ્યમા ઘણી દુઃખી થઇશ"

"એક પળ પછી શુ થશે તેની કોને ખબર છે?"

"મારી ઇચ્છાને આધિન થા, નહિતો હયરાન થઈશ."

"મારા નિશ્ચયને માટે હું સઘળુ સહન કરીશ."

"ચૂપ થા, તારે મારી આજ્ઞાને તાબે થવુ પડશે" વામનરાયે નિશ્ચયાત્મક અવાજે કહ્યુ

ઇંદિરાની આખ્યોમા અશ્રુ ઉભરાયા. તે જાણે તેના બાપને ઠપકો આપતી–વિનવતી હોય એવી નજરે તેણે વામનરાય સામે દૃષ્ટિ કરી કહેવા માંડયુ; "પિતાજી ! બાપુ ! શામાટે તમે આવુ ભયાનક કાર્ય કરી રહ્યા છો ? તમે જેને મધુસુદનના નામથી ઓળખો છો, ત્યારે જેને ખાનદાન–શ્રીમાન માનો છો, તે એક કાળો નાગ છે, ભયકર રાક્ષસ છે. બાપુ ! વિચારો, તમારી આ પુત્રીને સકટના સાગરમા ના ડુબાવો બાપુ ! આ જગતમા કઇક સારૂ કામ કરો કે જેથી લોકોમા તમારી અમર નામના રહી જાય જીવન સ્વપ્ના સમ છે. કાલે શુ થશે એ તો પ્રભુ જાણે, પણ મરણ પછી સારૂ યા ખોટુ નામ રહી જશે"

ઇંદિરા દીન વદને બાપની સામે જોઇ રહી પણ પાષાણ પ્રતિમા વામનરાયના નિષ્ઠુર હૃદયમા લેશમાત્ર પણ અસર થઇ નહિ. ઇંદિરાના શબ્દો સાભળી તેના ગુસ્સામાં વધારો થયો તેણે મોટા અવાજે કહ્યુ, "મારે તારૂ કઇ પણ સાભળવુ નથી હુ તેની સાથેજ તને પરણાવનાર છુ"

"પિતાજી ! શુ તમે નથી જાણતા કે હું મનથી શ્રીશશીકાન્તને પરણી ચૂકી છુ ?" ઇંદિરાએ કહ્યું.

"તું તારા મનથી ભલે તેને પરણી ચૂકી હોય; પણ મારી ઇચ્છાને આધિન થયા સિવાય તારો છૂટકોજ નથી."

"પિતાજી ! જેવો આપનો દ્રઢ નિશ્ચય છે, એવીજ અરે એથી પણ વધારે મારી ભિષણ પ્રતિજ્ઞા છે." ઇંદિરાએ નિશ્ચયાત્મક અવાજે કહ્યું.

" એટલે ?" વામનરાયે ડોળા ઘુરકાવી પૂછ્યુ.

" હુ શશીકાન્તને ચાહુ છુ અને ચાહિશ."

" તારી પ્રતિજ્ઞા નિષ્ફળ થશે."

" કોની તાકાત છે કે મારી પ્રતિજ્ઞામા અંતરાય નાખે ?"

"મારા જીવતા તો તુ તારી પ્રતિજ્ઞાનું પાલન કરી શકીશ નહિ."

" આ શરીરમા લોહીનું એક ટીપુ રહેશે ત્યા સુધી આ ઇંદિરા તેની પ્રતિજ્ઞાનું યથાર્થ પાલન કરી શકશે." ઇંદિરાએ ઉગ્ર અવાજે કહ્યુ.

" છોકરી ! હઠમા હાની છે તુ કોની પુત્રી છે તે જાણે છે ?" વામનરાયે પૂછ્યુ,

" હા, એક દુષ્કર્મ કરનાર ભયકર પિતાની હુ પુત્રી કહેવાઉ છુ "

" છોકરી ! હુ એક ભયકર માણસ છુ તેનો ખ્યાલ કરજે ?"

" અને હુ પણ તેજ ભયકર પિતાની પુત્રી છું, તેનો પણ તમે પૂરેપૂરો વિચાર કરજો."

" શુ તુ મારા કાર્યમા વિઘ્ન નાખીશ ? મારી ઇચ્છાનો અનાદર કરીશ ?"

" જરૂર, હુ મારો ધર્મ બરાબર બજાવીશ અને મારા બાપને નીતિના પથનું પૂરેપૂરૂ ભાન કરાવીશ "

" એમ ! તો હવે જોયા કરજે કે કોનું ધાર્યું સિદ્ધ થાય છે." આમ બોલતો વામનરાય ખુરશી પરથી ઉઠયો અને લાલચોળ નેત્રે ઈંદિરાની સામે તીવ્ર નજરે જોઇ ત્યાથી ચાલતો થયો ઇંદિરા પણ તરતજ ત્યાથી નીકળી તેના ઓરડામા ગઈ અને પિતાના નિષ્ઠુર વર્તનથી રડવા લાગી. પિશાચવૃત્તિનો વામનરાય વધુ સુખ વૈભવની

તૃષ્ણાથી મદાંધ બની ઇંદિરા જેવી પવિત્ર–નિર્દોષ બાળાને સતાપી વિનાશના માર્ગમા ઝડપથી ગમન કરી રહ્યો હતો. દ્રવ્ય લાલસાના કારણેજ તે તેની પુત્રીને એક નરાધમ–ખૂની સાથે પરણાવવા તત્પર થયો હતો. માણસને જેમ જેમ વધુ દ્રવ્ય અને સુખ વૈભવ પ્રાપ્ત થાય છે, તેમ તે મદાંધ બને છે પણ જે પૂરેપૂરો ભાગ્યવાન હોય છે, તેજ લક્ષ્મીના મદથી–સુખ વૈભવથી અને મોટાઇથી છલકાતો નથી. વિદ્વાનો કહે છે કે જ્યા દ્રવ્યની લાલસા વધેલી છે, ત્યા શાન્તિ અને પ્રભુ ભક્તિ નથી દોલતના દાસ અને વૈભવ વિલાસમા મશ-ગુલ રહેનારાઓથી પ્રભુ હજારો ગાઉ દૂર રહે છે આવા જનોથી નથી દેશનુ કલ્યાણ થઇ શકતું કે નથી તેમનું પોતાનુ જીવન સફળ થરી શકાતું આ કારણથીજ એક ઉર્દુ શાયર કહે છે કે,

ગર આ પડેગા તુઝપર કુછ હાદિસા ખલક કા,<br>
માલિક ફિર ઓર કોઇ ઠેરેગા તેરે દિલકા;<br>
આગેસે દે દિલાકે, હો રહે તું ઉસ્સે હલકા,<br>
કર શિખ અપને દિલમે, કુછ આજકા ન કલકા<br>
દિલકી ખુશી કે ખાતિર ચખડાલ માલ ધનકો,<br>
ગર મર્દ હયતો આશિક કૌડી ન રકખ કફન કો

શુ આ સત્ય નથી ? મહાન્ ભક્તો અને દેશસેવકો સુખ વૈભવ લક્ષ્મી વગેરેને ત્યાગીનેજ મહાન્ થયા હતા. તેમના અપુર્વ સ્વાર્થ ત્યાગથીજ આજે પણ સસારીજનો તેમના પવિત્ર નામો ઉચ્ચારી પોતાને પવિત્ર થએલા માને છે. આપણા પવિત્ર આર્યાવ-ર્તમા દભ–સ્વાર્થ અને ખોટી મોટાઇ–અભિમાનનો પાર નથી. કહેવાતા પૈસાપાત્રો અને કુલીનોના વિશાળ મહાલયોના ગુપ્ત ભાગમા કેવા પૈશાચિક પાપકર્મો થઇ રહ્યા છે, એ તો શ્રીભગવાન કે કોઇ

અનુભવીજ જાણી શકે-સમજી શકે છે. હિંદુસ્થાનમા આજે અનેક દુખી અબળાઓના આર્તનાદ સંભળાઇ રહ્યા છે. અનેક ગરીબ-જનો અન્ન વસ્ત્ર વિહીન દશામા મરણના પ્રચંડ પોકાર પાડી રહ્યા છે; અનેક નિર્દોષ બાળક-બાળાઓ જ્ઞાતી-સમાજના કુધારાના કારણે દુઃખની વેદી પર બળીદાન રૂપે હોમાય છે. દુકાળમા અનેક પાપાચાર-અત્યાચારથી આ પવિત્ર ધરા ધ્રુજી રહી છે શ્રીમાનો-ખાનદાનો અને અન્ય કુલીનજનો આ સઘળુ સમજવા છતા-અનુભવવા છતા પ્રમાદ વશ બની દેશની દુર્દશા શાન્તિથી નિહાળી રહ્યા છે પરસ્પરમાં દ્વેશ અને કુસંપની આગ દિવસે-દિવસે પ્રચંડતા ધારણ કરતી જાય છે વિદેશીજનો હસે છે અને હિંદીઓને દરેક કાર્યમા નાલાયક ગણે છે. પરમાત્મા ! દેશના આ દુઃખી લેખ શા ? શુ હિંદીઓને સર્વદા ગુનામીમાજ રહેવાનું સૃજાએલુ હશે ? ખરેખર એમજ સમજાય છે હિંદીઓ-હૃદયવિહીન ભારતપુત્રોના દભ-દ્વેશ અને સ્વાર્થનુજ આ ઘોર પ્રાયશ્ચિત છે. ભારતીય જનો ! તમે કયા સુધી આવા દુર્ગુણોને આધિન રહી પ્રમાદમા પડી રહેશો ?

વિદેશીયો તમને નમલા-હૃદયવિનાના માનેછે, તેમનુ એ કથન શુ સત્ય રાખશો ? ઓ શ્રીમાનો ! વિદ્વાનો! તમે મોટી સભાઓ સમક્ષ દેશની દશા સુધારવાના, સ્ત્રીયોને ઉન્નત-સુખી કરવાના અને સમાજના સુધારાના મોટા-લાબા ભાષણો આપો છો. ભાષણો કરતી વખતે તમારા મુખપર નિશ્ચયની છાયા જણાય છે શ્રોતાઓ તમારા શબ્દોને તાલીયોના ગગડાટથી વધાવે છે. વર્તમાનપત્રોમા તમારા ભાષણની પ્રશંસા છપાય છે; અને તમે તે જાણી-વાચી ફુલાવ છો. પણ તમે જે કહેલુ-બોલેલા તેનુ યત્કિંચિત્ પણ પ્રતિપાલન કર્યું છે-કરો છો ? શામાટે કરવુ પડે ? એ તો ફક્ત બોલ

વાનુંજ અને ખોટી કિર્તી મેળવવા માટેજ. ખરેખર ! કુદરત શા ન રૂઠે ? હિંદીઓ ! વખતસર ચેતો તમારા દેશની, તમારા સમાજની દશા નિહાળો અને એક ચિત્તથી તેનો વિચાર કરો તમારા દેશમાં બાળલગ્ન-વૃદ્ધલગ્ન અને કન્યા વિક્રયના કબાલા કયા સુધી થવા દેશો ? વિધવાઓના આતરીક સતાપના કરૂણ આર્તનાદ કયા સુધી સાંભળશો ? શુ તમે તમારી બ્હેન-માતાઓ અને પુત્રીઓના સુખને અર્થે કઇ પણ નહિ કરી શકો ? આખો દેશ દુઃખમા ડુબ્યો છે; પરતત્રતા રૂપી લોખડી સાકળો સજ્જડ જકડાએલી છે, અનેક અબળાઓના શોકની અને અનેક ભૂખ્યા જનોની કકળતી આતરડીઓના નિશ્વાસની હાય દરેક પળે નીકળીને પવનને પણ ગરમ આગ સમાન બનાવી રહી છે, અનેક સ્ત્રી-પુરૂષોના ઉષ્ણ અશ્રુઓની સરિતાઓ વહી રહી છે, અનેક દેશ ઉદ્ધારકો-જનસેવકો સકટો સહન કરી રહ્યા છે, આવા વખતે એક પણ હિંદીને પ્રમાદમા પડી રહેવુ ન ઘટે.

વિદેશીઓ કહે છે કે હિંદીઓ દુર્બળ અને કઇ પણ કામ કરવાને લાયક નથી. શુ આ સત્ય હશે ? ના, અમે માનતા નથી. અમે કહીએ છીએ કે ભારતવર્ષમા એવી પ્રબળ દૈવીશક્તિ અને બળ છે કે જે સમય આવે આખા જગતને પણ ચકિત કરશે પણ હાય એ સમય ક્યા ? અમારા બધુઓ શક્તિવાન છે; દરેક કાર્ય સારામા સારી રીતે પાર પાડી શકે એમ છે, પણ અફસોસની વાત છે કે પાશ્ચાત્ય શિક્ષણે અને પવને તેમને પ્રમાદિ અને હૃદય વિહીન બનાવ્યા છે. જો આમ ન હોત તો અમારા શ્રીમાન-ખાનદાન અને કુલિન બંધુઓ દેશમા હાહાકાર નિહાળી શાન્ત બેસી ન રહેત હિંદીઓ ! આ હૃદયહીનતાનું ઘોર કલક ક્યારે ટાળશો ? કદાચ તમે એમ સમજતા હશો કે બળ વિના દેશની મૂક્તિ નથી, પણ

અમે કહીએ છીએ કે શારીરીક બળ એ પાશવ શક્તિ છે એ પાશવ શક્તિ કદી પણ શાન્તિ સ્થાપિ શકતી નથી. એ શક્તિમા પૃથ્વીને મરૂભૂમિ બનાવવાની-નંદનવનને વેરાન કરવાની-સસારને સ્મશાન કરવાની શક્તિ રહેલી છે આજ પર્યંત તે શક્તિએ જગતમા ક્યાઇ પણ શાન્તિ સ્થાપિ નથી.ત્યારે સાચી શક્તિ ક્યા? અમે ભારપૂર્વક કહીએ છીએ કે તે શક્તિ મનુષ્યોના હૃદયમા-પવિત્ર સ્વર્ગિય પ્રેમમા રહેલી છે. વિશ્વપ્રેમી હૃદયવાન માણુસજ આ સસારમા સર્વ શક્તિવાન શ્રેષ્ટ મહાત્મા છે. આપણે પણ વિશ્વપ્રેમી બની વિશ્વવિજયી થવાનું છે. સંહારક પાશવ શક્તિઓથી દેશનો ઉદ્ધાર છે એવુ માનનારાઓને તેમની માન્યતા મુબારક રહો આપણે તેમની માન્યતાને મળતા થવુ નથી આપણેતો દ્રઢ શ્રદ્ધા-સાહસ અને ખતથી દેશની સેવા કરવાની દિક્ષા ગૃહણ કરવાની છે દેશહિતેચ્છુ જ્ઞાનનો સાધક કે શરીરનો સાધક બન્નેમાથી કોઇ નથી દેશસેવક તો એજ કે જેનામા હૃદય હોય, સારાસાર પારખવાની શક્તિ હોય, અન્યને દુઃખી જોઇ જેનું હૃદય દ્રવી જાય, અન્યની વેદનાથી જે દિલગીર થાય અને તે દુ ખીજનોના સઘળા દુઃખ દૂર કરવા તત્પર થાય; બસ તેને જ ખરેખરો દેશસેવક કહી શકાય પણ અત્યારે આમાનુ કઇ પણ નથી દેશમા દભ-કપટ અને સ્વાર્થના પૂર વહી રહ્યા છે. સુધારક વિદ્વાનોના ઘરમા અને શ્રીમાનોના ભવ્ય મહાલયોમા દુ ખ-ત્રાસથી ત્રાસેલી અબળાઓના ઉષ્ણુ નિશ્વાસ સભળાઇ રહ્યા છે. અસ્હાય ઇંદિરાની પણ આવીજ દશા થઇ રહી છે. પિતાના પ્રચડ ક્રોધાગ્નિમા ભસ્મ થવાને ઇંદિરા તૈયાર થઇ છે એક એકાન્ત ઓરડામા ઇંદિરા મ્લાન વદને-વ્યાકુળ હૃદયે આખ્યોમાથી શ્રાવણુ-ભાદરવો વરસાવી રહી છે. તેણે આખો દિવસ રડવામા જ પૂરો કર્યો. રાત્રિ પડી.

વામનગાયે ઇંદિરાને વાળુ કરી લેવાનું કહેવરાવ્યુ ઇંદિરાએ ના પાડી. વામનગાયે દરકાર કરી નહિ બાદ તે અને તેની પત્નિ લગ્નમા લઇ જવાની વસ્તુઓ એકત્ર કરવાના કાર્યમા ગુથાયા લગભગ મધ્યરાત્રિ થતા બન્ને જણા પૂર્ણ તૈયારી કરી નિવૃત્ત થઇ સૂતા રાત્રિની શાન્તતા સર્વત્ર વ્યાપેલી હતી. જળ જપી ગયુ હતુ. વામનગાય, તેની પત્નિ અને નોકરો ગાઢ નિદ્રાને આધિન થઇ પડેલા હતા. ફકત ઇંદિરાજ હજી જાગતી હતી. તેને ઉંઘ કેવી રીતે આવી શકે ? જેનુ આખુ જીવન સળગી જવાની તૈયારી થઇ ચૂકી છે, તેને નિદ્રા કેમ કરી આવે ? ઇંદિરાએ આ દુખમાથી છૂટવાને ઘણા વિચાર કરી જોયા; પણ તેને નિરાશા સિવાય કંઈ પણ જણાયુ નહિ. બાળાનુ હૃદય ચિરાતુ હતું રાત્રિ વિતતા—સમય પસાર થતા તેની વ્યાકુળતા વધતી હતી. અંતે ઇંદિરા પ્રભુને પોકારવા લાગી " ભગવાન ! મને રસ્તો બતાવો હું શુ કરૂ ? કયા જાઉં ? મારો એટનો એક આધાર કુસુમકાન્તભાઇ પણ જગતમાથી અદશ્ય થયો હુ તેના વડે સુખી હતી તેજ મારો ભાઇ—સગો ભાઈ હતો. હા ! વિધિ ! તેને પણ ત્હેં મારાથી દૂર કર્યો શશીકાન્ત વિલાયતમા છે હાય ! મારી આ દશા તેમને કોણ જણાવે ? ઓ પ્રભુ ! મારી પર દયા કરો આ આફતમાથી છૂટવાનો રસ્તો બતાવો ? જો મારા પિતાનુ ધાર્યું સિદ્ધ થશે તો મારે આત્મહત્યા કરીને મરવુ પડશે. હાય શુ કરૂ ? " ઇંદિરાએ નિશ્વાસ નાખી જમીનપર માથુ પછાડયુ તે ઘણીવાર વિચારવશ રહી અને અંતે કંઇક નિશ્ચય કરી ઉભી થઇ તેણે ઘડીઆળ તરફ જોયુ. ત્રણ વાગેલા જણાયા. આ પછી તેણે નજીકમા આવેલી એક બારી ઉઘાડી બહાર નજર કરી સઘળુ શાન્ત જણાયુ ચારે તરફ અંધકાર ફરી વળ્યો હતો. આખુ જગત

અંધકારના સાણામા છૂપાયુ હતું. મ્યુનિસિપલ ફાનસો પણ હોલવાઈ ગયા હતા. ઈંદિરાએ બારી આગળથી ખસી પોતાના ઓરડામા આવેલી એક નાની પેટી ઉઘાડી અને તેમાથી પહેરવા જેટલા કપડા કાઢી એક નાની પોટકી બાધી. પેટીમા એક કોથળી હતી. તેમા થોડાક રૂપીઆ અને પૈસા હતા. ઈંદિરાએ તે ગણવા માડયા. પચાસ રૂપીઆ અને બાર આના થયા. એ સઘળા નાણા તેણે પાછા કોથળીમા ભર્યા. એક કઠી હતી તેને તેણે ગળામા નાખી. નાણાની કોથળીને પણ કપડાની પોટકીમા બાધી દીધી. આટલું કરતા ચાર વાગ્યા. ઈંદિરા ઉભી થઇ અને પોટકી લઈ ધીમા પગલે નીચે ઉતરી મોટા દ્વાર પાસે આવી. નજીકમાજ નોકરોને સૂવાનું સ્થાન આવેલુ હતું ઈંદિરા ઘણીજ ચાલાકીથી દ્વાર ઉઘાડી ઘરની બહાર નીકળી. તેણે દીનવદને અને સજળનયને આસપાસ નજર કરી. સર્વત્ર ઘોર અધકાર વ્યાપેલો હતો આ પછી તેણે અતી ઝડપથી પ્રયાણ કર્યું. જોતજોતામા તે ઘણે દૂર નીકળી ગઈ. ભિષણ અધકારના સાણામા ગરીબ દુ:ખી ઈંદિરા અદશ્ય થઇ. પ્રાતઃકાળ થતાજ ઈંદિરાના જતા રહેવાની વામનરાયને ખબર પડી. પાપાત્મા ગભરાયો. ઈંદિરાને શોધવા-ખોળવા ચારે તરફ માણસો દોડાવ્યા. પણ ઈંદિરા ગઈ તે ગઇજ. શોધ-ખોળમા અઠવાડીયુ વિત્યુ; પણ પત્તો ક્યાંથી મળે? વામનરાય પસ્તાયો-રોયો, પણ હવે તેનો પશ્ચાતાપ શુ કામનો? તેણે મહારાજને સમાચાર લખી દીધા. શશીકાન્તને પણ આ દુઃખદ સમાચારનો લઠન તાર મૂકયો. ઈંદિરાના જવાથી વામનરાયનુ મહાલય શૂન્ય થઇ પડયુ. વામનરાય આક્રંદ કરવા લાગ્યો. પુત્રીની ચિંતામા તેને તાવ આવવા માડયો. આ અરસામા જ તેને સમાચાર મળ્યા કે મહારાજ તરફથી તેને

જે નોટો મળી હતી અને તે નોટો તેણે જે વેપારીને આપી હતી, તે તમામ નોટો બનાવટી નીકળી છે અને તેથી સરકારે તે વેપારીને પકડયો છે આવા સમાચાર શ્રવણ કરતાજ વામનરાયનુ મગજ ફરી ગયુ. તાવ વધ્યો હૃદયમા દારૂણ વેદના ઉત્પન્ન થઇ રહી એક પુણ્યશાળી મનુષ્યના જવાથી શુ થાય છે એનું પૂરેપૂરૂ ભાન તેને થયુ આથી સિદ્ધ થાય છે કે મનુષ્ય પોતાને કર્મે કરીનેજ સુખ-દુઃખનો ભોક્તા બને છે. ભગવાનની લીલા અજબજ છે.

## ૨૮

### સંકટના સાગરમાં.

* श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्
स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावह ॥

વિશ્વાસીપૂરામા આવેલા પાદરીસાહેબના બંગલામાં કુસુમાવતીને આવી રહે ઘણા મહિના વિત્યા હતા પ્રભુ કૃપાએ તેને પુત્ર રત્નનો લાભ થયો હતો કુસુમાવતીએ આ સ્થળે આવ્યા પછી વર્તમાનપત્રોદ્વારા પોતાના તથા પતિના દુ ખદાયક સમાચાર જાણ્યા હતા કુસુમકાન્ત ગૂમ થઇ ગયો, તેનો પત્તો નથી, વગેરે સમાચાર જાણતા કુસુમાવતીની આન્તરિક કષ્ટનો પાર રહ્યો નહિ તેણે પોતાની સત્ય ઓળખાણ કોઇને જણાવી ન્હોતી. પાદરીએ તે જાણવાને ઘણા પ્રયત્નો કર્યા હતા, પણ જ્યા સુધી કુસુમકાન્તના દર્શન થાય નહિ, ત્યાસુધી કુસુમાવતીએ પોતાની ખરી ઓળખાણ કોઇને પણ નહિ જણાવવાનો નિશ્ચય

* પરાયો ધર્મ આચરવા કરતા પોતાનો ધર્મ ઉતરતા ગુણવાળો હોય તો પણ તે શ્રેય કરનારો છે સ્વધર્મમા રહીને મરણ સારૂ છે, પરંતુ પારકો ધર્મ તો એથી પણ વધારે ભય ભરેલો છે —શ્રી ગીતાજી

કર્યો હતો. તે એકાન્ત મળતા છાનુ-છાનું રોતી અને પિતા-માતા તથા પતિને યાદ કરતી. પોતાના સદ્‌ગુણોથી અને સ્નેહાળ સ્વભાવથી તેણે પાદરીસાહેબ અને અન્ય ખ્રિસ્તી જનોના દિલ જીતી લીધા હતા. કુસુમાવતી સર્વની સાથે પ્રાર્થનામા ભળતી, ઇશુખ્રિસ્તના ઉપદેશની પ્રશસા કરતી અને પાદરી સાહેબની સાથે ખ્રિસ્તી ધર્મના સિદ્ધાતોની લાબી ચર્ચા ચલાવતી. ચર્ચાને અંતે પાદરીસાહેબને કબુલ કરવુ પડતુ કે હાલના અનેક ખ્રિસ્તી જનોએ ભગવાન ઇશુના ઉપદેશને વિસાર્યોછે. કુસુમાવતીની વિદ્વતા વગેરે જાણુના પાદરી અને અન્ય જનો તેની પ્રત્યે પૂર્ણ પ્રેમ રાખતા હતા. પાદરી તો તેને પોતાની પુત્રી પ્રમાણે ચ્હાતો. સવળાની દ્રઢ માન્તા હતી કે કુસુમાવતી જતે દિવસે ખ્રિસ્તી ધર્મ અગીકાર કરશે પણ એ વિશ્વાસી જનોને તેના અતરની ખબર ન્હોતી કે કુસુમાવતી મહાત્મા ઇશુના સિદ્ધાતોને જોકે પૂરા પ્રેમથી પાળે છે અને ઇશુ ખ્રિસ્ત પ્રત્યે માનની નજરે જુએ છે, પણ તેના હૃદયમા તેના પોતાના હિદુધર્મનું પણ તેને પૂરેપૂરૂં અભિમાન છે. સર્વ મનુષ્યોને પોતાના બધુ સમાન ગણુવા-દયાવૃત્તિ રાખવી અને કોઇનું અહિત કરવુ નહિ-વિશ્વપ્રેમી બનવુ વગેરે ઉચા આદર્શો હિદુધર્મમા ક્યા નથી ? જે સત્ય સિદ્ધાતો આપણા ધર્મમા છે, તેજ સત્યનુ પરીપાલન કરવાનુ અન્ય ધર્મોમા પણ કહેલુ છે; તો શામાટે અમૂક ફલાણો ધર્મી છે એમ માની અન્ય ધર્માવલબી પ્રત્યે દ્વેશ દર્શાવવો જોઇએ ? સાચો હિદુ-સાચો ખ્રિસ્તી અને સાચો મુસલમાન તો એજ કહેવાય કે જે સર્વ ધર્મ પ્રત્યે માન પૂર્વક જુએ અને દરેક ધર્મના સાચાં તત્વો વિચારી સમજે. કુસુમાવતી આવા વિચારનીજ હતી. તે સવાર-સાજ પ્રાર્થનામા ભળતી અને તે વખતે એકજ ધ્યાનથી તેના ઇષ્ટદેવનું ધ્યાન

ધરતી. કોઈ વખતે મસ્જીદમા જતી તો ત્યા પણ પોતાના ભગવાનને જોતી. દરેક ધર્મમા, દરેક મનુષ્યમા અને દરેક સ્થાને શ્રીભગવાન રહેલા છે. પ્રભુ સિવાયની કોઇ પણ જગા ખાલી નથી. આવા ઉચ્ચ સસ્કાર કુસુમાવતીના હૃદયમા કુસુમકાન્તે પાડ્યા હતા. કુસુમાવતી જો કે ખ્રિસ્તી જનોના સહવાસમા આનંદથી રહેતી હતી; પણ રસોઇતો સ્વહસ્તેજ બનાવીને જમતી હતી. પાદરીસાહેબે તેને એક અલગ ઓરડો કાઢી આપ્યો હતો પુત્ર પ્રસવ સમયે અને તે પછી પાદરીસાહેબે અને અન્યજનોએ તેની સારી સાગવાર કરી હતી. પુત્રનુ નામ પાદરીએ નિરજન પાડ્યુ હતું. જુલીયા નામની એક ક્રિશ્ચિયન કુમારિકાતો રાત્રિ દિવસ કુસુમાવતીની પાસેજ ' રહેતી અને જાણે તે પોતાની સગી મોટીબ્હેન હોય તે પ્રમાણે ચાહી નિરજનને રમાડતી. કુસુમાવતીને સપૂર્ણ આરામ થતા વૃદ્ધ પાદરી સાહેબે એક દિવસે કુસુમાવતીને ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરવાનું કહ્યુ.

કુસુમાવતીએ સવિનય ના પાડતા પોતાના ધર્મમા અચળ રહેવાનુ જણાવ્યુ. પાદરીએ ઘણુંએ સમજાવી; હિદુ ધર્મમા ચાલતા મનાતા ધતીંગો–અધશ્રદ્ધા અને દોઢ ડાહ્યા વિદ્વાનો–ધર્માચાર્યોએ કેવળ પોતાના સ્વાર્થની ખાતર મહાત્મા શ્રી વ્યાસજીના પવિત્ર પુસ્તકોમા કરેલો સુધારો–વધારો અને કપોળ કલ્પીત કથાઓ–વાતો વગેરેનુ વિવેચન કરી હિદુ શાસ્ત્ર–ધર્મની પુષ્કળ નિદા ટીકાઓ કરી. કુસુમાવતી શાન્ત–ગભીર વદને સઘળુ શ્રવણ કરી રહી અને પછી પાદરી સાહેબનુ બોલવુ પૂર્ણુ થતાં તેણે શ્રીગીતાજી ના ફક્ત એકજ શ્લોકનુ લબાણુ વિવેચન કરી હિદુધર્મની શ્રેષ્ઠતા મહત્તા સાબિત કરી આ શ્લોક–શ્રીભગવદ્ વાક્ય પ્રકરણની શરૂઆતમા આપેલુ છે. એ પવિત્ર વાક્યનુ જીવન પર્યંત પ્રતિપાલન

દરેક ધર્મના મનુષ્યોએ કરવુ જોઈએ. તેમાજ દરેકની શક્તિ-મૂક્તિ છે કુસુમાવતીના વિવેચનથી અને ધર્મના ઉંડા અભ્યાસથી પાદરી તેની પર પ્રસન્ન થયો તેણે કુસુમાવતીની અતી પ્રશસા કરી આશિર્વાદ દીધો. કુસુમાવતીએ શિર નમાવી પિતાતુલ્ય પાદરીના આશિર્વાદને અગિકાર કર્યો દિવસો આનદમા વિતવા લાગ્યા. અંતે વિશ્વાસીપૂરાના તે ભલા પરોપકારી પાદરીને સ્વદેશ જવાનુ થયુ સઘળાને ઘણુ લાગી આવ્યુ વૃદ્ધ પાદરી સર્વને ઉપદેશ-આશિર્વાદ આપી વિલાયત ચાલ્યો ગયો તેના ગયા બાદ બીજો પાદરી આવ્યો આ સાહેબ યુરોપિયન ન્હોતો; પણ હિદુસ્થાનમા જન્મેલો કોઇ યુરેઝીયન હોય એમ જણાતું હતું તે સ્વભાવે ઉગ્ર અને ધર્મના સાચા સિદ્ધાતોથી તદ્દન અજ્ઞાન હતો પોતાના ધર્મના જનો પગ તેણે આવતજ દાબ બેસારવો શરૂ કર્યો કુસુમાવતીને ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાની ઉતાવળ કરવા માડી. કુસુમાવતીએ તેને ઘણુંએ સમજાવ્યો-વિનવ્યો પણ તે ધર્માંધ તેના વિચારનેજ વળગી રહ્યો કુસુમાવતી સાથે રહેતી કુમારિકા જુલીયાને તે પાપાત્મા વિકારમય નેત્રે નિહાળવા લાગ્યો અને છેવટે તે બાળા સમક્ષ તેણે તેની દુષ્ટ ઇચ્છા પણ જાહેર કરી. જુલીયા અને કુસુમાવતી નવા પાદરીના વર્તનથી ઘણા મુઝાયા શુ કરવુ અને કયા જવુ વગેરે વિચાર રાત્રિ-દિવસ કરવા લાગ્યા. આજે સવારનો સમય હતો. કુસુમાવતી બગલાની આગળ આવેલા બગીચામા પડેલા એક બાકડા પર બેસી ભાવીના વિચાર કરી રહી હતી. જુલીયા નિરજનને તેડી દૂર ફરતી હતી. ઘટનાચક્રના ઘેરાવાથી ગમગીન-દુખી બનેલી કુસુમાવતીને એક કવિની નિમ્ન લીખીત કવિતા યાદ આવી.

કદિ કદિ દિલ રોતું કોઇને જોઇ રોતું,
કદિ કદિ દિલ મારૂ છેક પાષાણુ થાતું;

નિરખી-નિરખી આવુ વિશ્વ રોઉં કદી હું,
નિરખી જગ કદી આ હાસ્યમા ડુબતી હું.
પવન સુસવી વ્હેતો કોઇ ખડેર માંહિ,
હૃદય ત્યમ હસે છે, હર્ષ તો કંઇજ છેના
હિમ જળ ટપકે છે વૃક્ષની ડાળીયોથી,
રૂદન ત્યમ કરૂ છુ દર્દ તો કંઇજ છે ના.

મારા મનની અવસ્થા વિચિત્ર થઇ પડી છે. હું કોઇ નવા જગતમા આવી હોઉં એમ સમજાય છે મારા ભાગ્યનુ પરિવર્તન થઇ ચૂકયુ છે. જગતમા શ્રીમાન મનાતા પિતાની પુત્રી અને દેશ-ભક્ત વિદ્વાન પતિની પત્નિ આજે પાપની સાથે-જગતના જાલીમો સામે આજે ઘોર યુદ્ધ આદરી રહી છે. સસારમા મારો કોઇ મદદગાર નથી ઉંચે આકાશ અને નીચે પૃથ્વી સિવાય મારો કોઇ આધાર નથી. મનુષ્યો માને છે કે દુખીયાનો બેલી શ્રી ઇશ્વર છે હું પણ આ દ્રઢભાવે માનુ છુ. પણ જગતના મનુષ્યોમા મારૂ કોણ ?

નથી સસારમા કોઇ, બતાવે માર્ગ સુખોનો,
નથી આધાર એવો કે વિદારે બંધ દુઃખોનો;
થયુ અવસાન માતાનુ, પિતા પચત્વને પામ્યા,
પિડાયા પિયુ મારાને, ગયા છે દેશથી ચાલ્યા.
સુખો જે સૌ હતા સાગ, થયા નાબુદ પાપીથી,
જીવનમા સત્વ છે નહિ ને રિબાઉ હુ હરામીથી.

વાસુદેવના પજામાથી તો મૂકિત મેળવી, પણ હવે આ ધર્માંધ માણસના ત્રાસમાથી શી રીતે છૂટવુ ? ભગવાન ! મારી પર દયા કરો, હું તમારે શરણે છુ ”

દુઃખના ઉભરાથી વ્યાકુળતા અનુભવતી કુસુમાવતી સજળ નયને આકાશ પ્રતિ નિહાળી રહી આ અરસ્સામાજ પેલો ધર્માંધ પાદરી એકાએક તેની સન્મુખ આવી ઉભો અને સ્હેજ મોટા અવાજથી બોલ્યો; " અહિ એકલી બેઠી-બેઠી શુ વિચાર કરે છે ? તારે મારી આજ્ઞા માનવી જ પડશે. તું આજ સુધી અહિ રહી છે તારૂ નામ અમારા અનુયાયીઓની નામવાળીમા પણ લખાઇ ચૂકયુ છે. એટલે હવે તારે ખ્રિસ્તી ધર્મ સ્વિકાર્યા સિવાય ચાલે એમ નથી. બોલ કયારે બાપ્તિઝમ લઇ પવિત્ર થવુ છે ?" આટલુ કહી તે પ્રેત-મુર્તિ મૂછો પર હાથ ફેરવતો કુસુમાવતીના સામે જોઇ રહ્યા કુસુમાવતીએ થોડીકવાર કંઇક વિચાર કરી કહેવા માડયુ, "સાહેબ ! માફ કરજો કે હુ તમારી આજ્ઞા અંગીકાર કરી શકતી નથી જો મારે ખ્રિસ્તી થવુ હોત, તો હું કયારનીએ બાપ્તિઝમ લઇ ચૂકી હોત. આપની પહેલાના પાદરી સાહેબે મને સમજાવવામા પણ કાઇ બાકી રાખ્યુ નથી મે પણ મારા ધર્મના સિદ્ધાતો સમજાવ્યા હતા. એ પછી તેમણે મને ખ્રિસ્તીધર્મ સ્વિકારવાનો આગ્રહ કર્યો જ ન્હોતો તેમનું વર્તન મયાળુ અને ખરા ખ્રિસ્તીને છાજે એવુ સ્તુત્ય હતું, પણ આપ સાહેબતો તેમનાથી ઉલટાજ ગુણો ધરાવો છો ભગવાન ઇશુએ કહેલુ છે કે કોઇનો આત્મા દુખાવવો નહિ શુ આપનુ વર્તન તે ભગવાનના કથન-ઉપદેશ વિરૂદ્ધ નથી ? ખ્રિસ્તીધર્મમા બળાત્કારે અન્યધર્મીઓને ખ્રિસ્તી બનાવવાનુ, અન્યની પ્રત્યે દ્વેષ રાખવાનુ અને કામ-ક્રોધ-મોહ-દભ વગેરેને આધિન થવાનુ કયા કહેલુ છે ? સાહેબ ! તમે પ્રથમ તમારો ધર્મ સભાળો અને પછી જ અન્યને તમારા ધર્મનો ઉપદેશ કરો તમારી ધર્માંધતાથી આ વસુંધરા ધ્રુજી રહી છે આકાશ પડુ-પડુ થઇ રહ્યુ છે. મહાત્મા ઇશુ તમારા

પાપથી રડી રહ્યા છે. શયતાન આનંદથી નાચી રહ્યો છે. સાહેબ ! જાવ; પાપનું પ્રાયશ્ચિત કરી શુદ્ધ ખ્રિસ્તી બનો. હું તો મારા ધર્મમા અચળ છું. મારો ધર્મ મારો પ્રાણ છે. મારો છેવટનો જવાબ પણ એ જ છે " કુસુમાવતીએ લબાણુ વિવેચન કરી સાહેબના મુખ તરફથી નજર ખેચી લીધી પાદરી કુસુમાવતીના શબ્દો સાભળી ચીડાયો અને ક્રોધ ભર્યા અવાજે બોલ્યો. " છોકરી ! તું ઘણી ઉદ્ધત છે તું અમારા પવિત્ર ધર્મનુ અપમાન કરે છે મારી પહેલાનો પાદરી તો ભલો માણસ હતો, તેણે તારા જેવી હિદુધર્મ પાળતી સ્ત્રીને ખ્રિસ્તી નહી બનાવતાં તેની પર પ્રેમ રાખવાનુ ઘોર પાપ કર્યું છે. અમારા ઉપરી અધિકારીયોની એવી સખ્ત આજ્ઞા છે કે અમારે દરવર્ષે અમુક મનુષ્યોને ખ્રિસ્તી ધર્મની દિક્ષા આપવીજ જોઇએ. મે તારૂં નામ ખ્રિસ્તી તરીકે ક્યારનુ એ લખી મોકલ્યુ છે. માટે સમજ, ઉદ્ધતાઇ કરીશ તો દુઃખના દરીયામા ડુબીશ "

" મારા ધર્મને માટે પ્રાણાર્પણ કરવાને પણ તૈયાર છુ. " કુસુમાવતીએ રોશથી કહ્યુ.

" એમ તો હવે જોયા કરજે કે તારી શુ દશા થાય છે ? "

" મહાત્મા ખ્રિસ્તના ગુન્હેગાર ! જા, તારાથી થાય એ કરી લેજે. " કહી કુસુમાવતી ત્યાથી ચાલતી થઇ. ક્રોધે ભરાએલા પાદરીએ એક નોકરને બોલાવી આજ્ઞા કરી કે, તે જ્યા સુધી ખ્રિસ્તી ધર્મ સ્વિકારવાનુ કબુલ કરે નહિ, ત્યા સુધી તેને તેના ઓરડામા પૂરી રાખજે. તેના બાળકને પણ તેનાથી દૂરજ રાખજે. જો તું તેનીપર દયા બતાવીશ તો મારા ક્રોધને આધિન થઇશ " આજ્ઞાધારક નોકરે કુસુમાવતીના ઓરડાને બહારથી સાકળ ચઢાવી. જુલીયા પાસેથી બાળકને લઇ લીધો. કુસુમાવતીના શોકની સીમા રહી નહી. પાણી

પાદરીએ પછી જુલીયાને બોલાવી પોતાની પાપી ઇચ્છાને આધીન થવાનું સૂચવ્યું અને સાંજ સુધીમાં નિશ્ચયપર આવવાની તાકીદ કરી ચાલતો થયો. ક્રિશ્ચિયન કુમારિકા પ્રભુને પોકારતી ઝાર-ઝાર રડવા લાગી.



## ૨૯

### અજબ સંયોગ.

મુરખડા મૃગલા કરમ તણી ગતી ન્યારી,
ભટકે શું ભોળા ઝાઝવા જો તું વિચારી .. મુરખડા
તપી ટાઢ્ય તડકા થકી બેઠા બીલી છાય,
કરમ હીણુને વાગીયું બીલુ ટૂટી ત્યાય,
આગળ બે ડગલા કરમ ભુંડા જો વિચારી .. મુરખડા
કરે હર્ષ શું શોક પલકમાં, આ તન રંગ પતંગ,
વણસી જતા વાર ન લાગે જગત વિચિત્ર રંગરે ... મુરખડા
કવિ



કેવી અજબ ઘટમાળ? ભગવાનની કેવી લીલા! સંસારના સૃષ્ટા! આપને મારા પ્રણામ છે. હું મનમાં સમજતો હતો કે સંસારમાં મારા સમાન હવે કોઇ સુખી નથી. પણ અફસોસ, મારી એ માન્યતામાં હું ઠગાયો છું. મારી આશાઓ આસમાનમાં અદ્દશ્ય થઇ છે હૃદયનો આત્મા કુસુમકાન્ત ગૂમ થતા જ મારી આશાઓના કિલ્લા અને હિંમતના પ્હાડો જમીનદોસ્ત થયા છે. હા! મારા ભાઇ! મારા જીગર! હું તને ક્યાં ખોળું? કયે સ્થળે આવી મળું? તારા વિનાનું જીવન હવે નકામું લાગે છે. ઓ ભાઇ! ઓ મારા ઉદ્ધારક! તારા અતુલ ઉપકારો મારી ઉપર થયા છે. જે દુઃખીઆરાને ઉંચે આસમાન અને નીચે જમીન સિવાય કોઇનો આધાર ન્હોતો, જે

માતા–પિતા અને પાલક વિહીન બની સંકટોના સમુદ્રમાં ડુબતો હતો, તેને એ પુણ્યશાળી આત્મા ' ત્હે જ ઉદ્ધાર્યો. જગતના શ્રીમાનોથી હડધૂત થએલા; પરધર્મી હોવાથી હિંદુઓની આખ્યોમા કંટકની માફક ખૂચતા અને સહધર્મી ભાઇઓથી પણ ત્યજાએલા–તિરસ્કારાએલા એક દુખી મુસ્લીમને તે પવિત્ર આત્માએજ સગો ભાઇ ગણી છાતીએ દાબ્યો હિંદુ–મુસલમાનની ભિન્નતા તેણેજ ભાગી ધર્મના સાચા તત્વનું તેણે જ જગતને કંઇક ભાન કરાવ્યુ. જગતના જનોથી હડધૂત થએલો મુસલમાન તે સાચ્ચા હિંદુ સપુત થી સુખી થયો આશ્રમના તમામ હિંદુ જનોનો સહોદર ભાઇ બન્યો. હું પણ સમજ્યો કે સુખની પરીસીમાએ પહોચ્યો, પણ ના; મારી ભાગ્યદેવી છૂપુ હાસ્ય કરી રહી હતી. તે મને–એક મુસલમાનને સુખી જોવાને ઇચ્છતી ન હોય એમ અનુમાન થયુ કર્મહીનનાં પગલાથી લીલુ પણ સુકાય અને સુખની જગાએ દુખના દરીયા ઉછળે. અને થયુ પણ એમજ જો એમ ન હોત તો એક પુણ્યશાળી પુરૂષ પર આવી અણધારી આફત આવત જ નહિ. પ્રભો ' ખુદા ' આપની અકળકળા અવનવી જ છે. ” આવી રીતના આત્મગત ઉદ્દગાર કાઢતો બુલબુલખાન વિશ્વાસીપુરાથી થોડેક દૂર એક વૃક્ષ નીચે બેઠો હતો. તે અચાનક અહિ ક્યાથી આવી ચઢયો હશે ? કુસુમકાન્તના એકાએક ચાલ્યા જવાથી એ મુસ્લીમ યુવકના હૃદયમા ઘણું લાગી આવ્યું. એક સગો ભાઇ ચાલ્યો જાય–અદ્રશ્ય થાય અને જેવો સતાપ ઉત્પન્ન થાય એવો અરે એથી પણ વિશેષ શોકાનળ બુલબુલખાનના હૃદયમા સળગી ઉઠયો. તેણે કુસુમકાન્તને યાદ કરી ઘણા દિવસ સુધી તો રડયા જ કર્યું. મનહર–સુધાકર અને આશ્રમમા સેવાર્થે જોડાએલી વાસુદેવની પવિત્ર પત્નિ ઇંદુમુખી વગેરેએ તેને ઘણુંએ સમજાવ્યો;

પણ તે વફાદાર—સાચા દોસ્તના દિલનુ શાન્તવન થઇ શક્યુ નહિ. છેવટે તેણે પણ કોઇને કહ્યા સિવાય કે જણાવ્યા વિના શાન્તિસદન-માથી પ્રયાણ કર્યું તેણે તેના મનથી દૃઢ સકલ્પ કર્યો કે કુસુમકાન્તનો પત્તો મેળવવો યાતો તેની શોધમા તેના પવિત્ર નામનુ સ્મરણ કરતા જીવન પૂર્ણ કરવુ આવા નિશ્ચયવાળો બુલબુલખાન ગામ—નગર અરણ્યોમા કુસુમકાન્તની તપાસ કરતો છેવટે ચાંદોદ આવ્યો અને ત્યા પેલા બ્રાહ્મણ—ગોરને મળી તેણે કુસુમાવતી વગેરેના ડુબવાના સ્થળની માહિતી મેળવી એ તરફ જવા માડયુ ચાલતા—ચાલતા તે વિશ્વા-સીપૂરા નજીક આવી થાક તાપથી શ્રમિત થઇ એક વૃક્ષ નીચે બેઠો અને પોતાની કમનશિબીના દુખપૂર્ણ ઉદ્દ્ગાર બહાર કાઢવા લાગ્યો શોક—દુખ અને પ્રવાસના શ્રમથી તેનુ ગૌરમુખ નિસ્તેજ જણાતું હતું. કુસુમકાન્તના વિચારે તેના મુખપર વિષાદની ઘોર છાયા છવા-એલી હતી. તેની જીભ કુસુમકાન્તના જાપ જપી રહી હતી આખ્યો તેના વ્હાલા ભાઇને જોવા તલસી રહી હતી. મધ્યાન્હ થયા હતા ભાનુભગવાને ઉગ્રતા ધારણ કરી હતી. રસ્તાઓ જન શૂન્ય જણાતા હતા. પોતાના વિપરીત ભાવીના વિચાર કરતો, પ્રભુના દરબારમા દુખની ફરીયાદ દાખલ કરાવતો અને કુસુમકાન્તનો જલ્દી પત્તો મળે એવી પ્રબળ ઇચ્છા—આશા ધરાવતો બુલબુલખાન છેવટે આસપાસ નજર ફરી કરૂણ અવાજે નીચે પ્રમાણેનું ગાન ગાવા લાગ્યો

જગતના જાણુ ભેદુઓ, દલીલો દઈને દર્શાવો,
મને ના ગમ પડે કાંઈ, કહો આ ભેદના ભાવો
તિમિરે છાય દ્યુતિની, કટુતા મિષ્ટ વસ્તુની,
શિતળતા ઉષ્ણતા ભેળી, મને ભાસે કહો શાથી
જગત દુખો દવા દારૂ, કરેથી જો દબાઇ રે',
અને મુજ દર્દ દવા કરતા, કહો શાથી વધે છેરે,

ગણે જેને જગત ગાઢુ, મને તે ડાહ્યું દેખાતુ,
જગતના શ્વેત પડદામા, મને સૌ કાળુ સમજાતુ
ભળે જો એકમા બીજુ, ગણીત શાસ્ત્રે ગણાયે બે,
છતા મુજને મળેલા બહુ, મળેલા એક સમજાયે
અમારા કોષમા શાને, અહમ્ શબ્દોનુ દેવાળુ,
અમારૂ મારૂ ને બદલે, તમારૂ તારૂ તુ ભાળુ!
નહી કઈ બાદ નહિ ભાગ્યા, ફક્ત ગુણ્યા ઉમેર્યા બે,
શીખ્યો હુ મૂલ્ય તેમા કો', ગુરૂની કે એ મારી છે
મધુ રસના રસજ્ઞોને, મધુનો સ્વાદ સમજાયે,
પીધો મે પેટભર તો એ, નહી રસ તૃપ્તી શે થાયે
ભરી મૃગ નાભી કસ્તુરી, નહી મૃગને ખબર તેની,
મને ના ભાન ભાવોનુ, શીખુ જઇ પાસે એ કોની?

હા ! સઘળુ શીખવનાર–સમજાવનાર એક ગુરૂ–મારો ભાઇ અરે મારૂ સર્વસ્વ હતો, પણ તે ગયો, આ કમભાગ્યને મૂકી–ત્યજી રાત્રિના ભિષણ અંધકારમા તેની પ્રાણ પ્રિયાના વિયોગ દુખે ઉન્મત્ત બની ચાલ્યો ગયો તેની શોધમા–તેને ખોળવા હું ઘણુ રખડયો; દિવસો–મહિના વિત્યા, પણ ઓ મારા ભાઇ ! મારા આનદ, મારા સુખના સિતારા ! તારા તે પવિત્ર મુખના દર્શન ન થયા તે ન જ થયા. મારા ગુરૂ ! હુ તને મળવા મારા પ્રાણ પાથરીશ દુનિયાના તમામ સકટો ! આવો, આ બુલબુલ તમને હસતે મુખે બોલાવી રહ્યો છે તે હવે તમારો સાચ્ચો દોસ્ત બન્યો છે. જગતના જનો તમારા નામ માત્રથીજ કપે છે; પણ હું જાને–જીગરથી તમારી દોસ્તી કરવા ચાહું છુ. આવો; તમારા આ દોસ્તને તમારાથી બને તેટલી રીતે અજમાવો–તાવો આ બુલબુલ ખુદાના નામ પર–તેના ધર્મપર અને સાચી મિત્રતા પર તેનો જાન કુરબાન કરવા આતુર બન્યો છે." આમ બોલતો બુલબુલખાન ઉગ્ર દેખાયો. તેની આ સ્થિતિ ઘણીવાર રહી.

સાંજ પડવા આવી અંતે સ્વસ્થ થઈ તે ઉઠયો અને ત્યાંથી ચાલતો ચાલતો વિશ્વાસીપૂરા નજીક આવેલા પાદરી સાહેબના બંગલા આગળ આવ્યો નાનકડા ગામમાં બંગલો જોઇ તે થોડીકવાર ત્યાં ઉભો રહી બંગલા તરફ જોઇ રહ્યો અને પછી કંઇક વિચાર આવતાં તેણે અંદર પ્રવેશી ચોગાનમા પડેલા એક બાકડાપર સ્થાન લીધુ. કુદરતની ગયબી ઘટનાથી જ બુલબુલખાન આ સ્થળે આવી ચઢયો હોય એમ અનુમાન થતુ હતું કારણકે જે સ્થળે કુસુમાવતી, તે સ્થળની નજીકમાંજ બુલબુલખાન કેવો અજબ સંયોગ ?' બુલબુલખાનને બાકડાપર બેઠે પૂરી પાચ મિનિટ પણ નહિ થઇ હોય, એટલામા તો એક કારમી —કરૂણ ચીસ તેના કાને સભળાઇ. બુલબુલખાને ચમકીને એ તરફ જોયુ. કોઇનો ગુંગળાતો ધીમો અવાજ સંભળાયો. પરોપકારની ભાવનાવાળો બુલબુલ ઝડપથી ઉભો થયો અને બંગલાની જમણી બાજુએ આવેલી એક કોટડી કે જ્યાથી હવે ધીમો અવાજ સંભળાતો હતો, ત્યા દોડી ગયો. બુલબુલે જોરથી ધક્કો મારી બારણા ઉઘાડી નાખ્યા એક કરૂણ હૃદયભેદક દેખાવ તેની નજરે પડયો; કે જે જોતાંજ તેનુ મગજ ફરી ગયુ, શરીરનું લોહી ઉકળી આવ્યું. પેલો પાદરી જુલીયાપર જુલ્મ ગુજારી રહ્યો હતો. જુલીયા જમીનપર પડી કરૂણ કલ્પાત કરી રહી હતી. પાદરીએ તેના એક હાથે જુલીયાના હાથ મજબુત પકડયા હતા; અને બીજા હાથે તેનુ મુખ દબાવી રાખ્યુ હતુ જુલીયા પાપીના પંઝામાથી છૂટવાને તરફડીયા મારતી હતી પણ કયા એ બળિષ્ટ બાંધાનો મજબુત માણસ અને કયા સુકોમળ જુલીયા ? આવો પૈશાચિક પ્રસગ અવલોકતાંજ ઉશ્કેરાએલા બુલબુલે નજીક દોડી જઇ પાદરીને ગરદનમા પકડી જમીનપર પટક્યો. જુલીયા ઉભી થઇ દીન દૃષ્ટે બુલબુલ તરફ જોઈ

રહી જમીનપર પડેલો પિશાચ ઉભો થાય અગર કંઇ અવાજ કરે, એ પહેલાજ બુલબુલખાને તેની તરફ ધસી જઇ પુનઃતેને જમીન સાથે દાબ્યો અને ગજવામાંથી રૂમાલ કાઢી તેના મુખમા ડુચો માર્યો. જુલીયા બુલબુલખાનની સૂચનાથી બહાર નીકળી એક મજબુત દોરડુ લઇ આવી બન્નેએ મળી તે પાપીના હાથ-પગ મજબુત બાંધ્યા અને પછી કોટડીના બારણા બધ કરી બહારથી સાકળ ચઢાવી દીધી જુલીયાએ બુલબુલને જણાવ્યુ કે એક બીજી બાઇ પણ પાપીના કોપથી ઓરડામાં પૂરાઇ છે પ્રભુને ખાતર આપ તેને પણ છોડાવો તરત બુલબુલખાન જુલીયાની સાથે એક બીજી કોટડી આગળ આવ્યો પેલો નોકર કોટડી આગળ બેસી નિરંજનને રમાડી રહ્યો હતો. જુલીયાએ સાહેબનો હુકમ છે કહી તેની પાસેથી કુચી માગી લઇ બુલબુલખાનને આપી

બુલબુલે તાળુ ઉઘાડી નાખ્યું. જુલીયાએ નોકરના હાથમાથી નિરંજનને લઇ લીધો નોકર ભયભીત બની ધ્રુજવા લાગ્યો. દરેક કામ વિજળીની ઝડપે થતા હતા. બારણા ખુલ્લા થતાજ કુસુમાવતીએ બહાર દોડી આવી જુલીયાના હાથમાથી નિરંજનને ઝડપીલઇ હૃદય સાથે દબાવ્યો. બુલબુલખાનની નજર કુસુમાવતી પર પડતાજ જેમ તોપનો ગોળો ફાટે અને મનુષ્ય ચોકે એ પ્રમાણે બુલબુલખાન મરેલી કુસુમાવતીને જીવતી જોતાજ ધડકતા હૃદયે બોલી ઉઠયો; " કોણ બ્હેન કુસુમાવતી ? "

નિરંજનને છાતી સરસો દાબી તેના વદન તરફ એકાગ્રતાથી નિહાળી રહેલી કુસુમાવાતીના કાંન પર પોતાનુ નામ સભળાતા તેણે તરતજ બુલબુલખાન સામે જોયુ અને તેને ઓળખતા જ "કોણ ભાઈ બુલબુલ " કહી કુસુમાવતી બુલબુલના પગ આગળજ જમીનપર

બેસી ગઇ. બુલબુલ અને કુસુમાવતીની દશા આ વખતે વિચિત્ર બની રહી. બન્ને એક બીજાની સામે કરૂણા-દયા અને આશ્ચર્યતાથી જોઇ રહ્યા. જુલીયા પણ વિસ્મયતાથી આ અપૂર્વ મેળાપ અવલોકી રહી. થોડીવારમા જ બુલબુલખાનને સમય અને સ્થાનનુ સ્મરણ થયુ. આ સ્થળેથી જલ્દી નીકળી જવુ જોઇએ જાણી તેણે કુસુમાવતીને સ્વસ્થ થઇ પોતાની સાથે જલ્દી ચાલી નીકળવાનુ જણાવ્યુ. કુસુમાવતીએ જુલીયા સામે જોયુ. જુલીયાએ પોતાને પણ સાથે લઈ જવાની કરૂણ શબ્દોમા વિનતિ કરી બાદ બુલબુલખાને પેલા નોકરને પણ મુખમા ડુચો મારી તેના હાથ-પગ મજબુત બાંધી ઓરડામા પૂર્યો. બંગલામા અન્ય કોઈ હતુ નહિ ત્રણે જણાં ત્યાથી બહાર નીકળી ઝડપથી ચાલતા થયા.

---

## ૩૦

## વિયોગી જીવન.

આકાશે ભટકે રવિ વળી પીડા તેને સદા રાહુની,  
દેખુ ચદ્ર શિરે ઉપાધી પણ કે જે છે કળાનો નિધિ,  
દેવોની ભુમિ નાશને ઉદયના ચક્રેય આવી જતી,  
પ્રાણીને દુ ખ થાય લેશ પણ ના એ સ્થાન ક્યાંએ નથી.

---

અમાવાસ્યાની ઘોર અંધારી રાત્રિનુ સામ્રાજ્ય સર્વત્ર સ્થપાઇ ચૂકયુ હતું. સઘળે નિ સ્તબ્ધતા વ્યાપેલી હતી. શિયાળાનો સમય હોવાથી ટાઢ પણ પૂષ્કળ હતી પવન સુસવાટાબંધ વ્હાતો હતો. આવા સમયે નર્મદા નદીના કિનારે આવેલા સ્મશાન ક્ષેત્રમા કોઇ એક યુવાન શાન્ત-ગભીરવદને રાત્રિનું ભિષણ દ્રસ્ય અવલોકી રહ્યો હતો. આ યુવક અન્ય કોઇ નહિ પણ કુસુમકાન્ત હતો.

વિદ્વાન-જ્ઞાની ગણાતો કુસુમકાન્ત પ્રિયતમાના વિયોગથી જ્ઞાન ભાન વિહીન્ બની ચાલી નીકળ્યો અને અનેક સ્થળે ભ્રમણ કરતો છેવટે તે નર્મદા કિનારે આવેલા ઉપરોક્ત સ્થાનમા આવી ઉભો હતો સ્મશાનમા આ વખતે જાણે કોઇ ભૂત-પ્રેત ઉભું હોય એવો તેનો દેખાવ થઇ રહ્યો હતો જગતના સુખ-દુખને સમાન જાણનાર-પ્રભુ ઇચ્છા પ્રમાણેજ સૌ કાઇ થાય છે એવુ દ્રઢ મને માનનાર આત્મજ્ઞાની કુસુમકાન્ત ભાગ્યના પરિવર્તનથી પ્રેમના પ્રચડ આઘાતથી છેક દિવાના સમાન બન્યો હોય એમ જણાતું હતું. તેના શરીરપર પૂરતા કપડા પણ નહોતા સ્મશાનનો દેખાવ પણ ભયાનક બની રહ્યો હતો શબમાસોપજીવી પ્રાણીઓ દોડાદોડી કરી રહ્યા હતા. ચારે તરફ ભયાનક અંધકાર ફરી વળેલો હતો. કુસુમકાન્ત સ્મશાનના વિવિધ-વિરૂપ દસ્યો અવલોકી મનમા કંઇક અવનવીજ અવસ્થા અનુભવી રહ્યો હતો તેના હૃદયમા આ વખતે ભય ન્હોતો ભયકારક દસ્યો નિહાળી તેનુ હૃદય ધડકતું ન્હોતું. અનેક ચિત્ર-વિચિત્ર ચમત્કારો અને ભૂત-પ્રેતોના ફરવા હરવાના ભાસ થઇ રહ્યા હતા. કોઇ કોઇ સ્થળે આગના ભડકા થતા અને હોલવાઇ જતા કાળજુ કપાવે એવા ગયબી અવાજો પવનમા મળી જઇ દૂર પડઘારૂપે સભળાતા કુસુમકાન્ત ઘણીવાર સુધી સ્મશાનની ભિષણ વિભીષિકા જોઇ રહ્યો અને પછી આત્મગત્ બોલવા લાગ્યો, "અહા ! કેવી અપૂર્વ શાન્તિ ? મનુષ્યમાત્રને આ સ્થળેજ છેવટની શાન્તિ મળે છે મારી કુસુમ ! મારી મનોરમા ! મારા મનનો આનંદ ! મારી પ્રાણ પ્રતિમા ! આ સ્થળેજ-આ ઘોર અધકારવાળા સ્મશાનમાજ ચિર શાન્તિથી સુતી છે. ભૂત-પ્રેતો નૃત્ય કરી તેની શાન્તિમા ભંગ પાડવાને

પ્રયત્ન આદરી રહ્યા છે. પવન સુસવાટ કરી અશાન્તિના મંગળગાન ગાઇ રહ્યો છે. અંધકારને ભેદવા વૃથા પ્રયત્ન આદરી ગ્હેલા તારાઓ કુસુમાવતીના આ પ્રેમઘેલા પ્રિયતમની મનોદશા જોઇ હશી રહ્યા છે. હસો, સૌ કોઇ હસો જગતમા આવો પ્રેમઘેલો કોઇ પણ નહિ હોય. કુસુમ ! મારી મનોરમા ! હું તને કયા આવી મળુ ? શુ આત્મહત્યા કરવાથી તને મળાશે ? ના, ના, હુ એવુ કરીશ નહિ. મારી કુસુમ એવા ઘોર પાપને માટે તો મને ઠપકો આપે દેવી ! મારી આશાની અમૃત વેલ ! હુ તારા વિયોગે ઝુરૂ છુ. તારા વિના મારૂં સઘળુ જ્ઞાન-ભાન ભૂલ્યો છુ જગતના જનો સ્ત્રીની પાછળ પાગલ બની ચાલી નીકળ્યો કહી મારી હાશી કરતા હશે, પણ તેમને-ભોળા સંસારી જનોને પ્રેમિના સાચા પ્રેમની ખબર શી રીતે પડે ? હા ! શુ કરૂ ? પ્રભો ! મારી ઉપર આ પ્રલયકાળના મોજા ફેરવવામા આપનો શુભ હેતુ શુ હશે ? આહ ! હવે સહન નથી થતુ ? અરેરે !

મમ ભાગ્યની દેવી તણા, દર્શન હવે ક્યાથી થશે?
આનંદની જ્યોતી તણી, ઝાખી હવે ક્યારે થશે?
એ પ્રેમની પ્રતિમા વિના, સંસાર મારો શૂન્ય છે,
તારો તુટ્યા છે આશના, જીવન હવે આ વ્યર્થ છે
નજરે પડે પ્રતિમા નહિ, એ પ્રાણના આધારની,
આશા કહો શી રાખવી, એ પ્રેમના આકારની?

ગઇ, સદાને માટે જતી રહી. તેના દર્શન હવે આ અભાગીને સ્વપ્ને પણ થવાના નથી કાળે, કુટિલ કાળે ! તે સૌન્દર્યમૂર્તિને તેના પંઝામા સપડાવી દીધી તે નહિ મળે; એ આનંદમૂર્તિ આ જીવનમા તો હવે કદાપિ નહિ મળે હું શુ કરૂ ? કયા જાઉ ? મારી જીવનેશ્વરીના વિના જીવન ઝેર થયુ છે. ઓ ભૂત-પ્રેતો ! ઓ આકાશમા ઉડતા વૈતાલો ! ઓ હિંપાળો ! તમે શામાટે મારી મશ્કરી કરી

રહ્યા છો ? મનુષ્યો તમને જોઇ ચમકે છે, બ્હીએ છે-ધ્રુજે છે; પણ મને એમાનું કંઇએ થતું નથી તમે હસતા-નાચતા મારી પાસે આવો અને મારા આ નકામા શરીરને ખાઇ જાવ. મારો આત્મા-મારૂં મન મારી મનોહારીને મળવા વ્યાકુળ બની રહ્યું છે આવો; મારા દોસ્તો-અંતકાળના બાંધવો, આવો અને આ પ્રાણુ પંખીને શરીરના કારાગૃહમાંથી વિમૂક્ત કરો."

આવી રીતે ધ્રવે એમ બોલતો કુસુમકાન્ત ઉન્મત્તની માફક ચારે તરફ દ્રષ્ટિ કરી રહ્યો. તેની મનોદશા ઘડીમા સાવધ તો ઘડીમા અસ્વસ્થ થતી થોડીવાર પછી વળી પાછુ તેણે બોલવા માંડ્યુ, "કુસુમકાન્ત ! પ્રેમના પંથમા ભાન ભૂલેલા ભ્રમિત મુસાફર ! તું અત્યારે ક્યા છે અને ક્યા જાય છે ? તારી શી દશા છે ? તુ જેને ખોળે છે, જેને મળવા તલસે છે; તે અહિં, અરે આ જગતમાં નથી. તે તો સદાને માટે નર્મદાના ઉંડા જળમા જળશાયી થઇ સ્વર્ગના પથે વિચરી છે તુ તેને મળવાનાં-જોવાના નિષ્ફળ ફાંફા શાને મારે છે ? અરેરે ! મારા મનની-શરીરથી આ કેવી દુર્દશા ? કુસુમાવતી જતા આ મન સંસારના દુર્ગમ્ માર્ગની ભયાનકતા અવલોકીને નિર્બળ-ભયભીત બન્યુ છે. તે સત્ય જ્ઞાન વિહીન બન્યુ છે કુસુમાવતીના સ્વર્ગ ગમનથી આખુ જગત ઘોર અંધકારમાં ગૂમ થએલુ તેને જણાય છે. મન કુસુમાવતીને શોધે છે, પણ તે ક્યા ? આકાશમા હિરાની માફક ઝગઝગી રહેલા તારાઓ સુંદર જણાય છે, પણ તેની અંદર શુ હશે એ કોણ સમજી શકે છે? શોધકો કહે છે કે તેમા-ત્યા પણ ઉત્તમ જીવાત્માઓ વસે છે. કદાચ એમ પણ હોય. મારી કુસુમ પણ કદાચ ત્યા કાં ન હોય ? પણ હુ કેમ માની શકુ ? આ આંખ્યો ત્યાનું ગુપ્ત દૃશ્ય કેવી રીતે જોઇ શકે ? બસ જ્યા

સુધી હુ પ્રત્યક્ષ જોઇ શકુ નહિ; ત્યાં સુધી કંઇ પણ સત્ય માની શકુ નહિ. પણ અરે! હું કોણ? હુ તે આત્મા કે શરીર? અરેરે! સઘળુ ભૂલ્યો છુ. કુસુમાવતીના સ્નેહે-પ્રેમે મને દિવાનો બનાવ્યો છે." કુસુમકાન્તની આખ્યોમાથી અશ્રુધારા વ્હેવા લાગી. તે નીચે બેસી ગયો, કુસુમકાન્ત તેના મનને શાન્ત પાડવા-પ્રબળ બનાવવા ઘણુએ પ્રયત્નો કરતો, વારવાર પ્રભુને પણ વિનવતો કે આત્મબળ સમર્પો; પણ કુસુમાવતીનું સ્મરણ થતા જ; તેનુ મન વધુ નિર્બળ દીન બનતુ સ્મશાનની ઘોર શાન્તિમા ચારે તરફ પથરાએલા ભિષણ અંધકારમા અને ભૂત પ્રેતોથી ભરપૂર ભરેલા સ્થાનમા તેને કુસુમાવતીનાજ ભણકાર સભળાઇ રહ્યા હતા. કુસુમકાન્ત હૃદયવેગ રોકવાને અસમર્થ થયો પ્રિયતમાના પ્રેમનુ સ્મરણ કરતા તે કરૂણ કંઠે વળી પાછો બોલવા લાગ્યો, "કુસુમ! તારી સાથે લગ્ન કરી મે મારા મનમા કેવી અને કેટલીએ અનેરી આશાઓના કિલ્લા ચણ્યા હતા. અરેરે!

તહારે સગે મ્હે ધિરજ ધરિતિ હા મમ મને,
વળી વિચાર્યુંતુ તુજ સહ સહુ કાળ વહશે
દગો દઇને ત્હે મુજ સહ અતી પ્રેમ કરીને,
લુટી લીધુ સર્વે મહત ભ્રમણામા ભૂલવીને

આટલુ બોલતા વળી પાછુ તેનુ મગજ ખસ્યુ હોય એમ જણાયુ. તે બોલ્યો; "કુસુમ! તુ મારાથી રીસાઇ તો નથી ને? દેવી! શુ તુ નથી જાણતી કે,

રિસાવુ હમ્મેશા નથિ નથી રીતિ એ સુજનની,
ત્યજી દે એ ચેષ્ટા રસીલી સર્વે બાળ વચની,
પૂરા પ્રેમી સગે કરવી પ્રીતિ કાચી પ્રિયતમા.
ફજેતી થાયે છે અચિત જનની તેથી જગમા

સુંદરી ! તું શાણી છે. પ્રિયતમથી પ્રિયતમાને રીસાવું ના ઘટે. હું તો તારા લીધેજ સુખી છું. " આમ બોલતા કુસુમકાન્તે કુસુમાવતી જાણે નજીકમાંજ ઉભી હોય અને તેને વિનવતો હોય એવા ભાવથી પુનઃ બોલવા માંડયું

તહારા આ પ્રિયતમને, તુજ વિણ કંઇ ના ગમે,
તહારા વિના આ સકળ જગ તો શુન્ય જ દિસે,
તહારે વિયોગે નથી નથિ સ્પૃહા આ જગ તણી,
તદા શાને રૂચે તુજ વિણુ રહેવુ જગમહિ.

છુ અગ્નિહોતા હું તવ વિરહથી એ સમજજે,
ધિકે અગ્નિ નિશ્ચે, હૃદય રૂપ કુંડ દિન-નિશે,
દઉ આહુતિ હું ફરમહિ કરી સ્મર્ણ તુજનું,
વળી મુખે તહારો નિશદિન મહામંત્ર જપુ છુ

તહારા વિયોગે અતિ દુઃખી થયુ તે થકી મ્હને,
ગમે મૃત્યુ વ્હાલી ! અતિશય થઇ છે હદ હવે
ચહે મૃત્યુ સર્વે મહત જન તે કષ્ટ સહિને,
તદા શાને ચાચુ મરણ નવ હું દુઃખી અતિશે

પૂરો પીડાઇને જગત શ્રમથી અશ્રાન્ત હું થયો,
નહી દીઠો તહારા વિણ જગ વિશે આનંદ કશો,
સદાયે હાવેતો તવ મુખ તણુ દર્શન ચહુ,
સદા ત્હારૂ વ્હાલી મિલન અરથે નામજ રટુ

અરેરે ! મારા મનની આ કેવી વ્યાકુળતા ?

મને મુંઝાયો છુ અતિશય હવે હુ જઉં ક્યહાં,
હવે આયુર્દાના રહિત દિન ગાળુ જઇ ક્યહા,
કહુ કોને વાર્તા હૃદયગત મ્હારી સહુ હવે,
નહીં લે કહેણારો અવર જનને ટેક તજીને.

ભલે કોઇ દિને પ્રભુ રવિ ઉગે પશ્ચિમ દિશે,
ભલે કોઇ દિને ભૂમિપર નહી મેઘ વરસે;
ભલે જાયે ડુબી પૃથ્વી જળમાંહે પ્રલયમા,
પરંતુ પ્રેમી તે નવ કદિ ત્યજે પ્રેમ મનના.

કુસુમકાન્તનું હૃદય ભરાઇ આવ્યું. તેની આખ્યોમાથી અશ્રુધારા વહેવા લાગી હૃદયભાર કંઇક ઓછો થતા પુનઃ તેણે બોલવુ શરૂ કર્યું, "ખરેખર નિષ્ઠુર વિધાતાએજ દુ ખની આ ઘડી આણી છે. વિપરીત ભાગ્યના યોગેજ હું ભ્રમિત બન્યો છુ ભગવાન ! આ ભયંકર ભાવીના પંઝામાથી મારો ઉદ્ધાર કરો. પ્રભો ! તમે વૈરી વિધાતાના સ્હાયક ન થશો. ભગવંત ! મારી દશા અવલોકો. જગતના જનોમા પૂર્ણ જ્ઞાની ગણાતો-મનાતો આ જીવાત્મા માયાની જાળમા, અરે સંસારના દુઃખની અને પ્રિયતમાના વિયોગની પ્રચંડ આગની ભભુકતી જ્વાળાઓમા ભસ્મ થઈ રહ્યો છે. મારા પ્રભુ ! મારા આધાર ! મારા આત્મારામ !

કહો હવે ક્યા સુધી મમ દુખિતનુ દૈવ ઉલટું
રહેશે ને થાશે કઈ રીત થકી સર્વ સુલટું,
હવે દેવુ છે કયા સૂધી દુ ખ મ્હને દીન જનને,
રિબાવો છો શાને દીનબંધુ અતિ દુર રહીને.

કુસુમકાન્ત દયાર્દ્ર વદને અને સજળ નયને આકાશ પ્રતિ દૃષ્ટિ કરી રહ્યો. તેનુ દુ ખી હૃદય-મન દુઃખસીંધુમાથી ઉગારનાર દયા સિંધુના ધ્યાનમા તદ્રુપ બન્યુ. આ અરસામા જ નજીકમાં આવેલા એક ઉંચા કોતર તરફથી એકાએક અવાજ આવ્યો. " ભાન ભૂલેલા અને માર્ગ ચૂકેલા મુસાફર સ્વસ્થ થા, સાવધ થા." અવાજ કર્ણપુટ પર અથડાતા જ કુસુમકાન્તનું ધ્યાન ભગ્ન થયુ. તે ચમક્યો

અને જ્યાંથી અવાજ આવ્યો તે તરફ આશ્ચર્ય અને કૌતુહલપૂર્ણ નેત્રે નજર કરી રહ્યો. ભૂત-પ્રેત-યક્ષની શંકા ઉદ્દભવી. એવામાં જ એકાએક એ તરફથી-ઉંચા કોતર પરથી સર્ચલાઇટની માફક લાલ રંગનો પ્રકાશ પથરાયો. કુસુમકાન્ત કંપ્યો અને દુઃખ શોક-ઉન્માદના કારણે છેવટે બેશુદ્ધ બની પૃથ્વીપર પડ્યો. કોતર પરથી એક માણસ નીચે ઉતરતો જણાયો તેના હાથમા લાલરંગના કાચવાળુ ફાનસ હતું છેક નીચે ઉતરી તેણે કંઇક સંકેત ધ્વનિ કર્યો કે જેથી એક બીજો બળીષ્ટ બાધાનો માણુસ તત્કાળ કોતરપરથી નીચે ઉતરી આવ્યો. બન્ને કુસુમકાન્તની પાસે આવ્યા ફાનસવાળા માણુસે સાથેના માણુસના કાંનમા ધીરેથી કંઇક કહ્યું, કે જેથી તે કદાવર માણુસે તરતજ કુસુમકાન્તના શરીરને ખભાપર ઉંચકી એક દિશા તરફ ચાલવા માંડયુ ફાનસવાળો માણુસ પણ તેની પાછળ ચાલ્યો બન્ને ઘણે દૂર નીકળી ગયા લાલ પ્રકાશ અદ્રશ્ય થયો અને પૂર્વવત્ ઘોર અંધકાર સર્વત્ર વ્યાપી રહ્યો

શાન્તિઃ શાન્તિ

